# વિમલ મંત્રીનો વિજય

યાને

# ગુજરાતનું ગૌરવ.



લેખક,

જગજીવન માવજી કપાસી.

પ્રકાશક,

**જૈન સસ્તી વાંચનમાળા**

ભાવનગર.

વીર સં ૨૪૫૫ દ્વિતિયાવૃત્તિ વિક્રમ સં ૧૯૮૫

કિં રૂ. ૧-૮-૦

# આભાર.

અગીયારમી સદીના એક સમર્થ જૈન યોદ્ધાનું આ જીવનચરિત્ર અમારી વાંચનમાળાના ગ્રાહકોને બહુજ આનંદ, સંતોષ, અને અસ્મિના પ્રે.તારૂં થઇ પડશે એવી અમને ઉમેદ છે.

જૈન પત્રના સંપાદક શ્રીયુત દેવચંદ દામજી શેઠે જૈન સસ્તી વાંચનમાળાના ગ્રાહકોને માટે તેમજ બીજા જીજ્ઞાસુઓને માટે ઓછી કિંમતે આ પુસ્તક પ્રગટ કરવાનો અમને હકક આપ્યો છે. તે બદલ તેમનો અંતઃ-કરણ પૂર્વક આભાર માનું છું આ પુસ્તકની કિં. રૂા. ૨–૦–૦ હતી તે ગ્રાહકોને રૂા ૧–૪–૦ માં આપવાનું કર્યું છે.

આજની જૈન કોમની નબળાઇને દુર કરવા આવા ઐતિહાસીક આલેખનોની જ આવશ્યકતા છે. અને અમને ઉમેદ છે કે આ ગ્રંથ જૈનોના ઇતિહાસ ગૌરવને તાજુ કરવામાં અને જૈન સંઘમાં ચૈતન્ય પ્રેરવામાં અતિ ઉપકારક થઇ પડશે,

લી૦ અચરતલાલ.

## સ્વ૦ શેઠ બાલાભાઇ સાકળચંદ.

ઘાંચીની પોળ—અમદાવાદ.



| જન્મ. | સ્વર્ગવાસ. |
|---|---|
| સં. ૧૯૩૮ | સં. ૧૯૮૪ વૈશાખ શુદી ૩ |

આનંદ પ્રીન્ટીગ પ્રેસ—ભાવનગર.

# સ્વ૦ શેઠ બાલાભાઇ સાંકળચંદનું સક્ષિપ્ત.

## જીવનચરિત્ર

અમદાવાદ ઘાચીની પોળમા રહેતા, શેઠ નગીનદાસ ઊચરદાસ વીશાશ્રીમાળી જૈનનું પ્રતિષ્ઠિત–ખાનદાન કુટુબ જાણીતુ છે ધર્મપ્રેમી શેઠ નગીનદાસ ભાઇના પુત્ર સાકળચદભાઇ કે જેઓ ઘણા ધર્મચુસ્ત, સરળ સ્વભાવી અને સ્વામીભાઇ પરત્વે સ્નેહાળ હતા જેઓ લુવારની પોળના ઉપાશ્રયનું કાર્ય કરતા હતા અને તેના આગેવાન શેઠ હતા તેમને પાચ પુત્રો અને એક પુત્રી હતા જે પૈકી ત્રીજા પુત્ર બાલાભાઇ હતા કે જેમના જીવનની ટુકી નોધ અહીં લીધી છે

શેઠ બાલાભાઇનો ગુજરાતી અને ધાર્મિક અભ્યાસ સારો હોવા સાથે તેમણે અગ્રેજી મેટ્રીક સુધીનું જ્ઞાન મેળવ્યું હતુ સમેતશિખર શીવાય દરેક તીર્થોની યાત્રા કરી હતી બાળપણથી જ ધાર્મિક સસ્કારમા ઉછરેલા બાલાભાઇનું જીવન સરળ સ્વભાવી શાન્ત અને ધર્મમય હતુ લગભગ ચાર વર્ષથી તબીયત નરમ છતા ઘણો વખત ધર્મનીજ વાતો અને કાર્યોમા તેઓ ગુજારતા હતા તેઓ પોતાની પાછળ ત્રણ પુત્રો અને એક પુત્રી મુકી ગયા છે આવા સરલ સ્વભાવી ધર્મપ્રેમી બધુના આત્માને અપરલોકમા પણ શાતિ પ્રાપ્ત થાઓ એમ અતકરણ પૂર્વક ઇચ્છીએ છીએ

લી પ્રકાશક

# આભાર.

પૂજ્યપાદ પ્રાતઃસ્મરણીય આચાર્ય મહારાજશ્રી વિજય-નીતિસૂરીશ્વરજી મહારાજશ્રીના સદુપદેશથી અમદાવાદ ધાંચીની પોળના સ્વ૦ શેઠ બાલાભાઈ સાંકળચંદની યાદગીરી નિમિત્તે તેમના બંધુઓ શેઠ મણીલાલભાઇ તથા મોહનલાલભાઇ તરફથી આ પુસ્તકની પ્રથમથી બરો નકલ રૂા. ૨૦૦) માં લેવામાં આવી છે તે માટે તેમનો આભાર માનું છું. તેમજ આવાં ધાર્મિક ઐતિહાસીક સાહિત્ય તરફ પ્રેમદર્શાવનારા શેઠ ચંદુલાલભાઇએ પણ અમારા સાહિત્ય માટે જે ઉચ્ચ અભિપ્રાય આપી લાગણી બતાવી છે તે માટે તેઓશ્રીનો પણ આભાર માનું છું.

લી૦ પ્રકાશક.



પ્રાત સ્મરણીય, જગત્પૂજ્ય, વિશુદ્ધચારિત્રચૂડામણિ, તીર્થોદ્ધારક

**પૂજ્યપાદ આચાર્યશ્રી વિજયનીતિસૂરીશ્વરજી મહારાજ**



જેમના સદુપદેશથી શ્રીગીરનારજીતીર્થના જીર્ણોદ્ધારમા લગભગ
ચાર આઠ લાખની રકમ ખરચાયેલ છે

અને

જેમના સદુપદેશથી સંસ્કૃત, ગુજરાતી ભાષાંતરના અનેક ગ્રંથો પ્રગટ થયા છે

ધન્ય હો ! આવા શાસન હિતચિંતક મુનિવરને !

આનંદ પ્રીન્ટીંગ પ્રેસ—ભાવનગર




વર્તમાન સમયમાં આપણી ગુજરાતી ભાષામાં દિનપ્રતિદિન અનેક નવલકથાઓ બહાર પડે છે, એ જો કે ખુશી થવા જેવું છે પરંતુ તેમાંથી કોઈએક ચડે તેવી નવલકથાઓ વણી થોડીજ હોય છે હાલમાં જે નવલકથાઓ પ્રગટ થાય છે, તે મ્હોટે ભાગે અન્ય ભાષાઓમાંથી ભાષાંતર થએલી હોય છે અને તેમાં સામાજીક નવલકથાઓનું પ્રમાણ વિશેષ જણાવામાં આવે છે સમાજમાં બનતી ઘટનાઓનું નિ પણ કરી સામાજીક નવલકથાએ દ્વારા મનુષ્યવર્ગને તેમના ખરા કર્તવ્યનું ભાન કરાવી શકાય છે, પરંતુ પ્રાચીન સમયમાં થઇ ગયેલા વીરશિરોમણિ પુરુષોના અત્યુત્તમ જીવનવૃત્તને દર્શાવનારી ઐતિહાસિક નવલકથાઓ જનસમાજના હૃદયોમાં જે અસરકારક છાપ પાડે છે, તે છાપ સામાજીક નવલકથાઓથી પાડી શકાતી નથી. આ હેતુને લક્ષ્યમાં રાખી પ્રસ્તુત ઐતિહાસિક નવલકથા લખાયેલી છે સામાજીક કે મનોકલ્પિત નવલકથા કરતાં એક ઐતિહાસિક નવલકથા લખવા માટે ઘણોજ શ્રમ ઉઠાવવો પડે છે એક સારી ઐતિહાસિક નવલકથા લખવા પૂર્વે તે સમયની વસ્તુસ્થિતિનો અભ્યાસ કરવા માટે અનેક ઐતિહાસિક ગ્રંથોનું કાળજીપૂર્વક વાચન કરવું પડે છે, એટલુંજ નહિ પણ બની શકે તો તે ભૂમિના જૂના ખંડેર અને શિલાલેખોને નજરે જોવાની પણ જરૂર રહે છે

રાજસ્થાન અને અન્ય પ્રાંતોના ઇતિહાસને લગતી અનેક નવલકથાઓ બહાર પડી છે અને પડે છે, ત્યારે ગુજરાતપ્રાંત કે જે વિસ્તીર્ણતામાં, સમૃદ્ધિમાં દર્પમાં અને વીરોચિત ભાવનામાં અન્ય પ્રાંતો કરતાં સહેજ પણ ઉતરતો નથી, તે પ્રાંતના ઇતિહાસને લગતી માત્ર આંગળીને ટેરવે ગણાય તેટલીજ નવલકથાઓ બહાર પડેલી છે, એટલુંજ નહિ પણ ગુજરાતના ઇતિહાસની જે થોડીઘણી નવલકથાઓ બહાર પડી છે તેમાં જૈન ધર્મ અને જૈન સમાજના તે સમયના ખરા ગૌરવને ઉતારી પાડવાનો પ્રયાસ કેટલેક અંશે કરવામાં આવેલો છે આ રીતે જૈન ધર્મ, જૈન સાહિત્ય અને જૈન સમાજના વાસ્તવિક જ્ઞાનના અભાવે વસ્તુસ્થિતિનો વિચાર કર્યા વિના ઘણા લેખકોએ જૈન ધર્મના ઉત્તમ સિદ્ધાંતોને જૈન સાહિત્યના ગૌરવને, જૈન સમાજના પ્રાબલ્યને અને જૈન સાધુઓને જૂદાજ રૂપમાં ચિતરવાનો અને તેને ઉતરતી પંક્તિમાં મૂકવાનો મિથ્યા પ્રયાસ કરેલો

છે, એ શોકાસ્પદ છે. એકે લખ્યું કે કુમારપાળે અમારિઘોષણા કરાવ્યાથી ગૂર્જરોએ રાજ્ય ખોયું, બીજાએ કહ્યું કે જૈન ધર્મ એ અનીશ્વરવાદી છે, ત્રીજાએ જાહેર કર્યું કે જૈન સાહિત્ય નિર્માલ્ય છે અને ચોથાએ ઉમેર્યું કે જૈન જાતિ જમદૂત પણ બની શકે છે. એક ઐતિહાસિક નવલકથાકાર થવામાં કેટલી બધી મુશ્કેલીઓ રહેલી હોય છે, તેનો વિચાર જો લેખકો કરતા જાય તો તેઓ કોઇ પણ ધર્મ, સાહિત્ય કે સમાજ વિષે ભૂલ ભરેલું અનુમાન બાંધતાં પહેલાં વિચાર કરે અને તત્સંબંધી જ્ઞાન મેળવ્યા પછીજ અભિપ્રાય જાહેર કરે, એમ અમારૂં માનવું છે.

ગુજરાતમાં જૈનધર્મ તો ઘણા લાંબા કાળથી ફેલાયેલો હતો, પણ જૈનધર્મના અનુયાયીઓ તે સમયે રાજયકાર્યમાં ભાગ લેતા કે કેમ, એ ઇતિહાસના અભાવે આપણે જાણી શકતા નથી. તોપણ જ્યારથી શીલગુણસૂરિ નામક જૈન યતિએ ચાવડા વંશના પ્રથમ રાજા વનરાજનું તેની બાલ્યાવસ્થામાં રક્ષણ કર્યું અને ચાંપો શેઠ વગેરે જૈનોએ પાટણનું રાજ્ય સ્થાપવામાં સહાય કરી, ત્યારથી જૈનો રાજ્યકાર્યમાં આગળ પડતો ભાગ લેતા ગુજરાતના ઇતિહાસમાં જોવામાં આવ્યા છે. તે સમયે અણહિલપુર પાટણમાં અને સમસ્ત ગુજરાતમાં જૈન ધર્મની જાહોજલાલી અપૂર્વ હતી અને અનેક શ્રીમંત જૈનો ત્યાં નિવાસ કરતા હતા. વનરાજ કે ત્યારપછીના રાજાઓએ (કુમારપાળ સિવાય) ખાસ કરીને જૈન ધર્મ અંગીકાર કર્યો નહતો; પરંતુ તેઓ જૈન ધર્મને માન આપતા હતા અને પ્રસંગોપાત તેના ઉત્તમ સત્યોને આચારમાં મૂકતા હતા; તેથી જૈન ધર્મનું અને તેના અનુયાયીઓનું તે તે સમયમાં અત્યંત પ્રાબલ્ય હતુ એ નિર્વિવાદ છે. ગુજરાતના ઇતિહાસમાં જૈનોએ અગત્યનો ભાગ ભજવ્યો હતો તથા વિમલ, મુંજાલ, ઉદયન અને છેવટે થઇ ગયેલા વસ્તુપાળ–તેજપાળે ગુજરાતનું ગૌરવ વધારવામાં અને સાચવી રાખવામાં ભગીરથ પ્રયાસો કર્યા હતા, એ ઇતિહાસ વાચકોથી અજાણ્યું નથી. ગુજરાતના રાજાઓ જ્યારથી જૈન ધર્મને માન આપવા લાગ્યા અને શ્રાવકોને રાજ્યના અધિકારો આપવાની તેમણે શરૂઆત કરવા માંડી, ત્યારથી શૈવ અને જૈનધર્મ વચ્ચે વિશેષ પ્રમાણમાં સ્પર્ધા થવા લાગી હતી. જો કે એ બન્ને ધર્મો વચ્ચેની સ્પર્ધા ઘણા લાબા સમયની હતી અને તેમ થવાનું ખાસ કારણ જૈનધર્મે અહિંસાધર્મનો પ્રતિબોધ કરી માનવસમાજને સત્યનું ભાન કરાવ્યુ એ હતું; પરંતુ જ્યારથી જૈનો રાજ્યકાર્યમા આગળ પડતો ભાગ લેવા લાગ્યા ત્યારથી બન્ને ધર્મ વચ્ચેનો એ વિરોધ અને સ્પર્ધાએ ગંભીર રૂપ પકડયું હતું. બન્ને ધર્મના આચાર્યો વચ્ચે ધર્મ સંબધી વાદવિવાદ થતા અને એક બીજા અન્યોઅન્યને ઉતારી પાડવાનો પ્રયાસ કરતા હતા. એક તરફથી

પાટણની આ બે મુખ્ય પ્રજાઓમાં સ્પર્ધા ચાલતી હતી અને બીજી તરફથી પાટણના રાજાઓને અન્ય પાડોશી રાજ્યો સાથે વૈમનસ્ય વધતું જતું હતું, તેમ છતાં તેમની ખ્યાતિ ચોતરફ પ્રસરી ગઈ હતી અને પાટણના રાજાઓની ધાકથી મોટા મોટા રાજ્યો ધ્રુજતા હતા, એટલું જ નહિ પણ પાટણની પ્રભુતા અને ગુજરાતના ગૌરવની અલૌકિક વાતોથી અન્ય રાજેશ્વરો પણ આશ્ચર્યમુગ્ધ થઈ ગયા હતા.

ચૌલુક્ય વંશનો ભીમદેવ પહેલો કે જે બાણાવળીના ઉપનામથી ઇતિહાસમાં જાણીતો થયેલો છે, તેના સમયની પ્રસ્તુત નવલકથા છે. ભીમદેવ બાણાવળીએ પાટણની ગાદીએ બેસીને તુરતજ સિન્ધદેશના રાજા હમીર સુમરા ઉપર અને માળવાના રાજા ભોજ ઉપર જે મહાન્ જીતો મેળવી હતી, તે પ્રસંગને અનુલક્ષીને પ્રસ્તુત નવલ કથા રચાયેલી છે. આ બન્ને અપ્રતીમ જીતો મેળવવામાં વિમલ નામક એક શ્રાવક મંત્રીએ અગત્યનો ભાગ ભજવ્યો છે અને તેનાજ અપૂર્વ શૌર્ય અને હિંમતથી ભીમદેવ સિન્ધ અને માળવા જેવા બે મહાન્ રાજ્યોની પાસે પોતાનું આધિપત્ય ડંકો વગાડી રાકયો હતો. વિમલ એક જૈન હતો અને અહિંસા ધર્મના સિદ્ધાંતને ચુસ્તપણે માનનાર શ્રાવક હતો, પરંતુ તેણે પ્રસંગોપાત જે શૌર્ય અને જે સાહસ દર્શાવ્યા છે તે ખરેખર અલૌકિકજ છે. ભીમદેવના સેનાપતિ તરીકે તેણે જે મહાન્ જીતો મેળવી હતી, તે જોઈને અને તેનું વર્ણન વાચીને આપણને અપૂર્વ આશ્ચર્ય થાય છે. પ્રસ્તુત નવલકથામાં વિમલનું ચરિત્ર વિશેષ પ્રમાણમાં આલેખાયેલું છે, પરંતુ તે સંપૂર્ણ તો નથીજ. વિમલ જેવા મહાન્ નરવીર, ઉદાર અને ધર્મનિષ્ઠ પુરુષનું સંપૂર્ણ ચરિત્ર જો ઉપલબ્ધ થાય તો તેમાંથી જનસમાજને ઘણુંજ શીખવાનું મળી શકે તેમ છે. વિમલના ચરિત્ર વર્ણનનો 'વિમલ પ્રબંધ' નામે પંડિત લાવણ્યસમયે એક ગ્રંથ પ્રાકૃત ભાષામાં રચેલો છે અને તેનું ભાષાંતર રા. રા. મણિલાલ બકોરભાઈ વ્યાસે કરેલું છે. રા. રા. વ્યાસે ભાષાંતરની શરૂઆતમાં ઉપોદ્ઘાત અને પ્રસ્તાવના લખી ગુજરાતી ભાષા અને વિમલ ચરિત્ર વિષે ઉહાપોહ કરી સારું અજવાળું પાડેલું છે અને તેવા ઉપયોગી ગ્રંથનું ભાષાંતર કરી પ્રગટ કરવા માટે તેમને જેટલા ધન્યવાદ દઈએ તેટલો થોડોજ છે. પંડિત લાવણ્યસમયનો 'વિમલ પ્રબંધ' ગ્રંથ જો કે એક પ્રશંસાત્મક કાવ્યજ છે અને ઇતિહાસની કસોટીએ ઉતરે તેવી હકિકત એમાં થોડીજ છે, તોપણ તેના વાચનથી તત્સમયની સ્થિતિ અને જૈનધર્મની અપૂર્વ જાહોજલાલીની આપણે કલ્પના કરી શકીએ તેમ છીએ. વિમલના ચરિત્રને દેવીના ચમત્કાર સાથે ઉપર્યુક્ત ગ્રંથમાં મેળવી દીધેલું હોવાથી ઇતિહાસની દ્રષ્ટિએ જોતાં આપણને ગુંચવાડો થાય છે, પરંતુ વિમલ એક વીર, ઉદાર ધર્મનિષ્ઠ અને રાજ્યકુશળ મહાન્ નર હતો, એ આપણે તેના ચરિત્ર ઉપરથી જાણી શકીએ છીએ.

જૈન ધર્મમાં, જૈન સમાજમાં અને જૈન સાધુવર્ગમાં અત્યારે જે નિર્બળતા જોવામાં આવે છે, તેવી નિર્બળતા જે સમયની અમે આ નવલકથા લખેલી છે, તે સમયે અને ત્યારપછીના કેટલાક સમય સુધી નહોતી. તે સમયે જૈન ધમ અને જૈન સમાજ ઉન્નત સ્થિતિએ હતો અને સુરાચાર્ય, વર્ધમાનસૂરિ અને હેમચંદ્રાચાર્ય જેવા પ્રભાવક આચાર્યો તથા વિમલ, મુંજાલ, ઉદયન આદિ વીર શ્રાવકોથી તેની કીર્ત્તિ ભારતવર્ષમાં ચોતરફ ગવા ઇ હતી અને જૈનોના અહિંસા ધર્મના સિદ્ધાંતનો વિજય થતો જતો હતો. જૈનધર્મ અને જૈન સમાજની ત્યારપછી શા શા કારણોથી પડતી થતી ગઇ એ એક વિસ્તૃત વાત છે, એટલે અમે અત્રે તેનો ઉલ્લેખ કરતા નથી અહીં એટલુંજ કહેવું બસ થશે કે જૈનોની એક તરફથી જ્યારે આવી રીતે ચોતરફ કીર્ત્તિ ગવાતી હતી, ત્યારે બીજી તરફથી તેમના સમાજમા અને ધર્મમાં અનેક પ્રકારની ગુપ્ત ખટપટો ચાલતી હતી અને એ ખટપ્ટો કે કુસંપથીજ તેની તુરતમાંજ પડતી થયાનું ઇતિહાસના વાંચનથી આપણે જાણી શકીએ છીએ

પ્રસ્તુત નવલકથામાં જૈન અને શૈવમતના અનુયાર્યાઓ—ખાસ કરીને રાજ્યના મત્રીઓ વચ્ચેના કુસપના પ્રસગોનુ વખત પરત્વે વર્ણન કરવામાં આવેલુ છે. આવા પ્રકારનું ચિત્ર આલેખતાં તે સમયની વસ્તુસ્થિતિનો વિચાર લેખકે કરેલો છે અને તે સાથે ગેરસમજ ન થાય તે માટે કાળજી પણ રાખેલી છે: તેમ છતાં સત્ય અને ન્યાયની ખાતર કહેવું જોઇએ કે લેખક પોતે જૈન ધર્મનો અનુયાયી હોવાથી પોતાના મતનુ મંડન કરવાનો અપવાદ આવે તો આશ્ચર્ય જેવું નથી. તો પણ એટલું તો સ્પષ્ટ કહેવું જોઇએ કે ઐતિહાસિક નવલ કથાઓ લખવામાં અન્ય લેખકોએ જેવો અન્યાય જૈનધર્મને આપ્યો છે, તેવો અન્યાય તો અન્ય ધર્મોને કે સમાજને અમે સહેજ પણ કરેલો નથી. જૈન ધર્મની જાહોજલાલી કે જે તે સમયે અદ્‌ભૂત હતી, તેને દર્શાવવા રા. રા. ચુનીલાલ વર્ધમાન શાહે “ગુજરાતની ગર્જના” નામક નવલકથા મંડનશૈલીએ લખી છે, તેવીજ શૈલીથી અમે આ નવલકથા લખવાનો પ્રયાસ કરેલો છે. અમારા ઉપર્યુક્ત પ્રયાસમાં અમે કેટલે અંશે સફળ થયા છીએ, એ જોવાનું કાર્ય સુજ્ઞ વાંચક બન્ધુઓનું અને વિદ્વાન વિચારકોનું હોવાથી તે સંબધમા અમે અત્રે વિશેષ વિવેચનમાં ઉતરવાનું યોગ્ય માનતા નથી. તો પણ અમે આ પ્રસગે રા. રા. ચુનીલાલ વ. શાહને આવી એક અત્યુત્તમ નવલકથા લખવાને માટે ધન્યવાદ આપવાની તક લઇએ છીએ.

ઇતિહાસને લગતાં ટોડ રાજસ્થાન, ઓન. બી. એ. કે ફાર્બસકૃત રાસમાળા, સૌરાષ્ટ્રનો ઇતિહાસ, રા. રા. લલ્લુભાઇ ભીમભાઇ દેશાઇકૃત પરમાર ધારાવર્ષાદેવ, શ્રીમાન્ હેમચંદ્રાચાર્યકૃત દ્વયાશ્રય મહાકાવ્ય, પ્રબંધચિંતામણી

પંડિત લાવણ્યસમયકૃત વિમલ પ્રબંધ, શ્રી જિનહર્ષગણિકૃત વસ્તુપાળ ચરિત્ર, જૈન ઇતિહાસ, વિમલમંત્રીનો રાસ, સોમનાથનું શિવલિંગ તથા તેના-ફાગી, સંસ્કૃત અને અંગ્રેજી ગ્રંથો અને તેમના ભાષાંતરોનો આશ્રય લઇને આ નવલકથા લખવામાં આવી છે. મૂળ ઐતિહાસિક ઘટના સાથે સાથે કેટલાક કલ્પના મિશ્રિત પ્રસંગોનું ચિત્ર જો કે આ નવલકથામાં આળેખવામાં આવ્યું છે, તો પણ તે સમયની સ્થિતિ અને ઇતિહાસને વિચારી દષ્ટિ કંઇ પણ સ્ખલન નથી. તેમ છતા ઇતિહાસની દ્રષ્ટિએ ભૂલો થઇ ગયેલી જોવામાં આવે તો તે લેખકને સૂચવવા વાચક બન્ધુઓને વિનતિ છે. પ્રસ્તુત નવલકથા લખવામાં અમને જે જે ગ્રંથોનો આશ્રય મળ્યો છે, તે ગ્રંથોના મૂળ લેખકો અને તેના ભાષાંતરકારોનો ઉપકાર માનવાનું પણ અમે અત્રે વિસરી જતા નથી.

જૈન ધર્મની અને જૈન સમાજની જાહોજલાલી દર્શાવવાને માટે આવી અનેક ઐતિહાસિક નવલ થાઓ બહાર પાડવાના અસત અગત્ય છે. જૈન ધર્માનુયાયીના પ્રાચીન સમયમાં જે ઉન્નત દશા હતી, તેમનું જે ગૌરવ હતું, તેમનામાં જે વીરોચિત સદ્‌ગુણો હતા અને રાજ્યવ્યવસ્થામાં તેમની જે લાગવગ હતી, તે સર્વ અલૌકિક હતું અને તેના હૃદયસ્પર્શી વર્ણનો વાચનાથી આપણામાં નવીન ચૈતન્યનો આવિર્ભાવ થાય તો તે સ્વાભાવિક જ છે. પ્રાચીન સમયની આપણી ઉન્નત સ્થિતિની સાથે વર્તમાન સમયની આપણી અવનતિની પરાકાષ્ઠાએ પહોંચેલી સ્થિતિની તુલના કરીએ છીએ, ત્યારે અમારું અંતઃકરણ બળી જાય છે, તેથી જૈન સમાજને તેના પૂર્વજોની વીરતાનું-ગૌરવનું જ્ઞાન કરાવવાને માટે આ નવલકથા લખવામાં આવી છે, એ કહેવાની આવશ્યકતા રહેતી નથી. વિશેષમાં આ નવલકથાના વાચનથી જૈન સમાજ પોતાના પ્રાચીન ગૌરવનું સ્મરણ કરી તે સ્થિતિએ પહોંચવાને પ્રયાસ કરશે, તો અમારો શ્રમ સફળ થયો લેખાશે. જૈન લેખકો અને તેમની પ્રત્યે મહાનુભૂતિ દર્શાવનાર અન્ય વિદ્વાનો પ્રતિ અમારી વિનતિ છે કે તેઓ જૈન ધર્મના ખરા ગૌરવને દર્શાવનારી અન્ય નવલકથાઓ પ્રગટ કરી જૈન સમાજ ઉપર ઉપકાર કરશે.

પ્રસ્તુત નવલકથા પ્રગટ થવાની તક આપવા માટે " જૈન " પત્રના અધિપતિ રા. રા. દેવચંદ દામજી શેઠનો અને લેખન કાર્યમાં વારંવાર યોગ્ય સલાહ આપવા માટે જાણીતા જૈન લેખક રા. રા. સુશીલનો લેખક અંતઃકરણપૂર્વક આભાર માને છે.

વાચક બન્ધુઓની જીજ્ઞાસા તૃપ્ત કરવાને માટે આટલી પ્રસ્તાવના લખી અમે અમારું વક્તવ્ય બંધ કરીએ તે પહેલાં અમને એટલું કહેવાની અગત્ય જણાય છે કે આધુનિક સમયમાં ધર્મના, સમાજના અને કોમના વિરોધોનો ઘણો ખરો નાશ થયેલો છે અને ગુજરાતવાસી જૈનો-હિંદુઓ, મુસલમાનો અને

પારસીઓ વિગેરે સર્વ ધર્મના, સર્વ સમાજના અને સર્વ કોમના મનુષ્યો પોતાના અંગત ભેદભાવોને ભૂલી સ્વરાજ્યની પ્રનિતભાવના તળે હાથમાં હાથ મીલાવી એકત્રતાથી કાર્ય કરી રહ્યાં છે, તે અસંત આનંદદાયક છે, છેવટે અમે રા. ખબરદારની નીચેની ગરબીનું સ્મરણુ કરતાં સંતોષ માનીએ છીએ કેઃ—

" ગુણવંતી ગુજરાત અમારી ગુણવંતી ગુજરાત !
નમિયે નમિયે માત ! અમારી ગુણવંતી ગુજરાત !
સંત મહંત અનંત વીરોની વ્હાલી અમારી માત !
જય જય કરવા ત્હારી જગતમાં અર્પણ કરીએ જાત !
અમારી ગુણવંતી ગુજરાત !
હિન્દુ, મુસલમીન, પારસી સર્વે, માત ! અમે તુજ બાળ;
અંગ ઉમંગ ભરી નવરંગે કરીયે સેવા સહુ કાળ !
અમારી ગુણવંતી ગુજરાત ! "



ભાવનગર—આનંદ પ્રી. પ્રેસમા શા. ગુલાબચંદ લલ્લુભાઇએ છાપ્યું.

# અનુક્રમણિકા




# ગુજરાતનું ગૌરવ

અથવા

# વિમળમંત્રીનો વિજય.

## પ્રકરણ ૧ લું.

### તસ્વીર.

આપણી આ ઐતિહાસિક નવલકથાનો પ્રારંભ વિક્રમ સંવત્ ૧૦૭૮ એટલે ઇ. સ. ૧૦૨૨ ની વસંતઋતુથી થાય છે.

આજે મહા સુદી પંચમી અને શુક્રવારનો દિવસ હતો. વસન્તનો પ્રારંભ કાળ ચાલતો હોવાથી અણહિલપુરપાટણની શોભા અને જનસમુદાયના હર્ષની સીમા નહોતી. સ્થળે સ્થળે પુરુષો, સ્ત્રીઓ અને બાળકો ગુલાબી રંગના વસ્ત્રોથી સજ્જ થયેલા દીસતા હતા. બાળકો અને કેટલેક સ્થળે યુવાન વયના સ્ત્રી-પુરુષો રંગ અને પુષ્પોથી વસન્ત ખેલતા જોવામાં આવતા હતા. શહેરની બહાર પણ નજીક આવેલા ઉપવનમાં વસન્તપંચમીનો મેળો ભરાયો હતો. ન્હાની મ્હોટી સર્વ વયની સ્ત્રીઓ અને પુરુષો ગુલાબવર્ણીય વસ્ત્રો પહેરી ઉપવનમાં આમતેમ આનંદથી વિચરતાં હતાં. મૃત્યુલોકના મનુષ્યોમાં જે દુઃખ, શોક અને આધિ, વ્યાધિ, ઉપાધિ આદિ કહેવામાં આવે છે તે માંહેનું કશું અત્રે જોવામાં આવતું નહોતું. કોઈ પુષ્પના ગોટાથી, કોઈ પીચકારીથી, કોઈ હાર-

રસની વાતોથી, કોઇ અન્યોઅન્યની મશ્કરીથી અને કોઈ જૂદા જૂદા પ્રકારના વાજીંત્રથી આનંદનો અવર્ણનીય અનુભવ કરતાં હતાં. પાટણની જૂદી જૂદી જાતિની સુંદરીઓ પણ આ મેળામાં ભાગ લેવાને આવી હતી; તેથી પ્રસ્તુત ઉપવન સ્વર્ગની સુરસુંદરીઓનું નિવાસસ્થાન હોય, એમ પ્રેક્ષકને ભાસ થતો હતો. આ ઉપવનમા એક બાજુ અનેક પ્રકારની મીઠાઇ, તસ્વીરો. વાજીંત્રો, રમકડાં, ફૂલની માળાઓ અને એવીજ બીજી અલૌકિક વસ્તુઓનું બજાર પણ ભરાયું હતુ, વેચનારા મનુષ્યોને આજે વ્યાપારનો સારો તડાકો પડનાર હોવાથી આનંદથી વ્યાપાર કરતા હતાં. એક સ્થળે તસ્વીરો વેચનારની દુકાન આગળ મનુષ્યોની ઠઠ્ઠ જામી હતી, તસ્વીરો વેચનારે મહાન યોદ્ધાઓની અને અપૂર્વ લાવણ્યયુક્ત લલનાઓની તસ્વીરો દુકાનમાં એવી સરસ રીતે ગોઠવેલી હતી કે જોનારનું મન ખુશ ખુશ થઇ જતું હતું. ઘણા મનુષ્યો મ્હોટું મૂલ્ય આપીને સુંદર તસ્વીરો વેચાણ રાખતાં હતાં, દુકાનદારે જે સર્વ તસ્વીરો ગોઠવી હતી, તે સર્વની વચ્ચે જોનારાની દ્રષ્ટિ તુરતજ પડે એવી રીતે એક સુંદરીની અલૌકિક તસ્વીર ખાસ કરીને ગોઠવી હતી. અનેક શોખીન યુવાનોનું આ તસ્વીર તરફ મન લલચાયું હતું અને તેમાંના ઘણાંએ તેને ખરીદ કરવાની પોતાની ઇચ્છા દર્શાવી હતી; પરંતુ તેની કિમ્મત વિશેષ હોવાથી હજી સુધી કોઇએ ખરીદ કરી નહોતી. એ તસ્વીર કઈ રૂપવતી સુંદરીની છે? એવું લોકો પૂછતાં ત્યારે ઉત્તરમાં દુકાનદાર પોતાનું અજાણપણું બતાવતો હતો. અનેક મનુષ્યો તે વિષે પૂછતાં, તેથી દુકાનદાર કંટાળી ગયો હતો અને એ તસ્વીરને ત્યાંથી લઈ એક બાજુ ગુપ્તરીતે મૂકી દેવાનો વિચાર કરતો હતો: એટલામાં સુંદર વસ્ત્રાભૂષણથી સજ્જીત થયેલો અને માથે ગુલાબી ફટકો બાંધેલો એવો એક યુવાન ત્યાં આવી પહોંચ્યો. આ આવનાર યુવાનનો ભવ્ય દેખાવ, તેના ચહેરાની ગભીરતા અને તેના શરીરના બાંધાથી તે કોઇ વીર પુરૂષ હોય. એમ જોનારને સ્પષ્ટ જણાતું હતુ. તેણે હજુ નવીજ ફુટેલી મુછોના આંકડા એક યોદ્ધાને છાજે તેવી રીતે વાળીને ઉંચા ચટાવ્યા હતા. તેથી તેનો ચહેરો ઘણોજ સુંદર લાગતો હતો. તે યુવાનની પચીસેક વર્ષની વય હતી, પણ વયના પ્રમાણમાં તે એક પાંત્રીસ વર્ષનો જવાંમર્દ પુરૂષ હોય એમ દેખાતું હતું. તેની સાથે ત્રણેક અનુચરો જેવા દેખાતા પુરૂષો હતા. આ ન્હાની ટોળીને દુકાન તરફ આવતી જોઇ મનુષ્યો એક બાજુ ખસી ગયા અને આવનાર યુવાનને તેઓએ માન આપ્યું. દુકાનદાર પણ ઉભો થઇ એ ત્રણ રમણીયોની સુંદર તસ્વીરો લઇ તેને દેખાડવા લાગ્યો. દુકાનદારે પેલી તસ્વીર પણ તે યુવાનને દેખાડી. યુવાને આ તસ્વીર જોઇ કે અન્ય તસ્વીરો તેણે દુકાનદારને પાછી આપી. આ તસ્વીર એક મનમોહન તરૂણીની હતી અને તેને નિહાળતાં યુવાનના મન ઉપર

જાદૂઈ અસર થઇ તેણે ખરીદ કરવાની ઇચ્છાથી દુકાનદારને પૂછ્યું—" આ તસ્વીર વેચવાની છે કે ? "

દુકાનદારે નમ્રતાથી ઉત્તર આપ્યો "કેમ નહિ વેચુ, મ્હારા મહેરબાન ? વેચવાને માટે તો અહીં દુકાન નાખી બેઠો છુ આપ જેવા ગ્રાહકો મળી જાય તો મ્હારા જેવા ગરીબ માણસનુ ગુજરાન ચાલે "

દુકાનદારે આપેલા આ લાંબા ઉત્તર દરમ્યાન તે યુવાન તસ્વીર જોવામા એટલો બધો લીન થઇ ગયો હતો કે તેણે દુકાનદારનુ બોલવુ બરાબર સાભળ્યુ પણ નહિ હોય. આ તસ્વીર એક વીશેક વર્ષની સુંદર નવયોવના તરુણ બાળાની હતી, અને તે એટલી તો મનોહારિણી હતી કે યુવાને ગમે તે કિમ્મતે પણ તેને ખરીદ કરવાનો મનમા નિશ્ચય કરી લીધો

" તસ્વીરની શુ કિમ્મત છે ? " યુવાને પૂછ્યુ

" આપ જેવા ગ્રાહક પાસેથી હુ વધુ કિમ્મત લેવા ઇચ્છતો નથી, પણ જે વ્યાજબી કિમ્મત હશે તેજ લઇશ, મ્હારા મહેરબાન, તેની વીસ સોનામહોરની કિમ્મત છે ' દુકાનદારે એક પ્રવીણ વ્યાપારીને છાજે તેવા શબ્દોમાં ઉત્તર આપ્યો

યુવાને પાછળ ઉભેલા પોતાના એક અનુચરને કહ્યુ –' સામન્ત, દુકાનદારને વીસ સોનામહોરો ગણી આપ "

સામન્તે તુરતજ વીસ સોનામહોરો ગણી દુકાનદારના હાથમા મૂકી એટલે તે યુવાન અને અનુચરો ધીમે ધીમે ચાલતા થયા સાજ પડવાને કાંઇ ઘણીવાર નહોતી, એટલે મનુષ્યો ધીમેધીમે શહેર તરફ ચાલતા થયા અને તેવીજ રીતે આપણી આ ન્હાની ટોળી પણ શહેર તરફ ગઇ યુવાન પોતાના નિવાસસ્થાનમા આવી પહોચ્યો અને એક સુન્દર ઓરડામા આવી મખમલના કપડાથી આચ્છાદિત આસન ઉપર બેઠો એટલે એક સેવકે આવી ત્હેના કપડા ઉતારી નાખ્યા કે તુર્ત તે લાંબો થઇને તે ગાદી ઉપર પડ્યો થોડીવાર કાંઇ આજ્ઞાની રાહ જોઇ સેવક ચાલ્યો ગયો હવે આ સુન્દર ઓરડામા તે યુવાન અને સામન્ત બેજ માણસો રહ્યા સામન્ત નીચે બીછાવેલી ચાદર ઉપર બેઠો હતો અને યુવાન પેલી તસ્વીર જોવામા તલ્લીન થઇ ગયો હતો તસ્વીરમા રહેલી સુન્દરીનુ અનુપમ લાવણ્ય, નેત્રની અપૂર્વ શોભા, શરીરનો સુગઠિત બાંધો અને નાસિકાની સરલતાથી યુવાનના હૃદયમા મોહ ઉત્પન્ન થયો તેણે સામન્તને તે તસ્વીર બતાવીને કહ્યુ 'ભલા સામન્ત તુ બતાવી શકે આ તસ્વીર કોની છે ? "

સામન્તે તે તસ્વીર પોતાના હાથમા લઇ બરાબર ધ્યાનપૂર્વક નિહાળી

અને તેની સુંદરતા જોઇ તેનુ મન પણ ખુશ થયું, પરંતુ તે તસ્વીર કોની છે એ વિષે કશો નિર્ણય તે કરી શક્યો નહિ.

યુવાને, જ્યારે સામન્તને કંઇ ઉત્તર આપતાં સાંભળ્યો નહિં, ત્યારે વિચાર નિદ્રામાંથી જાગૃત થઇ કહ્યું. "કેમ સામન્ત બોલતો નથી ! આ તસ્વીર કોની–કઇ રૂપસુંદરીની છે, તે તું કહી શકશે?"

"ના જી, આવું ભુવનમોહન સ્વરૂપ આપના સેવકે અત્યાર સુધી ક્યાંઇ પણ જોયું કે સાંભળ્યું નથી. મ્હને લાગે છે કે આ કોઇ દેવકન્યા–નાગકન્યાની તસ્વીર હશે." સામન્તે નમ્રતાથી અને વિનયથી પ્રત્યુત્તર આપ્યો.

તે યુવાને સામન્તના હાથમાંથી તસ્વીર પાછી લઇ લીધી અને તેને એક દ્રષ્ટિએ વારંવાર જોવા માડયુ. આ સમયે સૂર્યાસ્ત થઇ ગયો હતો અને અંધકારનું જોર ધીમે ધીમે વૃદ્ધિ પામતું હતુ, તેથી એક સેવક ઓરડામાં આવી દીપક મૂકી ગયો. દીપકના પ્રકાશમાં તસ્વીરની શોભામાં ઘણીજ વૃદ્ધિ થઇ અને તે જોઇ યુવાન કેવળ મંત્રમુગ્ધ થઇ ગયો.

સામન્તે, યુવાનને જ્યારે આવી વિપરિત સ્થિતિમાં જોયો, ત્યારે કહ્યું. "યુવરાજશ્રી, આપ ચિંતાતુર શા અર્થે થાઓ છો? જો એ તસ્વીરમાં રહેલી સુંદરી અણહીલપુરનીજ કોઇ સુંદરી હશે, તો તેનો પત્તો હું ગમે તે જોખમે મેળવી લાવવા સમર્થ છું, માત્ર આપની આજ્ઞાનીજ હું રાહ જોઉં છું."

"મ્હને ત્હારો વિશ્વાસ છે સામન્ત, કે તેનો પત્તો તું અવશ્ય મેળવીશ. મ્હારી આજ્ઞા છે, માટે તું આજથીજ અને અત્યારથીજ તેની તપાસ કર અને ફત્તેહ મેળવી મને ખબર આપ" તે યુવાને કાંઇક ઉત્તેજીત સ્વરથી સામન્તને આજ્ઞા કરી.

સામન્ત આ આજ્ઞા સાંભળતાંજ ત્વરાથી ઉઠ્યો અને યુવાનને વિનયથી પ્રણામ કરી ચાલતો થયો. સામન્તના ચાલ્યા જવા પછી ફરીથી યુવાન તે તસ્વીરમાં રહેલી સુંદરીના ધ્યાનમા લીન થઇ ગયો. યુવાન આવી રીતે ક્યાંસુધી ધ્યાનમાં બેસી રહેત, એ કહેવુ મુશ્કેલ છે, પરંતુ એક સેવકે આવી વિનયથી કહ્યું "મહારાજા અને પિતાશ્રી આપને રાજમહાલયના ખાનગી મસલત કરવાના ઓરડામાં યાદ કરે છે.

સેવકના મુખથી ઉપરના શબ્દો સાંભળી યુવાને ત્વરાથી કપડાં પહેરી લીધા અને તસ્વીરને પોતાના વક્ષસ્થળમા અંગરખાના આગળના બંધમાં છૂપાવી તે મહારાજા અને પોતાના પિતાશ્રી જ્યા બેઠા હતા, તે તરફ ચાલતો થયો.

# પ્રકરણ ૨ જું

## ઐતિહાસિક પરિસ્થિતિ.

ચાવડા વંશના છેલ્લા રાજા સામતસિંહને મારી, મૂળરાજ ગુજરાતની ગાદી ઉપર આવ્યો, ત્યારથી સોલંકી વંશીય રાજાઓ પાટણની ગાદી ઉપર એમના આવ્યા હતા આપણી આ નવલકથાની શરૂઆત થાય છે ત્યારે સોલંકી વંશનો દુર્લભરાજ ગુજરાતનું રાજ્ય કરતો હતો ચામુંડરાજે કામને વશ થઈ પોતાની બ્હેન વાચિણીદેવી સાથે અનાચાર સેવેલ હતો, તેનું પ્રાયશ્ચિત કરવા પોતાના વડા કુમાર વલ્લભરાજને ગાદીએ બેસારી પોતે કાશીની યાત્રાએ ચાલ્યો ગયો હતો વલ્લભરાજ, રાજનીતિમાં કુશળ, નમ્ર અને શૂરવીર હતો. તે ઘાટે ઠીંગણો હતો, પણ પ્રબળ બુદ્ધિશાળી હતો અને પાપકર્મથી દૂર રહેતો હતો ચામુંડરાજને ત્રણ કુમાર હતા વલ્લભરાજ, દુર્લભરાજ અને નાગરાજ એવી રીતે અનુક્રમે તેમના નામ હતા આ કુમારો બાલ્યાવસ્થામાં જૈનધર્મના આચાર્ય શ્રી જિનેશ્વરસૂરિ પાસે અભ્યાસ કરતા હતા અને તેથી તેઓ મહાન્ ધર્મનિષ્ઠ, ઉદાર અને ન્યાયના પ્રતિપાલક હતા ચાવડા વંશના મહાન્ રાજા વનરાજે ગુજરાતના રાજ્યની સ્થાપના કરી, ત્યારથી જૈનધર્મનું ગુજરાતમાં વિશેષ પ્રાબલ્ય થયું હતું એમ માનવાને આપણી પાસે કારણો છે જૈન સાધુ શીલગુણસૂરિએ વનરાજનું બાલ્યાવસ્થામાં રક્ષણ કર્યું હતું અને ગુજરાતનું રાજ્ય સ્થાપવામાં ચાંપો શેઠ વિગેરે જૈનોએ વનરાજને સારી મદદ કરી હતી તેથી ક્રમે ક્રમે શ્રાવકોનું પ્રાબલ્ય વધતું જતું હતું તે સમયે અણહિલપુર પાટણમાં અને સમસ્ત ગુજરાતમાં જૈનધર્મની જાહોજલાલી અપૂર્વ હતી અને અનેક શ્રીમંત શ્રાવકો આ ભાગમાં નિવાસ કરતા હતા ચામુંડરાજના ત્રણે કુમારો ખાસ કરીને કયો ધર્મ પાળતા હતા, તે ઇતિહાસ ઉપરથી નીકળતું નથી પરંતુ તેમના સમયમાં જન સમુદાયનો જૈન ધર્મ એ એક મુખ્ય ધર્મ હતો, એ નિર્વિવાદ છે બૌદ્ધ અને વે ધર્મનું પણ તે સમયે અસ્તિત્વ હતું પરંતુ બૌદ્ધધર્મનો વલ્લભીપુરના ગત રાજા શિલાદિત્યના સમયમાં જૈનધર્મના મહાન્ આચાર્યશ્રી મલ્લવાદીસૂરિથી પરાજય થવાથી અને વૈદધર્મના અનુયાયીઓની સંખ્યા પ્રમાણમાં ઓછી હોવાથી તેમજ વનરાજના સમયથી દરેક રાજાઓ જૈનધર્મના પક્ષપાતી હોવાથી તે બન્ને ધર્મનું જોર નહોતું બૌદ્ધધર્મનો તો તે સમયે લગભગ લોપ થઇ ગયા જેવું હતું સામવેદ અને જૈનધર્મ એ બે મુખ્ય ધર્મો હતા અને પ્રસંગે પ્રસંગે તેઓના આચાર્યો અને અનુયાયીઓ વચ્ચે ક્લેશ થતો જોવામાં આવતો હતો જૈનધર્મની વર્તમાન સમયમાં જે સ્થિતિ છે, તેની

સાથે તે સમયની જૈનધર્મની સ્થિતિની તુલના કરવાનો આ સમય નથી, તેમ એક ઐતિહાસિક નવલકથાકાર તરીકે અમારૂં અત્યારે એ કર્તવ્ય પણ નથી; પરંતુ ઉભય સ્થિતિની જ્યારે તુલના કરવા અમારૂં હૃદય લલચાય છે. ત્યારે જૈનધર્મની વર્ત્તમાન શોકકારક દશાથી અમને ખેદ થાય છે.

વલ્લભરાજ, માળવા ઉપર ચડાઇ લઇને જતાં માર્ગમાં શીતલાના રોગથી તે મૃત્યુ પામ્યા પછી દુર્લભરાજ ગાદીએ આવ્યો. દુર્લભરાજ પણ મહાન્ પરાક્રમી રાજા હતો. તેણે અનેક દહેરાં બંધાવ્યાં હતાં અને ઘણાં ધર્મના કામ કર્યાં હતાં. અણહિલપુર પાટણમાં તેણે એક દુર્લભ નામનું સરોવર બંધાવ્યું હતું. દુર્લભરાજ અને તેનો ન્હાનો ભાઇ નાગરાજ બન્ને મારવાડના રાજા મહેન્દ્રની બ્હેનો દુર્લભદેવી અને લક્ષ્મી સાથે અનુક્રમે પરણ્યા હતા, આ સમયે અંગદેશ, કાશી, અવંતી, ચેદી, કુરૂ, કુણુ, મથુરા, વિંધ્ય અને આંધ્રદેશનાં મ્હોટાં રાજ્યો અસ્તિત્વમાં હતાં. આ માંહેનાં ઘણાં રાજ્યો સાથે ગુજરાતના રાજાઓને બનતું નહોતું. અને વારંવાર કારણવશાત્ અન્યોઅન્ય યુદ્ધો થતાં હતાં. દુર્લભરાજે જૂનાગઢના રાજા મહીપાળ પહેલા ઉપર ચડાઇ કરી, તેની રાજધાની વામનસ્થલી ( વંથલી ) જીતી લીધું હતું, દુર્લભરાજ મહાન્ પરાક્રમી તેમજ ધર્મનિષ્ઠ હતો, પણ ત્હેને કાંઇ સંતાન નહોતું. નાગરાજને એક પુત્ર થયો હતો અને,તેનુ નામ ભીમદેવ પાડવામાં આવ્યું હતું. ભીમદેવના જન્મ સમયે બન્ને ભાઇઓને ઘણો હર્ષ થયો હતો અને દરબારમાં મહોત્સવ કર્યો હતો.

આપણી આ નવલકથાના સમયે સૌરાષ્ટ્રનો કેટલેક ભાગ ગુજરાતના રાજાના અધિકારમાં હતો. સૌરાષ્ટ્રના કેટલાક ભાગમાં તે સમયે જૂદા જૂદા વંશના રાજપુતોનું, આહીર રાજાઓનું અને બીજા નાના મોટા રાજવંશોનું જોર હતું. તો પણ તેમાંના ઘણા રાજાઓ ગુજરાતના રાજાને ખંડણી ભરતા હતા. તે વખતે સૌરાષ્ટ્રમાં પ્રબળ રાજા જો કોઇ હોય તો તે જૂનાગઢનો રાજા હતો: પરંતુ દુર્લભરાજે તેના ઉપર ચઢાઇ કરી તેની રાજધાની જીતી લીધી હતી. સોરાષ્ટ્રના બીજા મોટા રાજાઓમાં બર્ડા પ્રાંતનો અધિપતિ ધુમલીનો રાજા હતો, તે સિવાય ગોહીલવાડમાં કેટલાક નાના મોટા રાજાઓ હતા. સૌરાષ્ટ્ર અને ગુજરાતમાં સૌ કરતાં પાટણના રાજાઓની ધાક વિશેષ હતી. દુર્લભરાજ પ્રારંભથીજ એક ન્યાયી રાજા હતો, તે કદમાં ઉંચો હતો અને તેનું અંગ ગૌરવર્ણીય હતું. વૈરાગ્યવૃત્તિ તરફ તેનું ઘણું વલણ હતુ, તેનો ભાઈ નાગરાજ પણ ઉદાસિન વૃત્તિનો હતો. તેથી તે બન્ને ભીમદેવને ગુજરાતનુ રાજ્ય સોંપી એકાંત જીવન ગુજારવા માગતા હતા. ભીમદેવની આ વખતે પચીસેક વર્ષની વય હતી, તે ઇંદ્ર જેવો પ્રતાપી હતો; યુદ્ધકળામાં પ્રવીણ અને બાણ મારવામાં એવો નિપુણ હતો

કે તેનુ 'બાણુઆણી' એવુ ઉપનામ પડ્યુ હતુ ભીમદેવ શરીરે જાડો અને ઉંચો હતો, તેનુ આખુ શરીર રૂંવાટાંથી ભરાયલુ હતુ અને તેનો ચહેરો થોડો શ્યામ વર્ણનો હોવાથી બહુ દીપાયમાન હતો. તે ઘણો અભિમાની અને યુદ્ધાસક્ત હતો વાચકોને તે સમયની ઐતિહાસિક સ્થિતિનુ જ્ઞાન કરાવવાને પ્રસ્તાવનારૂપે આટલી હકીકત લખી, આપણે નવલકથાના પ્રવાહમા આગળ વધીએ

* *

એક સુંદર અને વિશાળ ઓરડામા ગુજરાતનો રાજા દુર્લભરાજ, તેનો ભાઇ નાગરાજ અને મુખ્ય પ્રધાન દામોદર બેઠેલ હતા દુર્લભરાજ તથા નાગરાજને અરસપરસ બહુ પ્રીતિ હતી, તેથી રાજ્યના સર્વ કામ તેઓ બન્ને મળીને કરતા હતા અત્યારે તેઓ બન્ને એકજ આસન ઉપર બેઠા હતા અને મંત્રી સામે દૂર જમીન ઉપર બીછાવેલા ગાલીચા ઉપર બેઠો હતો દુર્લભરાજનો ચહેરો ભવ્ય હતો, પણ તે ઉપર રાજ્યનુ તેજ હોવુ જોઇએ તે કરતા સૌમ્યતાનો પ્રભાવ વિશેષ હતો નાગરાજ પણ જોવામા સાધુવૃત્તિનો જણાતો હતો. મંત્રી દામોદર જાતિનો બ્રાહ્મણ હતો અને તેનામા ચાણાક્ષતા અને કપટકળાના ગુણો સ્વાભાવિક રીતે ઉતરી આવેલા જણાતા હતા તેઓ ત્રણે શાંતિથી વાતચિત કરતા હતા. દીપકનો પ્રકાશ આખા ઓરડામા પ્રસરી ગયો હતો અને દુર્લભરાજ તથા નાગરાજના ચહેરા ઉપર પડી તેની શોભામા વૃદ્ધિ કરતો હતો આપણે તેઓ શુ વાર્તાલાપ કરે છે, તે જરા ધ્યાનપૂર્વક સાંભળીએ

દામોદર મંત્રીએ કહ્યુ—" મહારાજ, આપની ઇચ્છા મને તો યોગ્ય જણાય છે જ્યારે આપનુ મન ઇશ્વર ચિંતવનમા જોડાવાને તત્પર થયુ છે તો પછી યુવરાજશ્રીને રાજ્ય સોંપી આપના સ્વર્ગસ્થ પિતાશ્રીના પગલે ચાલવાનો આપે જે નિશ્ચય કર્યો છે તે યોગ્યજ છે "

' મહેતા, મે જે નિશ્ચય કર્યો છે, તે યોગ્યજ કર્યું છે કુમાર ભીમદેવ હવે ઉમરલાયક થયેલ છે અને વળી રાજ્ય ચલાવવામા જે ગુણોની આવશ્યકતા જોઇએ, તે સર્વ ગુણોનો વાસ તેનામા થયેલો મારા જોવામા આવ્યો છે, માટે હુ તો શુભ મુહૂર્તે યુવરાજને ગુજરાતનુ રાજ્ય સોંપી એકાંત જીવન ગુજારવા ગંગા કીનારે જવા ધારૂ છુ પરંતુ મારે અહી એક વાત સ્પષ્ટ કરવાની જરૂર છે કે ગુજરાતનુ રાજ્ય મારા બંધુ નાગરાજને જોઇતુ હશે, તો તેને સોંપવાને પણ મને અડચણ નથી.' દુર્લભરાજે પોતાની ઇચ્છા વ્યક્ત કરી.

" વડીલ બંધુ, મને રાજ્ય જોઇતુ નથી આપે ભીમદેવને રાજ્ય સુપ્રત કરવાનો જે નિશ્ચય કર્યો છે તે વ્યાજબીજ છે મારૂ મન પણ ઇશ્વર ચિંતનમા જોડાવાને આતુર થયુ છે તેથી હુ પણ આપની સાથે આવવાને તૈયારજ છુ " નાગરાજે પોતાની ઇચ્છા કહી બતાવી.

"જ્યારે નાગરાજનો વિચાર આવો છે, ત્યારે ભીમદેવને રાજ્ય સોંપવાને અડચણુ નથી. એક સેવકને ભીમદેવને બોલાવવા મેં મોકલ્યો છે અને જે વખત જાય છે. તેમાં ભીમદેવ આવી પહોંચશે." દુર્લભરાજે કહ્યું.

ઉપર મુજબ તેઓ વાતચિત કરે છે, એટલામાં ભીમદેવ ત્યાં આવી પહોંચ્યો. તેણે પ્રથમ રાજાને અને પછી નાગરાજને પ્રણામ કર્યા અને વિનયથી કહ્યું: "મહારાજ, હું હાજર છું. જે આજ્ઞા હોય તે ફરમાવો."

"પુત્ર ! મેં. નાગરાજે તથા દામોદર મહેતા-ત્રણે મળી તને ગુજરાતનું રાજ્ય અત્યારથી સોંપવાનો નિશ્ચય કર્યો છે. અમે બન્ને બંધુઓ પરમાત્માનું ધ્યાન કરવા ગંગા કીનારે જવા માગીએ છીએ. અમારો આ વિચાર જણાવવા માટે અમે તને અત્રે બોલાવેલ છે. જોષી મહારાજને પણ બોલાવવા મોકલેલ છે અને જે મુહૂર્ત પ્રથમ આવે, તેજ દિવસે અણહિલપુર પાટણની ગાદી ઉપર તારો રાજ્યાભિષેક કરવામા આવશે." દુર્લભરાજે ખુલાસો કર્યો.

"મહારાજ, હજુ મારામાં રાજ્યનો ભાર વહન કરવા જેટલી શક્તિ નથી, તેમ તેટલી વય પણ મારી થઇ નથી. આપ બન્ને ગાયા જશો તો પછી વડીલોની યોગ્ય સલાહ વિના રાજ્યકારભાર મારાથી શી રીતે ચલાવી શકાશે?" ભીમદેવે કહ્યું.

"પુત્ર ભીમદેવ ! તું એક વીરપિતાનો પુત્ર થઇ આવાં નિર્માલ્ય વચન બોલે છે, તે યોગ્ય નથી. રાજ્યકારભાર ચલાવવા જેટલી શક્તિ તારામાં છે, એમ મેં અનુભવથી જોયું છે માટે અમે જે નિશ્ચય કર્યો છે, તેમાં કંઇપણ ફેરફાર થવાનો નથી." દુર્લભરાજે કહ્યું.

"જ્યારે આપે એવો નિશ્ચય જ કર્યો છે. તો પછી જેવી આપની અને પિતાશ્રીની ઇચ્છા." ભીમદેવે તેમની ઇચ્છાનો સ્વીકાર કરતાં એટલા શબ્દો ઉચ્ચાર્યા.

નાગરાજ કાંઇક બોલવા જતો હતો, ત્યાં સેવક આવી કહ્યું:-"મહારાજ ! પ્રેમાનંદ પંડિત હાજર છે અને તે આપ હજુર આવવાની રજા માગે છે."

"આવવા દે" દુર્લભરાજે એ શબ્દો ઉચ્ચાર્યા અને પ્રેમાનંદ પંડિત મહારાજ સન્મુખ આવી નમસ્કાર કરી આશિર્વચન બોલી આજ્ઞાની રાહ જોતા ઉભા રહ્યા.

દુર્લભરાજે કહ્યું:-"પંડિતજી બેસો યુવરાજ ભીમદેવ હવે રાજ્ય ચલાવવાને લાયક થયેલા છે, માટે તેમને રાજ્ય સુપ્રત કરી અમે બન્ને ભાઇઓ

ઇશ્વર ચિંતનમાં બાકીનું જીવન ગંગા કીનારે પસાર કરવા ઇચ્છીએ છીએ, તો યુવરાજને રાજ્યાભિષેક કરવાનું અને અમારા પ્રયાણનું મુહૂર્ત જુવો જોઇએ."

પંડિત પ્રેમાનંદ એ પાટણનો એક વિદ્વાન બ્રાહ્મણ હતો અને શુકન શાસ્ત્ર, સામુદ્રિક શાસ્ત્ર તથા મુહૂર્ત જોવાના કાર્યમાં બહુ પ્રવીણ ગણાતો હતો તેણે પોતાની સાથે રાખેની પોથીમાંથી પંચાગ કાઢી મુહૂર્ત જોતા કહ્યું મહારાજે જે વિચાર કર્યો છે, તે યોગ્ય જ કર્યો છે યુવરાજ ભીમદેવ સદ્‌ગુણ જાણુ અને પ્રતાપી કુમાર છે તેની ખ્યાતિ ચોતરફ પ્રસરેની મારા સાભળવામાં આવી છે"

પંડિતે ઘડીમાં જરા મેરેથી મોઢીને અને ડોકીમાં હોઠ ફફડાવીને તથા ગણિતના આંકડા મૂકીને છેવટે કહ્યું, "મહારાજ, હાલમા નજીક સમયમા કોઈ સારૂ મુહૂર્ત બરાબર ચોખ્ખું આવતું નથી, માટે જ્યેષ્ઠ સુદિ ૧૨ મંગળવારે યુવરાજશ્રીને રાજ્યાભિષેક કરવાનું ઠરાવો અને આપના પ્રયાણને માટે પણ તેજ મુહૂર્ત બરાબર અનુકૂળ છે"

દુર્લભરાજે જરા ગ્લાનીથી કહ્યું, "હાલમા જો કોઈ મુહૂર્ત બરાબર ન આવતું હોય, તો ખાસ ઉતાવળની અગત્ય નથી અત્યારે મહા માસ ચાલે છે અને જ્યેષ્ઠ માસમા તમે મુહૂર્ત દર્શાવો છો, તો ચાર માસની રાહ જોયા પછી યોગ્ય અવસરે જ રાજ્યાભિષેક કરશુ, પરંતુ તેટલો વખત દરમ્યાન રાજ્યનું સર્વ કાર્ય ભીમદેવજ કરશે સમજ્યા દામો રમહેતા?" છેવટનું વાક્ય દુર્લભરાજે મંત્રીને કહ્યું

"જેવી મહારાજની ઇચ્છા" દામોદર મંત્રીએ ટુંકામા પતાવ્યું કારણ કે ભીમદેવ ગાદી ઉપર બેસે, એ વાત તેને બરાબર રૂચતી નહોતી દામોદર મહેતા એ એક રાજ્યનો મુખ્ય મંત્રી હતો, પરંતુ તેનામા સારા ગુણોનો વાસ થોડો હતો સંધી-વિગ્રહના કાર્યમા તે ચતુર હતો, પણ રાજા અને પ્રજા ઉભયમા પ્રિય થવાની તેનામા આવડત નહોતી બીજા જૈન મંત્રીઓ અને શ્રાવકોને તે ખુંચતો હતો, કારણ કે શ્રાવકોનું તે કોઈ પણ રીતે ઉંચુ આવવા દેતો નહી દુર્લભરાજની તેના ઉપર પ્રીતિ હતી પણ ભીમદેવ તીવ્ર સ્વભાવનો અને અભિમાની હોવાનું તે સારી રીતે જાણતો હતો એટલે તેના સમયમા પોતાનું કંઇ ચાલશે નહીં એવી તેને સર્વદા ભીતિ રહેતી હતી આ કારણને લઇ ભીમદેવ કરતા નાગરાજને ગાદી મળે, એવા પ્રયાસમા તે હતો પરંતુ પોતાના એ મનોરથમા તેને દુર્લભરાજ તથા નાગરાજના નિશ્ચયથી નિષ્ફળતા મળી હતી

"ઠીક ત્યારે પંડિતજી, તમે કરી આપેલ કાર્ય બદલ મહેતાજી તેનો યોગ્ય

બદલો તમને આપશે. હવે તમને જવાની રજા છે." એમ કહેતાં દુર્લભરાજ અને તેની પછવાડે નાગરાજ, દામોદર મહેતા અને પ્રેમાનંદ પંડિત સર્વ ઉભા થયા.

" મહારાજાધિરાજનો જય થાવ." પંડિત આશિર્વચન બોલી પ્રણામ કરી ચાલતા થયા, અને દુર્લભરાજ, નાગરાજ તથા દામોદર મહેતા ત્યાંથી જુદા પડયા. ભીમદેવ પણ પોતાના આવાસ તરફ ગયો.



# પ્રકરણ ૩ જું.

## રાજ્યાભિષેકનો દરબાર.

ગત પ્રકરણોમાં વર્ણવેલી ઘટના પછી ચાર માસ જેટલો સમય વ્યતિત થઇ ગયો છે. આજે જ્યેષ્ઠ શુદિ ૧૨ મંગળવારનો શુભ દિવસ છે, કે જે દિવસે ભીમદેવને રાજ્યાભિષેક કરવાનું મુહૂર્ત પ્રેમાનંદ પંડિતે જોઈ આપેલું છે. પ્રભાતકાળનો સમય હતો. અભ્રરહિત સુંદર નિર્મળ આકાશમાં ભગવાન સૂર્યનારાયણ પ્રકટ થઇને અણહિલપુર પાટણના અનેક નગરજનોના અંતઃકરણને પ્રફુલ્લિત કરતા હતા. આ સમયે નિરભ્ર નભઃપ્રદેશની નીલકાન્તિની અપૂર્વ શોભા દશ્યમાન થતી હતી. વર્ષાઋતુની શરૂઆત થવાની હોવાથી લોકસમૂહના આનંદની સીમા નહોતી અને વિશેષમાં યુવરાજ ભીમદેવને ગાદીનશીન કરવાની ક્રિયા આજે થવાની હોઇ પાટણના નાગરિકોના હર્ષનો પાર નહોતો. રાજ્યનો ઉત્સવ એ પોતાનો જ ઉત્સવ છે, એમ ગણી લોકો સૂર્યોદય પહેલાં નિત્યકર્મમાં લાગી ગયાં હતાં. સૂર્યના દર્શન થયાં પહેલાં કદિ પથારીમાંથી નહિ ઉઠનારા મનુષ્યો પણ આજે વહેલાં ઉઠયાં હતાં અને સુંદર વસ્ત્રાભૂષણો સજીને શહેરની બજારમાં આમ તેમ ફરતા જોવામાં આવતાં હતાં

સૂર્યનો ઉદય થયો તે સાથે જ પાટણના રાજ્ય મહાલયમાં ચોઘડીયાં વાગ્યાં અને શરણાઇઓના મનોરંજન આલાપ સાથે ગાયકો નીચે મુજબ ગાન કરવા લાગ્યા.

" ન્યાયી ગંભીર ધરો એકજ, ત્રણે ભૂવનમાં તુ રાજ !
વિજય ડંકા તાહરા વાગતાં કંઇ, જાગો લાખેણા રાજરે.
સૂરજ તપો આભમાં, તાહરૂં ધરતીપર તપો રાજ્યરે,
ધન્ય ગુર્જરપતિ અવતાર તારો, ધન્ય ધન્ય દુર્લભરાજ. "

યુવરાજ ભીમદેવ, આનંદકારી પ્રભાતગાનનું શ્રવણ કરી બિછાનામાંથી જાગૃત થયો, ચોઘડીયાં અને શરણાઇઓના ગંભીર ધ્વનિથી રાજ્યમહાલય

ગર્જના કરી રહ્યુ હતુ અને ચોકમા સેંકડો જનોની આવ-જન થઇ રહી હતી ભીમદેવે શય્યાનો ત્યાગ કરી પરમાત્માનુ પવિત્ર નામ સ્મરણ કરી પછી નિત્ય-કર્મમા પ્રવૃત્ત થયો. મલત્યાગ, મુખશુદ્ધિ અને સ્નાનમર્દન આદિ પ્રભાતની આવશ્યક ક્રિયાઓ કરી ભીમદેવ પોતાનો પોશાક સજવા માંડ્યો ભીમદેવનો સ્વામિભક્ત નોકર અને મિત્ર સામન્ત તેની પાસે જ ઉભો હતો અને જોઈતી વસ્તુઓ ભીમદેવ પાસે રજુ કરતો હતો એમન ક્ષત્રિય પદ્ધતિનો તંગ પાયજામો અને લીના રંગનુ સોનેરી બુટ્ટાઓવાળુ અંગરખુ તેણે પહેરી લીધા મસ્તકપર સુંદર જરીનો ગુલાબી રંગનો નાનો ફેંટો તેણે બાંધી લીધો કમર ઉપર કસમના વેલ બુટ્ટાવાળુ શેલુ બાધ્યુ અને તે ઉપર ઝીકથી ભરેલો પટ્ટો બાંધી તેમા સોનાની હીરાજડિત મુઠવાળી તલવાર લટકાવી દીધી ભીમદેવ આવી રીતે તૈયાર થઇ દિવાન ઉપર રાખેલા એક મોટા આરીસામા પોતાનુ પ્રતિબિંબ જોતો અને મુછના આંકડા ચડાવતો ટટ્ટાર ઉભો હતો. સામન્ત પણ પોતાની પદવીને યોગ્ય એવા વસ્ત્રો પરિધાન કરી પાસેજ ઉભો હતો આ સમયે બારણામાથી દામોદર મહેતાનો અવાજ આવ્યો—"કેમ યુવરાજશ્રી, તૈયાર થયા કે?" દામોદર મહેતા પણ સુંદર અને કિંમતી વસ્ત્રોથી સજ્જ થઇને આવ્યા હતા પણ તેની કપટનિપુણ મુખમુદ્રા ઉપર કાંઇક શ્યામતા જણાતી હતી

ભીમદેવે તેના સામુ જોયા સિવાય જ જવાબ આપ્યો.—"હા, તૈયાર છુ"

ભીમદેવના આવા અપમાન ભરેલા વર્તનથી દામોદર મહેતા ચમક્યા અને તેમના મનમા ઉંડો ગોદો પડ્યો તેમ છતા મુખ ઉપર પરાણે હાસ્યની સુરખી લાવતા તેણે કહ્યુ—"યુવરાજશ્રી, આપ હવે ગુજરાતના અધિપતિ થનારા છો, તેથી રાજ્યમા શ્રાવકોનુ જે જોર વધતુ જાય છે, તેને ઘટાડવાનો આપ પ્રથમ પ્રયાસ કરશો એ મારી પ્રથમ વિનંતિ છે"

"દામોદર મહેતા" ભીમદેવે કહ્યુ —"અત્યારે એ વાત મારી પાસે મુકવાનુ શુ કારણ છે તે હુ સમજી શકતો નથી. મહારાજ દુર્લભરાજ જે ધોરણે એ સબંધમા પોતાની રાજ્યકુશળતાનો ઉપયોગ કરતા આવ્યા છે, તેજ પ્રમાણે ચાલવાની મારી ઇચ્છા છે એટલે મને વિશેષ સુચનાની આવશ્યકતા નથી"

દામોદર મહેતા આ ઉત્તરથી આભાજ બની ગયા. ભીમદેવના અભિમાની સ્વભાવનો તેમને અનુભવ હતો પરંતુ શરૂઆતથી જ આવો રુવાબ તે દેખાડશે, એમ તેમનુ માનવુ નહોતુ અત્યારે વિશેષ કંઇ કહેવાનો સમય નથી, એમ વિચારી તેમણે કહ્યુ —"આપ તૈયાર હો તો દરબારમા ખબર કરવા જઉ?"

"ભલે જાવ; પણ હું ધારૂં છું કે દરબારના સમયને હજુ અડધો કલાકની વાર છે." ભીમદેવે ઉત્તર આપ્યો અને તે સાથેજ દામોદર મહેતા પ્રણામ કરી ચાલતા થયા. ભીમદેવના અત્યારના વર્તનથી તેમની આશાઓના ચૂરેચૂરા થતા હોય તેમ તેને લાગવા માંડયું. જૈન સમુદાયનું પાટણના રાજ્યમાં જોર વધતું જતું હતું, તેને ઘટાડવાના અને તેને નિર્મૂળ કરવાના પ્રયાસમાં દામોદર મહેતા મચ્યા રહેતા હતા. તેમ છતાં રાજ્યના મોટા અને જોખમી હોદ્દા જૈનમંત્રીઓને મળ્યે જતા હતા, જીનેશ્વરસુરિ, દ્રોણાચાર્ય અને સુરાચાર્ય વિગેરે સમર્થ જૈન આચાર્યોનો નિવાસ તે સમયે પાટણમાં હતો અને તેમના ઉપર ભીમદેવની સારી આસ્થા હતી, ધર્મની ભેદબુદ્ધિના સ્વાભાવિક દુર્ગુણથી દામોદર મહેતામાં જૈનો પ્રતિ દ્વેષબુદ્ધિનો મહાન્ વાસ હતો; તેથી તે શ્રાવકોની ઉન્નતિને સહન કરી શકતા નહોતા અને કોઈ પણ પ્રકારે તેમની શી રીતે પડતી થાય, તેવા પ્રયાસો કરવામાં હમેશાં મશગૂલ રહેતા હતા. તેથી ભીમદેવનો સ્વાભાવિક ઉત્તર તેને વધારે કડક લાગ્યો અને તે માટે વિચાર કરતો તે દરબારગઢ તરફ ગયો.

ભીમદેવ તૈયાર થઈ દરબારમાં જવા પૂર્વે સામન્તને ત્યાંજ રાહ જોવાનું કહી પોતાના અંતઃપુરમાં ચાલ્યો ગયો. ભીમદેવની રાણી ઉદયમતિ સોળેશ્રૃંગાર પરિધાન કરી પોતાના પ્રિયતમની રાહ જોતી પલંગ ઉપર બેઠી હતી. પોતાના પતિને અંતઃપુરમાં આવતા જોઇ તે સપ્રેમ ઉઠી અને સસ્મિત વદને ભીમદેવનો હસ્ત પકડી તેને પલંગ ઉપર બેસાર્યો. ભીમદેવનું ભવ્ય મુખ અને તેણે પહેરેલાં સુંદર વસ્ત્રાભૂષણને જોઇ ઉદયમતિએ કહ્યું:—" નાથ, આપે જે આ સુંદર પોષાક પરિધાન કર્યો છે, તેમાં એક ખામી છે, આજ્ઞા હોય તો તે હું પૂરી કરૂં."

" સુંદરી, પ્રથમ કહો કે એ ખામી શી છે? અને પછી તે સંપૂર્ણ કરવાની આજ્ઞા અવશ્ય આપીશ." ભીમદેવે કહ્યું.

નહિ " પ્રિયતમ, હુ એ ખામી કહીશ તો નહિ. પરંતુ મને તેને સંપૂર્ણ કરવાની આજ્ઞા આપો." ઉદયમતિએ આગ્રહ કર્યો.

" તમારો એવોજ આગ્રહ છે, તો ભલે તમને યોગ્ય લાગે તેમ કરવાને તમે હક્કદાર છો." એમ કહી રાણી શું કરે છે, તે જોતો ભીમદેવ સ્વસ્થ થઇને બેઠો.

રાણી ઉદયમતિએ પોતાની એક દાસી પાસે કુમકુમ પાત્ર મંગાવ્યું. અને ભીમદેવના વિશાળ કપાળ ઉપર ચંદ્રક કરી તેના મુખના સૌન્દર્યમા અપૂર્વ વૃદ્ધિ કરી.

ભીમદેવ જરા હસ્યો અને કહ્યું:—" પ્રિયા, તમે જાણતાજ હશો કે એ ખામી સંપૂર્ણ કરાવવાને અને તમને ભેટવાને માટેજ અત્રે હું આવ્યો છું."

ઉદયમતિ ભીમદેવના એ શબ્દોનો ઉત્તર આપવા જતી હતી, તે દરમીયાન સામંતે આવી બહારથી જ કહ્યું કે "મહારાજ, સભાનો સમય થઇ ગયો છે માટે પધારો.

રાજગઢ અસંખ્ય મનુષ્યોના સમૂહથી ઉભરાઇ ગયો હતો દરબારના સભામંડપની શોભા અલૌકિક હતી સભાની મધ્યમાં આરસ પત્થરના ચણેલા ચોતરા ઉપર સોને મઢેલું અને રત્નજડિત સિંહાસન શોભતું હતું, તેના ઉપર મખમલની ગાદી જડી લીધેલી હતી. મુખ્ય સિંહાસનની ડાબી તથા જમણી બાજુ બીજા બે આસનો ગોઠવેલા હતા તેઓની પછી ચોતરા નીચે બીજા અધિકારીઓ, ભાયાતો અને સભાજનો માટે નાના-મોટા આસનો ગોઠવવામાં આવેલા હતા સિંહાસનની પછવાડે એક સેવક છત્ર લઇને તેમજ ચાર સેવકો ચામર લઇને ઉભા હતા, સભાખંડ ચીકાર ભરાઇ ગયો હતો સુભટો, ગરાસીયાઓ, રાજ્યના ભાયાતો, અધિકારીઓ, રાજ્યના પંડિતો, સેનાપતિઓ, સામન્તો અને મંત્રીવર્ગો સર્વ કોઇ નિર્ણિત કરેલા આસનો ઉપર આવીને બેસી ગયા હતા ચોતરાથી નજીક નીચે બારોટોનું સ્થાન હતું, ત્યાં કેટલાક બારોટો આવી બેઠા હતા દામોદર મહેતા દુર્લભરાજના આસન નજીક ચિંતાતુર વદને બેઠા હતા તેની પછી બીજા જૈન મંત્રીઓના આસનો હતા ચોતરા ઉપર એક સર્વથી જુદા અને મોટા આસન ઉપર જૈનમુનિ સૂરાચાર્ય બે શિષ્યો સાથે બેઠા હતા દુર્લભરાજ અને નાગરાજ બન્ને ભાઇઓ સાથે આવતાંજ સભાના સર્વ મનુષ્યોએ ઉભા થઇને તેમને માન આપ્યું અને થોડીવારને માટે શાંતિ પથરાઇ ગઈ, એટલામાં નોબતો ગડગડાઈ અને ડંકા વાગ્યા ભીમદેવ પોતાના અંગરક્ષકો અને સામન્ત સાથે આવી પહોંચતા "જય પંચાસરા પાર્શ્વનાથનો જય" "જય સોમનાથ મહાદેવનો જય" "જય મહારાજ ભીમદેવનો જય" ના અવાજો જોરથી ચોતરફ સંભળાવા લાગ્યા ભીમદેવ મુખ્ય સિંહાસન ઉપર બેઠા કે તુરતજ રાજ્યના મુખ્ય બારોટે કવિત લલકાર્યું —

"ભૂપનકો ભૂપ હો, સ્વરૂપનકો રૂપ હો,
સૂરજકે ધૂપ જ્યો, અનૂપ તેજ ધારી હો,
અંગ કે ઉતંગ થારો, ભારી રનરંગ થારો,
શત્રુ હોત દંગ થારો, રિપુકો સહારી હો,
કવિ બાની જાની લેત, બાતકો પિછાની લેત,
દાનસુદાની માની, ગ્યાની રૂ વિચારી હો,
અભયદાન કારિકો, દેન ભીમરાજ હો,
ગોપાનક આહિર હો, જગતમે જાહિર હો
વિદ્યાકો વિહારી-આપ વિદ્યાકો વિહારી હો

આશરે ઉપરનું કવિત ઘણાંજ જુસ્સાથી પૂરૂં કરતાં ફરીથી એક વાર જય જયકારના ત્રણ પોકારો થયા. પુનઃ શાંતિ ફેલાઇ. દુર્લભરાજે દામોદર મહેતાને ઇશારો કર્યો એટલે તેણે આસન ઉપરથી ઉભા થઇ દુર્લભરાજ, નાગરાજ અને ભીમદેવને નમન કરી બોલવાનું શરૂ કર્યું:—" રાજ્યના આપ્તો, રાજ્યના અધિકારીઓ અને પાટણના પ્રજાજનો ! આજનો આ દરબાર શા કારણથી ભરવામાં આવ્યો છે, તેની અહીં હાજર રહેલા સર્વે મનુષ્યોને ખબર હશે; પરંતુ મ્હને પ્રતાપી મહારાજાધિરાજ દુર્લભરાજ તરફથી ફરમાન થતાં જાહેર કરવાની રજા લઉં છું કે, આપણા મહારાજા તથા તેમના બન્ધુ ગુર્જરાતનું રાજ્ય યુવરાજ શ્રી ભીમદેવને સોંપી, પોતાના આત્માના કલ્યાણ માટે ગંગા કિનારે જવા ધારતા હોવાથી યુવરાજશ્રીને રાજ્યાભિષેક કરવા માટે આ દરબાર ભરવામાં આવ્યો છે. મહારાજા દુર્લભરાજ આશા રાખે છે કે પ્રજાજનોએ રાજ્યના દરેક કાર્યમાં યોગ્ય સહાય આપી પાટણની પ્રભુતા વધારવામાં મ્હને જે સગવડતા કરી આપી છે; તદનુસાર હવેના ગુજરાતના અધિપતિ મહારાજ ભીમદેવને સગવડતા કરી આપશે."

દામોદર મહેતા એટલું બોલી બેસી ગયા. આ શબ્દો બોલતી વખતે પણ તેમના મુખ ઉપર શોકની છાયા પથરાઇ ગયેલી જોવામાં આવતી હતી. ભીમદેવ એક દૃષ્ટિએ ગંભીર મુખમુદ્રા ધારણ કરી સભાજનો તરફ જોઇ રહ્યાં હતાં. દામોદર મહેતા બેસી ગયા તે સાથેજ સર્વત્ર આનંદ પ્રસરી ગયો. સંઘપતિએ ઉભા થઇને પ્રસંગને ઘટતું ટુંકું ભાષણ કરી ભીમદેવને રાજતીલક કરવાની માગણી કરી. દુર્લભરાજે આજ્ઞા આપતાં સંઘપતિએ ભીમદેવને તીલક કર્યું અને દામોદર મહેતાએ પુષ્પમાળા પહેરાવી. આ સમયે નોબતોના કર્ણપ્રિય સ્વરથી આખું રાજમંદિર ગાજી ઉઠ્યું, ભીમદેવના નામની નેકી પોકારવામાં આવી અને પ્રજાજનોએ જયજયકારના પોકારો કર્યા. ભીમદેવે ઉભા થઇ દુર્લભરાજ તથા નાગરાજના ચરણમાં માથું નમાવી વંદન કર્યું કે તુરત જ દરબાર બરખાસ્ત કરવાની આજ્ઞા અપાઇ.

દરબાર બરખાસ્ત થતાં ભીમદેવે દામોદર મહેતાને કહ્યું કે, " સંધ્યા સમયે મહાદેવ તથા પાર્શ્વનાથના મંદિરે દર્શન કરવા જવાનું છે, માટે તમે તથા અન્ય મંત્રીઓ અને સંઘપતિ બરાબર વખતસર હાજર રહે તેમ ગોઠવણ કરજો." ભીમદેવ આજ્ઞા આપી રાણીવાસમાં ચાલ્યો ગયો અને ત્યાં પોતાની માતા અને દુર્લભરાજની રાણીને વંદન કરી ઉદયમતિના મહેલ તરફ ગયો.

# પ્રકરણ ૪ થું

## એ કોણ ?

સંધ્યા સમયના રમણીય પ્રકાશમા પંચાસરા પાર્શ્વનાથનુ સુંદર અને સ્વર્ગના વિમાન જેવુ મંદિર શોભી રહ્યું હતું નવીન મહારાજા ભીમદેવ આજે સાંજે દર્શને આવનાર હોવાથી ભગવાન્ પાર્શ્વનાથની મહાપૂજા મોટા ઠાઠમાઠ સાથે રચવામા આવી હતી હજારો નગરજનો મહાપૂજાની રચના જોઇ આશ્ચર્યમુગ્ધ અને શ્રદ્ધાવાન બન્યા હતા મંદિરની અંદર આવેલા નાના મોટા અસંખ્ય સ્થંભો રંગમંડપને એવી રીતે ઘેરી રહ્યા હતા કે પ્રેક્ષકો આશ્ચર્યચકિત થઈ જતા હતા અસંખ્ય મનુષ્યો સમાઇ શકે તેવા આ રંગમંડપમા પાટણના પ્રજાજનોની ભીડ થઇ રહી હતી આ સમયે પૂજાવિધિ ચાલતી હોવાથી ગવૈયાઓ પોતાના સીતાર, સારંગી, ઝાંઝ, નટ આદિ અનેક પ્રકારના વાજીંત્રો સાથે મગ્ન થઇ ભગવાન પાર્શ્વનાથના અનેકવિધ ગુણોનુ કીર્તન કરતા હતા. આ અલૌકિક ગાનને એકચિત્તે અનેક સ્ત્રીઓ અને પુરુષો શ્રવણ કરતા ઉભા હતા

આ સ્થળે પંચાસરા પાર્શ્વનાથના મંદિરની અપૂર્વ શોભાનુ થોડુ વર્ણન કરવુ અનુચિત ગણાશે નહિ. જે સમયની અમે આ નવલકથા લખીએ છીએ તે સમયે આ મંદિર પાટણના મધ્યભાગમા આવેલુ હતુ તે મજબુત પત્થર વડે અને નિપુણ શિલ્પશાસ્ત્રીઓના હાથે બંધાયેલુ હતુ આ મંદિરને ચાવડાવંશના રાજા વનરાજે બંધાવ્યુ હતુ પંચાસરનો રાજા જયશિખર, કલ્યાણના રાજા ભુવડ સાથેના યુદ્ધમા મૃત્યુ પામતા જયશિખરનો સાળો સુરપાળ પોતાની ગર્ભવતી બ્હેન રૂપસુંદરીને ગર્ભના બચાવ માટે વનમા લઇ ગયો ત્યા રૂપસુંદરીએ એક મહા સ્વરૂપવાન્ પુત્રને જન્મ આપ્યો આ પુત્રનુ નામ વનરાજ રાખવામા આવ્યુ તે સમયે શીલગુણસૂરિ નામના એક મહા પ્રભાવિક જૈન આચાર્ય વિચરતા હતા, એક વખતે તેઓ દેહચિંતા માટે વનમા ગયા, ત્યા એક મહા સ્વરૂપવાન્ તેજસ્વી અને શુભલક્ષણવાળો બાળક સૂતેલો છે, તેમ તે વૃક્ષની છાયા સૂર્ય નમી ગયેલો છતા તેના પરથી ખસતી નથી. આવુ આશ્ચર્યયુક્ત દૃશ્ય જોઇ આ બાળક કોઇ મહાન્ પુરૂષ થશે એટલામા ત્યા પાસે જ ઝાડીમા રહેતી તે બાળકની માતા રૂપસુંદરી આવી પહોંચી અને આચાર્યને વંદન કર્યું, આચાર્યે તેની પાસેથી સર્વ હકિકત જાણી લીધી. અને પછી શહેરમા ઉપાશ્રયે આવી સર્વ શ્રાવકોને એકત્ર કરી સર્વ વૃત્તાંતથી તેમને વાકેફ કર્યા, અને કહ્યુ કે તમે તે બાળકને તેની માતા સાથે અહીં લઇ આવો. શ્રાવકો

વનરાજને તેની માતા અહિત શહેરમાં તેડી લાવ્યા અને તેઓનું પાલણ-પોષણ કરવા લાગ્યા. બાળક વનરાજ યુવાન થયો એટલે ભુવડના દેશમાં લુંટફાટ કરવા લાગ્યો અને છેવટે એક ચાંપા નામક શ્રાવકની સહાયથી ગુજરાત દેશ કબજે કર્યો. વનરાજે પોતાના એક ગોવાળ મિત્રના સ્મરણાર્થે એક નગર વસાવી તેનું નામ અણહિલપુર પાટણ પાડ્યું. રાજા થયા પછી પણ વનરાજ પોતાના સહાયક અને પરમોપકારી જૈન આચાર્ય શીલગુણસૂરિનો ઉપકાર ભૂલ્યો નહતો. આચાર્ય મહારાજના ઉપદેશથી વનરાજે પાટણમાં પંચાસરા પાર્શ્વનાથનું મહાન્ વિશાળ અને સુંદર દેવાલય બંધાવ્યું, આ મંદિર હજી પણ હૈયાત છે. અને તેમાં વનરાજની મૂર્ત્તિ પણ ઉભેલી છે. ગુજરાતનું રાજ્ય સ્થાપવામાં આ પ્રસંગે જૈનોએ જે સહાય કરી હતી: તેથી તેમનું પ્રાબલ્ય દિનપ્રતિદિન વધતું જતુ હતું.

પંચાસરા પાર્શ્વનાથના મંદિરની કીર્ત્તિ તે સમયે સર્વ સ્થળે પ્રસરેલી હતી અને દેશ દેશાવરથી ઘણું યાત્રાળુઓ દર્શનાર્થે આવતાં હતાં. મંદિરનો વિસ્તાર પણ ઘણો મોટો રાખવામાં આવ્યો હતો. સફેત દુધ જેવાં આરસ પત્થરથી ચળકાટ મારતું તેનું ઉન્નત શિખર અને તે ઉપર ફરકતી રાતી ધ્વજા પાર્શ્વનાથની અપૂર્વ કીર્ત્તિનું કથન કરતી હોયની એમ ભાસ થતો હતો, મંદિરની અંદરની અને બહારની અપૂર્વ અને અદ્ભુત શોભા જોઇ મનને અવર્ણનીય આનંદ થતો હતો. રંગમંડપના ગભારાનો મધ્યમાં સુવર્ણનું મોટું ઝુમ્મર લટકતુ રાખવામાં આવ્યું હતું અને તેમાં રાત્રીએ વિવિધ રંગના દીપકો પ્રગટાવવામાં આવતા હતા. મંદિરની અંદર ઘીના બળતા દીવાઓ અને વિવિધ પ્રકારના ધૂપોની સુવાસથી ચિત્તને અતિશય આનંદ થતો હતો અને ભગવાન પાર્શ્વનાથની નયન મનોહર પ્રતિમાના દર્શનથી હૃદય નિર્મળ બની જતું હતું.

આજે સંધ્યાસમયનુ ભોજન લીધા પહેલાં ભીમદેવને પંચાસરા પાર્શ્વનાથના મંદિરમાં છડીસ્વારીએ દર્શન કરવા જવાનું હતુ, દુર્લભરાજ અને નાગરાજ પણ દર્શન કરી ગંગા કીનારે આજ વખતે જવાના હતા. સ્વારીની બધી તૈયારીઓ થઇ ચુકી હતી. દુર્લભરાજ અને નાગરાજ તેમજ દામોદર મંત્રી તથા સંઘપતિ સર્વ હાજર હતા. ભીમદેવ આવ્યો કે તુરતજ હાથી ઉપર બેઠો. દુર્લભરાજ તથા નાગરાજ બન્ને એક બીજા હાથી ઉપર બેઠા અને સ્વારી રવાના થઇ. સ્વારી દેવાલય પાસે આવી અટકી. ભીમદેવ વિગેરે હાથી ઉપરથી નીચે ઉતર્યા. અસંખ્ય મનુષ્યની ઠઠ અત્યારે જામી હતી અને મંદિરમાં પેસવાને પૂરતો માર્ગ પણ મળે તેમ નહોતો ચોપદારો આગળ ચાલી માણસોને દૂર કરવા લાગ્યા. ભીમદેવ, દુર્લભરાજ અને નાગરાજ મંદિરના અંદરના ભાગમા જઇ પરમાત્માને ભાવપૂર્વક વંદન વિગેરેની ક્રિયા કરી પાછા ફર્યા. સ્વારી ત્યાંથી શિવમંદિરે

દર્શન માટે ચાલી અને ત્યાં પણ યથાવિધિ નમસ્કાર કર્યા પછી દુર્લભરાજ તથા નાગરાજ ત્યાંથી બારોબાર ગંગા કિનારે જવા નીકળ્યા. નગરની બહાર કોટથી એક કોસ સુધી ઘણા પ્રજાજનો, મંત્રીઓ તથા ભીમદેવ જાતે તેઓ બન્નેને વળાવવા આવ્યા હતા. ત્યાં દુર્લભરાજે ભીમદેવને તથા મંત્રીઓને રાજ્યકાર્યની યોગ્ય સૂચના આપી, તથા પ્રજાજનોને આશિર્વાદ આપી આગળ પ્રયાણ કર્યું. આ સમયે પિતૃ વિયોગથી ભીમદેવની આંખમાં આંસુ આવી ગયાં તથા મંત્રીઓ અને પ્રજાજનો પણ ગળગળા થઇ ગયા. થોડીવાર ત્યાં રોકાઇ ઉદાસ ચહેરે ભીમદેવ સ્વારી સહિત નગર ભણી વળ્યો. વળતી વખત સ્વારી નગરના અંતર ભાગમાં થઇને રાજમહેલ તરફ જવાની હતી, તેથી ભીમદેવે તે માર્ગે થઇ ચાલવાનો હુકમ કર્યો. પોતાના નવીન રાજાને પ્રેમથી નિહાળવા અનેક સ્ત્રી-પુરૂષો પોતાના આવાસની બારીમાં અને ઝરૂખામાં આવી બેઠાં હતાં. ઘણી સ્ત્રીઓ ભીમદેવને પુષ્પોથી વધાવતી હતી. ઉત્તરમાં ભીમદેવ પ્રજાજનો તરફ સ્મિત હાસ્યથી જોઇ રહ્યો હતો. આ સમયે એક આવાસની બારીમાંથી પોતાનું તેજસ્વી મુખ બહાર રાખી અને હસ્તમાં પુષ્પો ધરી ઉભી રહેલી એક સુંદર યુવતી ભીમદેવના જોવામાં આવી. આ યુવતિનો સુંદર ચહેરો નિહાળી તે એકદમ વિચારમાં પડી ગયો અને તેના મુખમાંથી "એ કોણ" એવા આશ્ચર્યકારક શબ્દો નીકળી પડયા. ભીમદેવનો હાથી તે આવાસ પાસે આવતાં જ તે યુવતિએ ભીમદેવને પુષ્પોથી વધાવી લઇ તુરતજ બારી બંધ કરી આવાસમાં ચાલી ગઇ. તેને કાંઇક યાદ આવ્યું હોય તેમ તુરતજ પોતાના વિશ્વાસુ સેવક સામન્તને ઇસારો કર્યો. સામન્ત પણ ભીમદેવના મનનો ભાવ જાણી ગયો હોય તેમ સ્વારીથી જુદો પડી ત્યાંજ ઉભો રહ્યો. સ્વારી આગળ ચાલી ગઇ અને નગરના મુખ્ય મુખ્ય રસ્તામાં ફરી રાજમહેલે આવી પહોંચી.

ભીમદેવ, સ્વારીમાં હાજર રહેનાર સર્વ મનુષ્યો અને મંત્રીઓને રજા દઇ અંતઃપુરમાં ગયો. તે પોતાની પ્રિય રાણી ઉદયમતિને ભેટવા અને તેના પ્રીતિ ભરેલા વચનો સાંભળવા આતુર બન્યો હતો. ભીમદેવ યુવરાજ મટી રાજાધિરાજ થયો હતો. એ જોઇ રાણી કેવી ખુશી થશે અને તે માટે પોતાનો કેવો સત્કાર કરશે, તે જોવાને તેનું મન અધિરૂં થયું હતું. ભીમદેવ અંતઃપુરમાં જવાના દ્વારના પગથીયાં ચડતો ચડતો જરા સ્થભ્યો, અને સામન્તને જરાવાર બેસવાનું કહી તે અંતઃપુરમાં ચાલ્યો ગયો.



# પ્રકરણ ૫ મું.

## વિમળશાહ.

સંવત ૮૦૨ માં પ્રૌઢ પ્રતાપી રાજા વનરાજે અણહિલપુર પાટણ વસાવી ત્યારથી પોતાની રાજધાની તે શહેરમાં કરી, ત્યારથી શ્રાવકોનું અને જૈન સાધુઓનું રાજ્યમાં સવિશેષ જોર થયેલું હતું. પાટણના રાજ્યમાં શ્રાવક કારભારીઓ કરતા કારવતા હોવાથી મારવાડ તેમ અન્ય દેશોમાંથી ઘણા શ્રાવક કુટુંબો પાટણમાં આવીને વસ્યાં હતાં. વિમળના પૂર્વજો નિર્ધનતાના કારણથી શ્રીમાળ છોડી ગાંભુમાં રહેવા આવ્યા હતા. અને ત્યાંથી વનરાજના સમયમાં પાટણમાં આવ્યા હતા. શ્રીમાળમાંથીજ ઘણેભાગે શ્રાવકો આ તરફ આવેલા છે. આ શ્રીમાળ નગરની સ્થાપના લક્ષ્મી દેવીએ કર્યાની દંતકથા સાંભળવામાં આવે છે. શ્રીમાળીઓ પોતાની કુળદેવી તરીકે લક્ષ્મીદેવીને માને છે. ઐતિહાસિક દ્રષ્ટિએ જોતાં આ વાર્તામાં સત્યાંશ હશે કે કેમ, એમ શંકા થશે; પરંતુ ભગવાન મહાવીર સ્વામીના સમય પહેલાં જ્યારે જ્ઞાતિઓ હાલના જેવું સ્વરૂપ પામી નહોતી અને લોકોનો સમૂહ જ્ઞાતિને બદલે કુળ અથવા ગોત્રને નામે ઓળખાતો હતો, તે વખતે આર્ય પ્રજાના દરેક કુળ અથવા ગોત્રમાં પોતાનું રક્ષણ કરનારી કોઇ એક દેવીની માન્યતા ચાલી આવતી હતી. એ સ્વીકારેલી દેવીની દરેક ગોત્રવાળા પૂજા કરતાં અને તેની પ્રાર્થના તથા યશોગાન કરતા. એ કુળવાળા જ્યાં જ્યાં જઇ વસ્યા ત્યા ત્યાં તેમણે પોતાની દેવીની સ્થાપના કરી. એ દેવી ગોત્રદેવી–કુળદેવી કે ગામદેવી તરીકે ઓળખાઇ. ગોત્રજાનો અર્થ ગોત્રને જન્મ આપનારી–ગોત્રની મુળ માતા એવો પણ થાય, પરંતુ આર્ય પ્રજામાં ગોત્રની માન્યતા બહુ પ્રાચીન કાળની છે અને કુળદેવીની માન્યતા તો ઘણી પાછળથી જન્મ પામેલ છે એટલે ગોત્રજાનો અર્થ ગોત્રની આદિ જનની એવો કરી શકાય એમ નથી. લક્ષ્મીદેવી શ્રીમાળીઓની કુળદેવી તરીકે પૂજાય છે તે પણ શ્રીમાળીઓની આદિ જનની તરીકે નહિ, પણ શ્રીમાળનગરની સ્થાપક–રક્ષક-દેવી તરીકે પૂજાય છે. ઓશવાળની કુળદેવી શચિ અને પોરવાડની કુળદેવી અંબાજી મનાય છે.

શ્રીમાળ નગરના તે સમયના રાજા અને તેનો કુંવર ઉત્પલદેવ વચ્ચે ખટપટ થવાથી તેણે શ્રીમાળ નગરનો ત્યાગ કરી ઉવસ–વાસ વગરનું–ઉજડ વસાવ્યું અને ભગવાન પાર્શ્વનાથની તથા શચિદેવીની સ્થાપના કરી. આ ઉવસમાં વસનારા પાછળથી ઓશવાળ તરીકે ઓળખાતા થયા. ઉત્પલદેવે શ્રીમાળ નગરનો ત્યાગ કર્યા પછી તેની પડતી દશા થઇ અને કાયર થયેલા પ્રજાજનોએ

પરમારના રાજાની મદદ માગી, તેણે દસ હજાર યોદ્ધાઓ મોકલીને શ્રીમાળને લુટારાના ત્રાસથી મુક્ત કર્યું આ દસહજાર યોદ્ધા શ્રીમાળ નગરની બહાર પૂર્વમા વસ્યા, તેથી તેઓ પોરવાડ તરીકે ઓળખાવા લાગ્યા. તેઓ જ્યા વસ્યા ત્યા અબાજીનુ સ્થાનક હતુ તેથી તેઓ તે દેવીની પૂજા ભક્તિ કરવા લાગ્યા અને તેને કુળદેવી સ્થાપી *

આ રીતે શ્રીમાળી, ઓશવાળ અને પોરવાડ વણિકોની ઉત્પત્તિનો ઇતિહાસ છે મુળ તેઓ સમર્થ અને પ્રતાપી જાતિમાથી ઉતરી આવેલા છે, પરતુ કાળક્રમે તેઓ પોતાનો ખરો વ્યવસાય જે યુદ્ધ અને રાજકાર્ય તેને ત્યજી કેવળ વ્યાપારમા જોડાયા, ત્યારથી તેઓ વાણિયાના ઉપનામને પામ્યા, એમ માનવાને આપણી પાસે ઘણા કારણો છે વિમળના પૂર્વજો પોરવાડ જ્ઞાતિના હતા ગાભુમાથી વિમળનો પૂર્વજ નિનગ પાટણમા વનરાજના સમયમા આવીને વસ્યો હતો નિનગનો પુત્ર લહિર બહુ પ્રતાપવતો જણાયાથી વનરાજે તેને દડનાયકની પદવી આપી હતી લહિરપછી કેટલીક પેઢીએ વીર દુર્લભરાજના સમયમા થયો અને તે પણ પાટણનો દડનાયક હતો દુર્લભરાજે જ્યારે રાજ્યનો ત્યાગ કરી વનમા જવાનો નિશ્ચય કર્યો તે પહેલા વીરે જૈન આચાર્ય પાસે દીક્ષા લઇ લીધી હતી વીરે જ્યારે દિક્ષા લીધી, ત્યારે તેના પુત્ર વિમળની ઉમ્મર ન્હાની હતી વિમળ આ સમયે વિદ્યાભ્યાસ કરતો હતો વિમળ બાલ્યાવસ્થાથી બહુ ચાલાક, બુદ્ધિશાળી અને સ્વભાવે કાઇક અભિમાની હતો વિમળ જ્યારે રમતો હોય અથવા ઘોડા ઉપર બેસી નગરમા ફરવા નીકળે, ત્યારે નગરના લોકો તેને જોવાને મળતા હતા, એવો તે અપ્રતીમ સૌંદર્યસપન્ન હતો સ્ત્રી જેવા મુલાયમ બાધાનો, પાતળો અને મ્હેજ ઉચો એવો વિમળકુમાર, નગરની નવયુવતિઓ અને સ્ત્રીઓના સમુદાયમા વાર્તાનો વિષય થઇ પડ્યો હતો. વિમળના પિતા વીરમત્રીએ જ્યારે ગુરૂ પાસે દીક્ષા ગ્રહણ કરી, ત્યારે તેણે વિમળને શિક્ષા આપી હતી કે " વત્સ! પૃથ્વી ઉપરથી અન્યાય ટાળજે, મર્મ પાપકર્મથી દૂર રહેજે પુણ્યના કામ કરજે અને જીન ભગવાનની આણ પાળજે-પળાવજે ' વીરમત્રીએ દીક્ષા લીધી ત્યારે વિમળની વય લગભગ પદરેક વર્ષની હતી જેમ ઉદયાચલ ઉપર સૂર્ય ક્ષણે ક્ષણે વધારે તેજથી દીપે, તેમ વિમળકુમાર દિનપ્રતિદિન દીપવા લાગ્યો. વીર મત્રીના દીક્ષાગ્રહણથી કેટલાક બ્રાહ્મણ મત્રીઓ અને ખાસ કરી દામોદર મ્હેતા ખુશી થયા હતા ઇચ્છાનુસાર કાર્ય કરવામા જે એક આડખીલી હતી તે આવી રીતે સહજમા દૂર થતા તેઓ હર્ષાયમાન થયા હતા પરતુ વિમળકુમારની બુદ્ધિ અને હોશીયારી જોઇ તથા નગરજનોનો તેના પ્રત્યેનો પ્રેમ જોઇ તેઓ અતરમા

* જુઓ-વિમળપ્રબધ

બળતા હતા. અને "એક શત્રુ, બીજી વિષવલ્લી અને ત્રાજી વ્યાધિ એ ત્રણને જો ઉગતાં છેદીએ તોજ આપણા પરની પીડા દૂર થાય" એમ તેઓ માનતા હતા.

વિમળકુમાર પોતાના નિત્યના નિયમ પ્રમાણે આજે પણ સંધ્યા સમયે ઘોડે બેસી ફરવા નીકળ્યો હતો. નગરના મધ્ય માર્ગે થઇને તે ઘોડાને દોડાવ્યે જતો હતો, તે વખતે સામેથી કોઇ ઉચ્ચ કુટુંબની સ્ત્રીઓનું એક ટોળું ચાલ્યું આવતું હતું; તેને જોઇ વિમળે ઘોડાને જરા ધીમો કરવા લગામ ખેંચી, પરંતુ ઘોડો જોરમાં આવેલો, એટલે તોફાન કરવા લાગ્યો અને પેલા ટોળાની મધ્યમાં જવા દોડ્યો, તે ટોળામાં નાસભાગ થઇ રહી, પણ સુભાગ્યે કોઇને અડચણ આવી નહિ. બરાબર આજ સમયે દામોદર મહેતા સુખપાલમા બેસી રાજમહાલય તરફ જતા હતા. તેમણે આ દેખાવ જોઇ વિમળને દબાવવાનો સારો અવસર જાણી તેને પાસે બોલાવી મુખને તપાવી કહ્યું:—"વિમલકુમાર, આવી રીતે રાહદારી મનુષ્યોને હરકત કરવા ખાતરજ હંમેશાં ફરવા નીકળો છો કે ? મહારાજના કાને તમારી આ ઉદ્ધતાઇની વાત પહોંચ્યા વિના રહેવાની નથી."

"ઘોડાને કબજે રાખવા મેં ઘણો પ્રયાસ કર્યો, પણ ન રહ્યો તેમાં મારો શું દોષ ? મહારાજ જો મને તેડાવશે તો ખરી હકીકત કહેતાં જરા પણ ડરવાનો નથી." વિમળે બેપરવાઇથી જવાબ આપ્યો.

દામોદર મહેતાએ તીરસ્કારથી કહ્યું:—"વીરમંત્રીના પુત્ર જાણીનેજ હું તમને વિશેષ કહેતો નથી. જાવ ફરીથી આવી ભુલ ન થવી જોઇએ."

વિમળ ત્યાંથી તુરતજ પાછો વળ્યો અને દામોદર મહેતા આગળ ચાલતા થયા. વિમળે ઘેર આવી પોતાની માતા વીરમતિને સર્વ હકીકત કહી. વીરમતિએ પોતાના પ્રિય પુત્રને માટે અશુભ બોલાતું પ્રથમ સાંભળ્યું હતું અને તેમાં ખાસ કરીને રાજના બ્રાહ્મણમંત્રીઓ પોતાના પુત્ર ઉપર દ્વેષ રાખે છે, એ હકીકત પણ તેના જાણવામાં આવી હતી. પુત્રની અત્યારની હકીકત સાંભળી તેણે વિમળ બરાબર પુખ્ત ઉમરનો થાય, ત્યાં સુધી પોતાના પીયર ચાલ્યા જવાનું ઉચિત માન્યુ. વિમળને તેણે પોતાનો વિચાર કહ્યો અને બન્ને એક વિચાર કરી પાટણ છોડીને ચાલ્યા ગયા.

વીરમતિના પિયરીઆ સાધારણ સ્થિતિનાં હતાં. પાટણથી દશેક કોશને અંતરે આવેલા એક સામાન્ય ગામમાં વીરમતિનો ભાઇ રહેતો હતો. ગામડાની રીત પ્રમાણે સાધારણ વ્યાપાર કરીને પોતાના કુટુંબનું ગુજરાન તે ચલાવતો હતો. વીરમતિ પોતાની ઘણીખરી સંપત્તિ સાથે લેતી આવી હતી. તેથી તેમને આંહિ કોઇ પ્રકારની અડચણ પડી નહિ અને સુખ—શાંતિમાં દિવસો વ્યતિત થવા લાગ્યા. આ નાના ગામમાં વિમળકુમારને જોઇ—તેનું અદ્‌ભુત રૂપ

જોઇ-શુ સ્ત્રીઓ કે શુ પુરૂષો કેવળ આશ્ચર્યમુગ્ધ બની ગયા હતા. એક ચાર ણની નવયૌવના કન્યા વિમળનુ અનૌકિક રૂપ જોઇ તેના ઉપર મોહી પડી હતી વારવાર તે ચારણની કન્યા કે જેનુ નામ અંબિકા હતુ તે વિમલના મામાને ઘેર આવતી અને વિમળકુમાર સાથે હરેક પ્રકારે વાર્તાલાપ કરવાને ચૂકતી નહિ. શુદ્ધ હૃદયના વિમલકુમારને આ વાતની કશી ખબર નહોતી એક સમયે અંબિકા પોતાના ઘેર એકલી વિમલના સુદર રૂપના ધ્યાનમા મગ્ન થઇને બેઠી હતી તેણે તે સમયે વિમળને ત્યા થઇને જતો જોયો કે તરતજ બહાર આવી વિમળને બોલાવ્યો વિમળ પણ તેની સાથે બહુ છુટથી બોલતો એટલે " શુ કામ છે બ્હેન ? " એમ કહેતો તેના ઘરમા તેની સાથે ગયો અબિકાએ તેને પોતાના ઘરના અદરના ખડમા લઇ જઇ પલગ પાથરી તે ઉપર બેસાર્યો અને મશ્કરીના રૂપમાં અનેક પ્રકારની વાતો કરવા લાગી વિમળ ઉઠવા જતો હતો ત્યારે અબિકાએ તેને તેનો સુદર હસ્ત પકડી બેસારતા કહ્યુ " વિમલકુમાર, મારી એક વાત માનશો ? "

વિમલે માત્ર ટુંકોજ ઉત્તર આપ્યો—" શુ ? "

અબિકા જરા સ્ખલી અયોગ્ય વાત કહેતા તેની જીભ ન ચાલી પણ કામના આવેશમા તેની બુદ્ધિ બહાર મારી ગઇ હતી તેણે આર્જવતાથી કહ્યુ – " વિમલકુમાર, તમારા અપૂર્વ રૂપથી હુ મોહિત થઈ છુ એક વખત-માત્ર એકજ વખત તમારા દુર્લભ શરીર સમાગમનુ મને સુખ આપી મારા જીવનને કૃતાર્થ કરો "

વિમલ, અબિકાનો મનોભાવ જાણી ગયો તેણે કહ્યુ " બ્હેન અબિકા, આ શુ ? તમારા મુખમાથી હુ આ શુ સાભળુ છુ ? તમને ખબર નથી કે મારે પરસ્ત્રીનો નિયમ છે ? મને જવાદો-કોઇ આ વાત જાણશે-આમ એકાતમા ઉભેલા આપણને જોશે તો વ્યર્થ નિંદા થશે. "

અબિકા વિમળનો આવો સરલ અને સીધો ઉત્તર સાભળી શરમાઇ ગઇ શરમ અને લજ્જાથી તેનુ મુખ લેવાઇ ગયુ કામના આવેશમા પોતે શુ બોલી ગઇ તેનુ તેને સ્મરણ થતા અતીવ પશ્ચાત્તાપ થવા લાગ્યો તેણે કહ્યુ " બન્ધુ તુલ્ય વિમલ, મારી બુદ્ધિ ઠેકાણે આવી ગઇ છે બોલેલા શબ્દો પાછા ગળી જવાતા નથી એટલે લાચાર છુ, પણ તમારૂ નિર્મળ શીલ જોઈ હુ બહુ ખુશી થઇ છુ તમારૂ રૂપ જોઇ મારૂ ચિત્ત ચલાયમાન થયુ હતુ, પરતુ તમારા એકજ શબ્દે મારા ચિત્તની ચચલતા દૂર થઇ છે, તમેજ મને પાપપકમા પડતી બચાવી છે અમે ચારણીઓ ક્રોધ કરીને જો કોઇને શ્રાપ આપીએ અગર પ્રસન્ન થઇને કોઇને વર આપીએ તો અવશ્ય તે પ્રમાણેજ થાય છે તમારા અપૂર્વ શીલ

ને જોઇ હું અત્યંત ખુશી થઇ છું અને તમને વરદાન આપુ છું કે તમે આ જગતની સર્વ સંપત્તિના સ્વામી થોડા સમયમાં થશો અને આરાસુરની દેવી અંબિકા તમને સહાય કરશે.” વિમલકુમાર તુરતજ ચારણીઅંબિકાને નમન કરી ચાલતો થયો. અંબિકા તેના ગયા પછી પોતે કરેલ પાપી વિચારનું પ્રાયશ્ચિત્ત કી રીતે કરવું, તેના વિચારમાં નિમગ્ન થઇ ગઇ.

વિમલકુમાર આ પ્રસંગનો વિચાર કરતો ઘેર આવ્યો, તેના મનમાં પોતાના પિતાએ આપેલ શિખામણ યાદ આવી કે સર્વ પાપકર્મથી દૂર રહેજે, અને તે પ્રમાણે પોતે પાપના ખાડામાં પડતો બચી આવ્યો; તેથી પરમાત્માનો ઉપકાર માનવા લાગ્યો.



# પ્રકરણ ૬ ઠું.

## પ્રેમનો પાઠ.

નવયુવાન સ્ત્રી-પુરૂષના હૃદયમાં પ્રથમ જે સ્નેહમયી ભાવના ઉદ્ભવે છે, તે ભાવનાને ઘણાં લેખકોએ અને કવિઓએ પ્રેમ નામાભિધાન આપેલું છે. પ્રેમની ઉત્પત્તિ ક્યારે અને કેવા સંયોગોમાં થાય છે, તે વિષે કોઇએ કશો નિર્ણય કરેલો નથી. સ્ત્રી અને પુરૂષ ઉભયના હૃદયમાં એને સ્થાન મળે છે, એ નિઃસંશય છે. પ્રેમને અનેક સમર્થ કવિઓએ અનેક રૂપે વર્ણવ્યો છે; પરંતુ જ્યારે તેના વિષે કાંઇક લખવા બેસીએ છીએ, ત્યારે નવાને નવાજ ચિત્રો અવશ્ય આળેખાય છે. પ્રેમનો મહિમા, તેની શક્તિ અને તેનું વૈચિત્ર્ય એટલાં અગાધ છે, કે તેના પાસમાં જે સપડાય છે, તેની સ્થિતિ અવશ્ય અવલોકવા જેવી થઇ પડે છે. શ્રીદેવી-અણહિલ્લપુર પાટણના સંઘપતિ શ્રીદત્ત શેઠની એકની એક લાડકવાઇ પુત્રી-પ્રેમના પાસમાં પડવાથી તેની સ્થિતિની કલ્પના કરવી, એ લેખકની શક્તિની બહાર છે. શ્રીદત્ત શેઠ શ્રીમંત છે. પાટણના સમસ્ત સંઘના માનનીય પુરૂષ છે અને એક પ્રખ્યાત વ્યાપારી છે. રાજદરબારમાં તેમનું સારૂં માન છે. તેમણે જ ભીમદેવને રાજ્યાભિષેક સમયે તિલક કર્યું હતું. પરંતુ ધનથી, માનથી, સત્તાથી અને લાગવગથી શું પ્રેમની પીડાને દૂર કરી શકાય છે ? શ્રીદેવીની પીડાને તે શું જાણી શકે ? અને જાણે તો પણ તેને દૂર કરવાની તેમનામાં ક્યાં શક્તિ છે ?

શ્રીદત્ત શેઠને રહેવાનું મકાન પાટણના મધ્ય ભાગમાં હતું. મકાનની પછવાડે એક વિશાળ વાડો વાળી લીધો હતો. તે વાડામાં એક તન્ન નાનો

બાગ બનાવેલો હતો અને બીજી તરફ ભગવાન મહાવીરનુ એક ન્હાનુ સુદર ગૃહમદિર હતુ પ્રાચીન સમયમા શ્રીમત લોકો ઘણુ કરીને ગૃહમદીર કરાવતા અને તેઓ હમેશા ત્યા ત્રિકાળ પૂજન કરતા હતા શ્રીદત્ત શેઠ પણ ધર્મનો બહુ રાગી હતો જીનભગવાનની ત્રિકાળ પૂજા કરવામા, સાધુની સેવા કરવામા અને સામાયિક-પ્રતિક્રમણાદિ ધર્મના કાર્યો કરવામા પોતાની પાછળની અવસ્થાનો તે સદુપયોગ કરતો હતો. ગરીબ મનુષ્યોને માટે તેણે એક સદાવ્રતશાળા બાધી હતી અને તેમાથી પ્રત્યેક ગરીબ મનુષ્યોને માટે પેટ પુરતુ અન્ન અપાતુ હતુ શેઠને સર્વ વાતે સુખ હતુ શેઠાણી પણ ડ્હેન, ડાહી અને શેઠની સેવા કરવામા તત્પર પતિપરાયણા હતી પ્રથમ અવસ્થામા શેઠને કાઇ સતાન નહોતુ, પણ પાછળની અવસ્થામા તેમને એક પુત્ર અને એક પુત્રી એમ બે રત્નો સાપડ્યા હતા. પુત્રી શ્રીદેવી મહાન્ ગુણવાન અને ચતુર હતી શેઠ અને શેઠાણી પોતાને આવી સુદર અને ગુણવાન સતતિ સાપડવાથી પોતાને ભાગ્યશાલી માનતા હતા અને તેને લાડ લડાવવામા પોતાનુ ઉત્તર જીવન સુખેથી પસાર કરતા હતા શ્રીદેવી તેર વર્ષની સુદર બાળા હતી તે જેમ અનુપમ લાવણ્યસપન્ન હતી, તેમ તેનુ મનોબળ અને બુદ્ધિ વિલક્ષણ હતા સ્ત્રીના જે જે શુભ લક્ષણો જોઇએ તે તે બધા શ્રીદેવીમા ભરપુર હતા તેનો સ્વભાવ જરા કડક અને અભીમાની હતો દરેક કાર્યમા તે પોતાની બુદ્ધિનો ખાસ કરીને ઉપયોગ કરી જોતી અને તેને વ્યાજબી જણાય તેજ કાર્ય તે કરતી આવી ગુણવાન્ અને સુદર પુત્રીને ક્યા વળાવવી એ ચિતાથી રાતદિવસ શેઠ ઉદ્વિગ્ન રહેતા હતા.

એક દિવસ ભગવાન પાર્શ્વનાથના મુખ્ય દેરાસરે દર્શન કરી પાછા આવ્યા પછી શ્રીદેવીનુ ચિત્ત અસ્વસ્થ થઇ ગયુ હતુ હમેશા સાયકાળે શ્રીદેવી દહેરે દર્શન કરીને પાછી આવતી ત્યારે તેનુ ચિત્ત પ્રફુલ્લ દેખાતુ હતુ, પરતુ એજ દિવસે તે અસ્વસ્થ કેમ જણાતી હતી તે સમજી શકાતુ નહોતુ ? અત્યારસુધી શ્રીદેવીનુ ચિત્ત ચચળ હતુ—તે હવે ચચળતાને ત્યજી શાત અને ગભીર બન્યુ હતુ આખો દિવસ તે હવેલીના એક ખુણામા બેસી રહી કાઇને કાઇ વિચાર કરતી હતી અને પોતાના સ્વાભાવિક આનદી સ્વભાવ અનુસાર કોઇ પણ પ્રકારનુ કુતુહલ કરવાને બદલે શાતિથી એમની બેઠી હતી

સધ્યાનો રમણીય સમય હતો શ્રીદેવી વાડાના બાગમા બેઠી હતી તે કાઇક ઉંડા અને ગહન વિચારમા લીન થયેલી જોવામા આવતી હતી સુદરી શ્રીદેવી એક અપૂર્વ લાવણ્યમયી બાળા હતી તેનુ જાઘયુગલ કેળના સ્થભ જેવુ, દતપક્તિ દાડમની કળી જેવી, ગાલ ભરાવદાર, આખ લાલ, હોઠ રાતા અને વાણી મીઠી હતી તે ઉપમા અપ્સરા, રોહિણી, ઇદ્રાણી, મેનકા, દેવકુમારી, ઉર્વશી કે નાગકન્યાની ઉપમાને યોગ્ય હતી તેનો વેણિદડ સામો લટકી

રહ્યો હતો અને તેણે કાનમાં, નાકમાં અને હસ્તમાં પહેરેલાં બહુમૂલ્ય આભૂષણોથી રૂપનો એક રાશી હોય એવી જણાતી હતી. અત્યારે શ્રીદેવીના મનમાં અનેક પ્રકારના તરંગો ઉછળી રહ્યા હતા. યુવાવસ્થા જેમ જેમ આવતી જાય છે, તેમ તેમ બાલ્યાવસ્થાની ચંચલતા દૂર થાય છે અને સહેજ ગંભીરતા આવે છે, એમ તો શ્રીદેવીને થયું નથી ને ? જ્યાં સુધી આપણે તેના હૃદયની વાર્તા ન જાણી શકીએ, ત્યાં સુધી શું કહી શકીએ ? બાગમાં નાના પ્રકારના અસંખ્ય પુષ્પો ખીલી રહ્યાં હતાં અને તેની સુગંધથી મગજ તર થતું હતું; પરંતુ વિવશ બનેલી શ્રીદેવીને તેનું કશું ભાન નહોતું. આમ્રવૃક્ષ ઉપર બેઠેલી કાળી કોયલ મધુર પંચમ સ્વરથી આલાપ કરી રહી હતી. પરંતુ વિકળ થયેલી શ્રીદેવીને તેની ખબર નહોતી. નિસર્ગની શોભાને નિહાળવા જેટલું તેનું મન સ્થિર નહોતું. પ્રેમના પંથે ચડેલું તેનું મન વિકળ, વિવશ અને વિવેકશૂન્ય બન્યું હતું. બહિર, ભીતર, ઉપર નીચે સર્વ સ્થળે તેને પોતાની પ્રિયમૂર્તિના દર્શન થતાં હતાં. ત્યારે કહો કે તે પોતાની પ્રિયમૂર્તિના દર્શન કરે કે પ્રકૃતિના ક્ષણસ્થાયી સૌંદર્યને નિહાળે ?

શ્રીદેવીની ભાભી લલિતા ત્યાં આવી પહોંચી. પોતાની નાની નણંદના સ્વભાવમાં, વર્તણુકમાં, રીતભાતમાં અને હસવા બોલવામાં કેટલાક દિવસો થયા પરિવર્તન થયું હતું, તે લલિતા જાણતી હતી. પરંતુ તેને બિચારીને એની કલ્પના ક્યાંથી હોય કે યૌવનાવસ્થામાં પ્રવેશ કરતી શ્રીદેવીને પ્રેમ-પીડાનું દર્દ વળગ્યું હશે! લલિતા અને શ્રીદેવી લગભગ સરખી વયના હોવાથી તેઓ બને વચ્ચે સખીભાવ જેવો સંબંધ હતો. લલિતા પોતાની નણંદને આવી રીતે એકલી વિચારમાં તલ્લીન થયેલી જોઇ ધીમે ધીમે તે બેઠી હતી તે પછવાડે જઇ શ્રીદેવીની બને આંખો પોતાના હસ્તથી દબાવી મૃદુ મૃદુ હસવા લાગી.

" બસ્યું ભાભી ! તમને તે રોજને રોજ મશ્કરી કરવી કેમ ગમે છે ? પણ ઠીક—ઠીક. તમારી રીતભાત મારા સમજવામાં આવી. આવાં આવાં નખરાં રોજ મારા ભાઈ પાસે કરતા હશોને એટલે મારી પાસે પણ મશ્કરી વિના તમને બીજું કશું ગમતું નથી. " શ્રીદેવીએ હસતાં હસતાં કહ્યું.

લલિતા તેની સામે આવી અને શ્રીદેવીને બાથમાં લેતાં લેતાં બોલી—
"એ તમારૂં બધું ડહાપણ જવાદો ને! થોડા સમય પછી તમને બધુએ બતાવશું. સમજ્યાં મારાં લાડકવાયાં નણંદ ! "

શ્રીદેવીએ કૃત્રિમ ગુસ્સો કરતાં કહ્યું:—" એમાં ડહાપણ શાનું ભાભી ? શું મારા ભાઇ પાસે આવાં ખોટાં ખોટાં નખરાં નથી કરતા વળી ! હું છાનીમાની ગુપ્તરીતે એક દિવસ તમારૂં રીસામણું-મનામણું જોઇ ગઇ છું, હો!"

"ત્યારે તમે ચોરી કરતા શીખ્યા જણાવ છો ને શું ? ગૃહસ્થાશ્રમની રીતભાત શીખી લ્યો નણંદ ! તમારે હવે કયા વાટ જોવી પડે તેમ છે ? બધું તૈયારીમાં છે " લલિતા બોલી

શ્રીદેવી જરા શરમાતાં શરમાતાં બોલી ભાભી ! તમે મને રોજ એવું એવું કહીને પજવો છો તે મેં તમારૂં શું બગાડ્યું છે ? તમને ખબર નથી કે મારૂં મન કેટલોક સમય થયાં ઉદાસ રહ્યા કરે છે, તેમાં તમે મ્હેણાં મારો છો એ વ્યાજબી નથી"

લલિતા પોતાની નણંદને આમ દયામણા ભાવથી બોલતા જોઇ તેના સુંદર મુખ ઉપર પોતાનો હાથ ફેરવતા ફેરવતા બોલી–" બ્હેન, મેં તમને શું કહ્યું કે આમ દીલગીર થઇ ગયા ? તમારા મનની સ્થિતિ મારા જાણવામાં આવી ગઈ છે, પણ અત્યારસુધી એવો અવસર નહિ મળવાથી તમને પૂછી શકી નથી. ત્યારે હવે મને કહેશો કે તમારા મનમાં શું છે ?"

શ્રીદેવીનું સુંદર મુખકમળ કરમાઇ ગયું તેની મોટી મોટી આંખોમાંથી અશ્રુબિન્દુ ધીમેધીમે ટપકવા લાગ્યા તેનાથી ના બોલાય કે ના ચલાય, પોતાની નણંદની આવી સ્થિતિ જોઈ લલિતા ગભરાઇ ગઇ તેણે આતુરતાથી પૂછ્યું, બ્હેન બ્હેન ! આનું શું કારણ ? તમે શા કારણથી રડો છો ? શું મને તમારા અંતરની વાર્તા નહિ કહો ? "

શ્રીદેવીએ આંસુ લુછતાં લુછતાં કહ્યું —" ભાભી ! તમને હું એક મારી મોટી બ્હેન સમાન ગણું છું તમને સર્વ હકિકત કહીશ, પણ તે ગુપ્ત રાખવાની છે '

" ખુશીથી કહો બ્હેન, હું તે વાર્તા કોઇને–તમારા ભાઇને પણ કહીશ નહિ " લલિતાએ આશ્વાસન આપ્યું

શ્રીદેવી ધીમેથી બોલી–" જુઓ ભાભી ! તે દિવસે આપણે બધા પરા સારા પાર્શ્વનાથના દહેરે સાયંકાળે દર્શન કરવા ગયા હતા અને ત્યાંથી પાછા વળતાં સામેથી ઘોડો દોડાવતો એક યુવાન જતો હતો દરમ્યાન ઘોડો તોફાનમાં આવી જતા આપણા ટોળા તરફ ધસ્યો, પણ તે યુવાને લગામ ખેંચી રાખી અને આપણે બચી ગયા તે યુવાનને તમે ઓળખતા હશો તેનું સુંદર રૂપ અને તેની કીર્તિ સાંભળી મારા મનમાં અચાનક અને અજાણપણે એવો નિશ્ચય થઈ ગયો છે કે જો લગ્ન સંબંધ યોજવો તો તેનીજ સાથે નહિતો—'

શ્રીદેવી આગળ કાંઇક બોલવા જતી હતી, પણ તેને અટકાવી લલિતા બોલી ઉઠી–" બ્હેન ! ત્યારે પ્રેમનો પહેલો પાઠ તમે પઢી ચૂક્યા જણાવ છો કે શું ? ઠીક કર્યું ! ૮ પણ તમને એક ખુશખબર કહેવાને જ આવી છું "

" ભાભી ! કહેતાં હો, તો કહી દોને ત્યારે. અત્યારસુધી મારી મશ્કરી શા સારૂ કરતાં હતાં ? " શ્રીદેવીએ ઉત્સુકતા દર્શાવી.

લલિતાએ કહ્યું:—" બ્હેન ! તમે હમણાં જે યુવાન વિષે વાત કરી તેનીજ સાથે તમારાં લગ્ન થવાની ખટપટ ચાલી રહી છે. પિતાજી અને તમારા ભાઇ આજે સવારમાંજ એ વિષે વાતચિત કરતા હતા અને છેવટે બન્નેએ મળી એક વિચાર નિશ્ચિત કર્યો છે, પણ તે કાંઇ હું હવે તમને કહેવાની નથી."

" કેમ ભાભી ! મોંઘા શું થાવ છો ? જે કહેવાનુ હોય તે તુરત કહોને એટલે જીવને નિરાંત થાય. " શ્રીદેવીએ કહ્યું.

" બ્હેન. તમે કહેનારા કહી રહ્યાં. એ વાત કાંય એમની એમ કહેવાય તેમ નથી. એ વાત કહેવાનું ઇનામ શું આપો છો. એ પ્રથમ નક્કી કરો ત્યાર પછી વાત કહેવાશે. " લલિતાએ સ્મિત હાસ્ય કરતાં કહ્યું.

શ્રીદેવીએ અધિરાઇથી કહ્યું:—"ઇનામ લેવું હોય તો લેજો. પણ પ્રથમ વાત કહી નાંખોને ! "

" વિમલકુમાર સાથે તમારા લગ્ન થવાનુ નક્કી થઇ ગયુ છે અને એ ત્રણ દિવસમાં તમારા ભાઇ તેમના મોસાળમાં જઇ એ સંબધમાં સર્વ વ્યવસ્થા કરી આવવાના છે. સમજ્યાં મારાં નાનાં નણંદ ! " લલિતાએ એમ કહીને શ્રીદેવીના સુંદર ગાલ ઉપર એક ચુંટી ખણી.

શ્રીદેવી આ શુભ સમાચારથી આનંદિત થઇ ગઇ અને તેના નેત્રો ઇષદ્ સ્મિતથી સુંદર દેખાવા લાગ્યા. તેણે લલિતાનો કોમળ કર પોતાના સુંદર હાથમાં પકડી કહ્યું:—" ભાભી ! મારા મનની આશા આમ અચાનક પાર પડવાનો અવસર તુરત આવશે. એમ હું ધારતી નહોતી. પરંતુ ભગવાન્ પાર્શ્વનાથની કૃપાથી મારા મનના મનોરથો ફળશે એટલે હુ તમને અવશ્ય ઇનામ આપીશ. "

" વિમળકુમાર જેવા મનગમતા પતિ મેળવી તેમની પાસેથી પ્રેમના પાઠ પઢજો. બ્હેન, તમને કાંઇ શીખવવું પડે તેમ નથી: પરંતુ તમે મંત્રીના પુત્રવધૂ થશો એટલે તમારા માન વધશે અને અમને વિસરશો." લલીતાએ કહ્યું.

નહિ. નહિ, ભાભી ! તમે મને એવી નગુણી જાણશો નહિ. તમને તો હુ જીવનભર કદિ પણ ભૂલીશ નહિ અને ઘણો સમય તમારી પાસેની પાસેજ રહીશ. " શ્રીદેવીએ કહ્યું.

" હાસ્તો. એ બધુ તમારૂ ડહાપણ હાલ રહેવા દો. પછી જોશુ. પરંતુ પરણ્યા પછી રાત્રીના સમયે પણ મારી પાસે રહેવું પડશે. કહો કબૂલ છે ?"

" હુ નો ગ્હીશ, પણ તમને આખરે પડશે મારા ભાઇનો વિયોગ નહિ સહન કરી શકો, સમજ્યા ભાભી !"

" ઠીક, ઠીક એ તો અમે સહન કરી શકતા નથી કે તમે નથી કરી શકતા એની પાછળથી ખબર પડશે. પણ ચાલો જમવાનો સમય થઈ ગયો છે માટે ગૃહમા જઇએ " લલિતા એમ બોલી શ્રીદેવીનો હાથ પકડી ચાલવા લાગી. શ્રીદેવીને ત્યા વધારે સમય બેસી અનેક વિચારો ભાવી માટે કરવાના હતા પરતુ અનિચ્છાએ તે લલીતા પાછળ ઘસડાતી ચાલી ગઇ

પ્રેમ મનુષ્યના હૃદય ઉપર–ખાસ કરીને સ્ત્રીના હૃદય ઉપર કેવી અસર કરે છે, એ ઉપરના પ્રસગથી સ્પષ્ટ જોઇ શકાય છે પરતુ વસ્તુત સત્ય અને શુદ્ધ પ્રેમ કેટલા થોડા મનુષ્યોના હૃદયમા હોય છે, એ તો માત્ર સમાજના અનુભવીઓજ જાણી શકે છે શ્રીદેવી એક આદર્શ સ્ત્રીરત્ન છે અને તેના હૃદયમા શુદ્ધ પ્રેમ હોય એ સ્વાભાવિક છે, પરતુ એવી શ્રીદેવીઓ અર્વાચીન સમયના સમાજમા કેટલી છે?



# પ્રકરણ ૭ મું

## વિમલ અને શ્રીદેવી.

મામાના ગામમા માનીતો અને પ્રિય થઇ પડેલો વિમલકુમાર અનેક પ્રકારની રમતો રમી લોકોને ખુશ કરે છે વિમલ હવે મોટો થયો છે ઘોડા ઉપર બેસી દોડાવવાની, બાણ મારવાની, શસ્ત્રોનો ઉપયોગ કરવાની આદિ અનેક કળાઓનુ શિક્ષણ તેણે લીધુ છે બાણ મારવાની કળામા તે એટલો બધો નિપુણ થયો છે કે ગુજરાતના ગર્જાધિરાજ ભીમદેવ પણ તેની કીર્તિ સાભળી આશ્ચર્યચકિત થઇ ગયા છે

શ્રીદત્ત શેઠ પોતાની હવેલીમા જમી પરવારી મુખવાસ ચાવતા ગાદી તકીએ પડ્યા હતા તેમનો પુત્ર ચદ્ર સામે બેઠો હતો ચદ્રે કહ્યુ, " પિતાજી ! ત્યારે આજે હુ વિમલકુમારને મોસાળે જઉ છુ અને શ્રીદેવીના વિવાહ માટે ઉચિત વ્યવસ્થા કરતો આવુ છુ "

" ભલે જા અને સાથે આપણી જ્ઞાતિના એક બે પુરુષોને તેડતો જાજે વિમલની મા અને તેના મામાને મળી યોગ્ય વાર્તા કરી નક્કીજ કરતો આવજે, મને લાગે છે કે તેના જેવો વર શ્રીદેવીને મળવો મુશ્કેલ છે " શ્રીદત્ત શેઠે કહ્યુ

ચંદ્ર ઉઠ્યો અને ઘોડા જોડી તૈયાર કરેલા રથમાં બેસી રવાના થયો. સાથે બીજા બે જણને તેડતો ગયો, ગામ આવી લાગ્યું. ગામના પાધરમાંથી ચંદ્ર રથમાંથી ઉતરી નીચે ચાલવા લાગ્યો. ગામના લોકો શહેરી માણસોને જોઇ માંહોમાંહે અનેક પ્રકારની વાતો કરવા લાગ્યા. વિમલના મામાએ અને વીરમતિએ ચંદ્રને આવકાર આપ્યો. આસન આપી તેને બેસાર્યો. આગળ મુખવાસ અને જલનો લોટો વિગેરે મુકી આગમનનું કારણ પૂછ્યું.

ચંદ્રે વિવેકથી કહ્યુ:—" જુઓ શેઠ! વીરમંત્રીને અમે સારી રીતે ઓળખતા હતા. તેવીજ રીતે તમારા બ્હેન વીરમતિને પણ અમે જાણીએ છીએ. વીરમંત્રીનું કુળ ઉત્તમ ગણાય છે. અમે પણ તેવાજ કુળના અને એક જ જ્ઞાતિના છીએ. વીરમંત્રીના પુત્ર વિમલકુમારની કીર્તિ અમે બહુ સાંભળી છે; તેથી મારા પિતાજી શ્રીદત્ત શેઠની ઇચ્છા છે કે–' વિમલકુમાર સાથે તારી બ્હેન શ્રીદેવીનો વિવાહ કરવો. ' આ કારણને માટે મારૂં આગમન થયું છે."

વીરમતિએ કહ્યું—" બહુ સારી વાત છે. શ્રીદત્ત શેઠને હું સારી પેઠે ઓળખુ છું. મારા ભાઇ તથા હું પણ વિમલ માટે કોઇ લાયક કન્યાની તજવીજમા છીએ. જ્યારે તમે ખાસ તમારી બ્હેન શ્રીદેવીના વિવાહ માટે આવ્યા છો તો અમને કાંઈ હરકત નથી."

આ વાર્તા ચાલતી હતી ત્યાં હાથીની જેમ મલપતો મલપતો વિમલકુંમાર આવ્યો, ચંદ્ર–તેનુ રૂપ, તેની ચાલ અને તેનો રૂવાબ જોઇ અંજાઇ ગયો. વીરમતિએ અને વિમલના મામાએ વિચાર કરી નક્કી કર્યું કે કન્યાને જોયા પછી વિવાહ કરવો. વિમલના મામા ચંદ્ર સાથે પાટણ ગયા. કન્યાને–શ્રીદેવીને વિમલના મામાએ જોઇ. શ્રીદેવીનું નયનમનોહર રૂપ અને તેના વિનય આદિ સદ્દગુણો જોઈ તે ખુશી થયો. સ્ત્રીની ચોસઠ પ્રકારની કલાની જ્ઞાતા શ્રીદેવીને જોઈ કોણ ખુશી ન થાય? વિમલનો મામો વિમલનો શ્રીદેવી સાથે વિવાહ કરી લગ્ન લઇ પાછો ગયો. તેણે આવી વીરમતિને કહ્યુ:—" બ્હેન, શ્રીદેવીમાં ત્રિભુવનનુ રૂપ એકઠું થયુ છે. તેનામાં અવગુણ એક પણ નથી. ખરેખર પાટણની ભૂમિ રત્નયોનિ છે. જેવો વિમલ છે, તેવીજ શ્રીદેવી છે. વિનય વિવેકમાં તો સીતા જેવી છે. આપણે હવે લગ્નની તૈયારી કરવી જોઇએ."

લગ્ન કરવા માટે વીરમતિ પુત્રને લઈ પાટણમા આવી. લગ્નની તૈયારી થવા લાગી. સૌભાગ્યવતી સ્ત્રીઓએ ઘઉ પલાળ્યા, વડી, પાપડ અને પકવાન્ન કર્યા. ભાત, દાળ વિગેરે ધાન્ય વીણાયાં સત્વર મોટો વિશાળ મંડપ રચ્યો. સ્થળે સ્થળે કંકોતરીઓ લખી મોકલી અને સગાં સબંધી અનેક પુરૂષો, સ્ત્રીઓ અને બાળકો એકત્ર થયાં. વિમલકુમારના મામાએ મામેરૂં કર્યું. લગ્નની દરેક

રીતભાત થવા માંડી વિમલકુમાર ઘોડે ચડ્યો સૌભાગ્યવતી સ્ત્રીઓ મંગળ ગીતો ગાવા લાગી અને મહાજનના મોટા શેઠીયાઓ સાથે જાન ચાલી શ્રીદત્ત શેઠે પણ લગ્નની અપૂર્વ તૈયારી કરી રાખી હતી તેણે જાનનું સામૈયું કર્યું અને મ્હેમાનોને અનેક સ્થળે ઉતારા આપ્યા. શ્રીદત્ત શેઠે ઘેર ચોવડી ચોરી બંધાવી, તે સોના રૂપાથી ઘડેલી હતી શ્રીદેવીને સ્નાન કરાવીને શણગારવાથી, તે બહુ શોભવા લાગી તેના સુંદર નેત્રોને આછાં આછાં આંજ્યાં અને પાનેતર પહેરાવ્યું તેની ગુંથેલી લાંબી વેણી લહેકી રહી હતી માએ હોંશથી રૂડા લાલ રંગની રાખડી બાંધી અને માથે સિંદૂરથી સેંથો પૂર્યો હતો શ્રી દેવીના ઉજ્જવલ કપાળમાં તિલક દીપી રહ્યું છે તેના કાનમાં સોનાની ઝાલ ઝળુકી રહેલી છે વળી તેણે અન્ય અનેક આભૂષણો પહેર્યાં છે શ્રીદેવી સમસ્ત શણગારથી સજ્જ અરીસામાં પોતાનું ભુવનમોહનરૂપ જુએ છે અને મનમાં હરખાય છે લલિતા આદિ અન્ય સખીઓ તેની મીઠી મીઠી મશ્કરી પણ કરે છે

વિમળકુમારના માથા ઉપર છત્ર ચામર ધરવામાં આવ્યા હતા, વરની બ્હેન વરના માથા ઉપરથી લુણ ઉતારતી હતી, એક તરફ સ્ત્રીઓ ધવલમંગળ ગાય છે, બીજી તરફ વારાંગનાઓ નૃત્ય કરે છે, મલ્લ લોકો યુદ્ધ કરે છે અને તલવારથી પટાબાજી ખેલે છે, શરણાઈની હારની હાર વાગે છે અને ભાટ–ચારણો ગુણગાન કરે છે આવી રીતે ચાલતો વરઘોડો તોરણે આવી પહોંચ્યો સાસુએ પ્રેમ પૂર્વક વરને પોંખ્યા પછી વર માયરામાં ગયો અને ત્યાંથી શ્રીદેવી સાથે પાણિગ્રહણ કર્યું, શ્રીદત્ત શેઠે કન્યાદાનમાં અખૂટ સંપત્તિ આપી વિમલકુમાર શ્રીદેવી સહિત ઘેર આવ્યો. શ્રીદેવી સાસુને પગે લાગી અને પ્રસન્ન થયેલી સાસુએ આશીર્વાદ આપ્યો કે કંથની સાથે ઘરનું સુખેથી રાજ્ય કરજે અને શાસનદેવની કૃપાથી જગતમાં તમારી ચડતી કળા થજો." ત્યારપછી શ્રીદેવીએ પોતાની નણંદ અને બીજા નજીકના સગા સબંધીઓને માન આપ્યું, તેમજ જીનપ્રતિમા અને ગુરૂના ભાવથી દર્શન કર્યાં વિમલકુમારે મહારાજા ભીમદેવને ખાસ આમંત્રણ કરી બોલાવ્યા હતા અને તેમના હાથથીજ ભાટ–ચારણોને દાન અપાવ્યું હતું ભીમદેવ વિમલની ચાલાકી અને તેની આવડત જોઈ ખુશ થયો તેણે વિમલને તેના પિતા વીરમંત્રીની જગ્યાએ નીમ્યો. વિમલ હવેથી રાજ્યનો મંત્રી થયો તેણે છએ દર્શનના ભિક્ષુકોને દાન આપ્યું સ્વજનવર્ગના સર્વને સંતુષ્ટ કર્યા દરેક દેવસ્થાનમાં ભેટ મૂકી અને પાંજરાપોળો વિગેરેના જાનવરોને પણ ઘાસ દાણો આપી સુખી કર્યાં

વિમળ અને શ્રીદેવી એકાંતે મળ્યા. બન્ને નવયુવાન છે, બન્ને નવા વેશમાં છે, બન્ને રાજ્યમાન્ય છે બન્ને પ્રવીણ છે અને બન્ને સર્વ સુખભોગથી સંપન્ન છે પ્રથમ મૌન કોણ તોડે એ વિચારથી અન્યોઅન્ય સ્મિત હા

સ્યથી જોતા ઉભા હતાં. અ તે વિમળે મૌનનો ભંગ કરી કહ્યું: " પ્રિય દેવી ! કેમ કાંઇ બોલતાં નથી ? લગ્ન થયા પહેલાંની સર્વ વાર્તા મારા જાણવામા આવી છે. તે સમયે તો બહુ ઉતાવળાં થતા હતાં અને અત્યારે કેમ મૌન ધારણ કર્યું છે. "

" લજ્જા એ અમ સ્ત્રી જાતિનું આભૂષણ છે. એને એકદમ ત્યજી દઇ આપની સાથે બોલતાં ક્ષોભ થતો હતો; પરંતુ આપને એ હકીકત કોણે કહી ?" શ્રીદેવીએ મૌનનો ત્યાગ કરી કહ્યું:—

"તમારી સખી લલિતાએ મને આજેને આજેજ સર્વ હકીકત કહી છે." વિમલે કહ્યુ.

" પ્રિય નાથ ! જે દિવસથી આપના દિદારના દર્શન મને થયાં હતાં, તે દિવસથી મારી સ્થિતિ અવર્ણનીય થઇ રહી છે દરેક પળે મને આપનુંજ સ્મરણ થયા કરે છે. ભગવાન પાર્શ્વનાથની કૃપાથી મારા મનની આશા પાર પડેલી જોઈ મને બહુ આનંદ થાય છે. તે પરમ પ્રભુ ચિરકાળ સુધી આપની સેવા કરવામા મને અનુકૂળતા આપે, એજ માત્ર એક ઇચ્છા છે. " શ્રીદેવીએ કહ્યું.

"દેવી ! તારા જેવી સદ્‌ગુણી સ્ત્રી મળવાથી પરમાત્માનો હું ઉપકાર માનું છું કે પરમાત્માની કૃપાથી આપણે બન્ને ઐહિક સુખો ભોગવતાં ભોગવતા પાર-માર્થિક કાર્યો કરવા શકિતમાન થઇએ. " વિમલે પોતાના અંતરની ઇચ્છા કહી બતાવી.

શ્રીદેવીએ કહ્યું:—" પ્રિયપતિ ! પરમાત્માનો મહાન્ ઉપકાર તો મારે માનવાનો છે કે આપ જેવા મનગમતા પતિ મને મળ્યા. આપની ઇચ્છામાં હુ મારી સંમતિ દર્શાવું છું અને વિશેષમા ઇચ્છુ છું કે આપના દરેક કાર્યમા સહભાગી થવાનુ સૌભાગ્ય મને પ્રાપ્ત થાય. "

વિમલ અને શ્રીદેવી અરસ્પરસ સ્નેહદાન આપી છુટાં પડ્યા. ત્યારપછી તેઓ પોતાના દિવસો સુખમા વ્યતિત કરે છે ઉભય વિચક્ષણ અને ગુણવંત છે. ઉભયનું પુણ્ય ઘણુ પહોંચતું છે, ઉભય હસતાં હસતાં હોડ બકે છે અને ઉ-ભયનું રસીક અને જુગતું જોડું છે. રળિયામણા બાગ બગિચામાં અનેક પ્રકારના સુગંધી ફુલો બહેકી રહ્યા છે, ત્યાં બન્ને વિહાર કરે છે. ચંપાના ફુલના મુકુટ બનાવીને એકબીજાના માથા ઉપર પહેરાવે છે અને હોજમાં જલક્રીડા કરે છે વિમલ અને શ્રીદેવીનો પરસ્પર સરખો સ્નેહ છે, ઉભયના દેહ સરખા દીપે છે. ઉભયના મનમાં જૈન ધર્મ વસ્યો છે. બન્ને યૌવનનો સદુપયોગ કરે અને બન્ને મનવાંચ્છિત સુખ ભોગવે છે.

શ્રીદેવીનુ સાસરવાસમાં સારૂ માન વધ્યુ હતુ વિમળની પ્રીતિ તો તેના ઉપર અખંડ હતી, પરંતુ સાસુ નણંદ વિગેરે અન્ય મનુષ્યો પણ તેને માન આપતા હતા, વરનુ સર્વ કાર્ય વીરમતિ શ્રીદેવીને પૂછીને જ કરતી હતી શ્રીદેવી ડાહી અને સુલક્ષણી હતી વયમા નાની હોવા છતા પોતાના પિતાને ઘેર સારી કેળવણી લીધી હતી અત્યારે પતિના ઘરનો સઘ ભાર તેણે ઉચકી લીધો હતો અને સર્વ કાર્ય તે એવા તો નિયમિત રીતે કરતી કે દિવસનો ઘણો ભાગ અભ્યાસ અને ધર્મ ધ્યાનમા વિતાવતી હતી ગૃહસસારને તેણે પોતાની ચતુરાઇથી સ્વર્ગ જેવો બનાવ્યો હતો વિમળ રાજ્યના કાર્ય ઉપર જતો ત્યારે ઘરકાર્યમાથી પરવારી અભ્યાસમા સમય પસાર કરતી હતી વિમળને મંત્રીપદ મળવાથી ઘણો ખરો સમય તેને રાજ્યદરબારમા જ રહેવુ પડતુ હતુ શ્રીદેવીને ગૃહરાજ્યનુ મંત્રીપદ મળ્યુ હતુ પતિ–પત્ની ઉભય મંત્રી થયા હતા હવે જોવાનુ એ છે કે ઉભયમાથી કોણ રાજ્ય સુવ્યવસ્થિત રીતે ચલાવે છે



# પ્રકરણ ૮ મું

## ચિન્તામણી.

ભીમદેવના ગુપ્ત સંકેતથી સામન્ત સ્વારીથી જુદા પડી ગયો હતો સામન્ત ચતુર અને વિચક્ષણ હતો તે એક યોદ્ધો અને ભીમદેવનો મુખ્ય અંગરક્ષક હતો ભીમદેવને સામન્ત ઉપર પૂરતો વિશ્વાસ હતો અને કોઇ કોઇ વાર રાજ્યના કાર્યો વિષે પણ તેની સલાહ લેતો સામન્ત જાતે ક્ષત્રિય હતો. બાલ્યાવસ્થામા તેના માતાપિતા મૃત્યુ પામ્યા હતા તેથી તે મૂળથી રાજ્યમ દાનયમા મોટો થયો હતો. તેની ચાલાકતા, બુદ્ધિ આદિ ગુણો જોઇ ભીમદેવે તેને પોતાના અંગરક્ષકોનો સરદાર બનાવ્યો હતો

સામન્ત વિચાર કરતો ઘડીભર ત્યા ઉભો રહ્યો. ભીમદેવે શા કારણથી સંકેત કર્યો, તે વિષે એકચિત્ત વિચાર કરતો આસપાસ જોતો અને મૂછો ઉપર હાથ ફરવતો તે આમતેમ ફરતો હતો. ઘણો સમય એકાગ્રતાથી વિચાર કર્યા પછી તેને એક વિચાર સુઝી આવ્યો ભીમદેવની ઉપર પેલા મકાનમાથી એક સ્ત્રીએ પુષ્પો બે હાથથી નાખ્યા, ત્યારપછી રાજાએ તેને ઇશારો કર્યો હતો. માટે એમા જ કાઇક ભેદ હશે ' સામન્ત એ મકાન નજીક ગયો. મકાનનુ મુખ્ય દ્વાર બંધ હતુ સામન્તે તેને ખટખટાવ્યુ એટલે અન્દરથી એક વૃદ્ધા સ્ત્રીએ આવી દ્વાર ઉઘાડ્યુ સામન્ત અંદર ગયો તો વૃદ્ધા સ્ત્રીએ તેને નમન કર્યું

અને તેને અંદરના એક ઓરડામાં લઇ જઇ એક આસન ઉપર બેસવાનું કહ્યું. સામન્ત ઓરડાની શોભા અને રચના જોઇ ખુશ થઇ ગયો. તે ઓરડો સફાઈથી શણગારવામાં આવ્યો હતો. સામન્ત કેટલોક સમય ત્યાં બેઠો. તે જુદી જુદી જાતિના અનેક વિચારોમાં ગુંચવાઇ ગયો હતો, તેટલામાં તે વૃદ્ધા સ્ત્રીએ કહ્યુ:—" મારા મહેરબાન, મ્હારી પુત્રી ઉપરના ઓરડામાં છે, ત્યાં પધારો." સામન્ત પ્રથમ તો આ કથનથી આશ્ચર્ય પામ્યો. પરંતુ તે તુરત જ સમજી ગયો કે શું આ એક ગુણિકાનુ મકાન છે ? સામન્ત ઉઠયો તો ખરો: પણ ઉપર જવુ કે ન જવું તે વિષે ગુંચવાડામાં પડયો. વૃદ્ધાસ્ત્રીએ સામન્તને ગુંચવાડામાં પડેલો જોઈ કહ્યુ:—" શું વિચાર કરો છો મારા મહેરબાન ? ઉપરના ઓરડામાં પધારો—મારી પુત્રી આપની રાહ જોતી ત્યાં બેઠી છે. "

સામન્ત નિશ્ચય કરી ઉપર ચઢવા લાગ્યો. દ્રઢતાથી પગલાં મૂકતો મૂકતો તે ઉપર ઓરડામાં ગયો. ત્યા તેણે શુ જોયું ? જે કાંઇ તેણે જોયું, તેથી તેના આશ્ચર્યનો પાર ન રહ્યો. તે સુંદર શણગારેલા ઓરડામા પર્યંક ઉપર એક નવયૌવના સુંદર યુવતી સ્ત્રી ગાલે હાથ ટેકવી નીચી નજરે બેઠી હતી. સામન્તને અંદર આવેલો જોઇ તે સુંદરી પર્યંક ઉપરથી ઉભી થઇ ગઇ અને ક્રોધપૂર્ણ મુખમુદ્રાથી તેના સામે એક વખત જોયુ. તે યુવતી સુંદરતાનો એક નમુનો હતી. તેની કોમળ દેહલતાનો વર્ણ ગૌર હતો. તેના અણીયાળા નેત્રો કમળની પાંખડી જેવાં હતા, શુકનાસીકાનું ભાન કરાવે તેવી સુંદર ગોળ નાસીકા હતી, તેની ઉજ્જવલ દંતપક્તિ દાડમની કળી જેવી હતી, તેના બન્ને હોઠ લાલ પરવાળા જેવા રાતા હતા, તેની કટિ અતિશય પાતળી હતી, તેના સોના જેવા પીળા, ઉંચા અને અમૃતના કળશ જેવા સ્તન હતા અને તેની ભરાવદાર જાંઘો કેળના સ્થભ જેવી હતી. તેણે સાદા વસ્ત્રો અને સામાન્ય આભૂષણો પહેર્યા હતા પરંતુ તેનું ભૂવનમોહન નૈસર્ગિક સૌંદર્ય અલૌકિક હતુ. સામન્ત આ સુદરીને જોઇ અંતરથી ખુશી થયો. ભીમદેવે ખરીદ કરેલી તસ્વીર માંહેની સુંદરીનો ચહેરો અને આ સુંદરીનો ચહેરો એકજ હોય એમ તેને જણાયું. ભીમદેવે પોતાને કરેલ સંકેતનું કારણ તે સમજી ગયો. સામન્તે જરા નજીક જઇ તે યુવતીને કાંઇ પૂછવાના વિચારથી તેની પાસે જવાને પગ ઉપાડ્યો કે તુરતજ તે સુદરી આઘી ખસી અને પોતાના વસ્ત્રોમાં છુપાવી રાખેલ ન્હાની કટારી બહાર કાઢી તે સામન્તને બતાવી કહેવા લાગી; " તમે ગમે તે હો તેની મને દરકાર નથી. જો એક પણ પગલુ આગળ ભરશો તો તેજ ક્ષણે આ કટારી મારા ઉદરમાં ખોસી દઇ તમને સ્ત્રીહત્યાનુ પાપ આપીશ, માટે જેમ આવ્યા છો તેમ પાછા ચાલ્યા જાઓ. "

સામન્ત સુંદરીના ઉત્તેજીત અને એકનિશ્ચયી કથનથી અંતરમાં તેની પ્રશંસા કરવા લાગ્યો પરંતુ બહારથી આશ્ચર્ય પામી તેણે કહ્યું–" સુંદરી, તમે ગભરાશો નહિ કોઈપણ પ્રકારના દુષ્ટ હેતુથી મારૂં આગમન થયું નથી આ મકાન કોનું છે તેના માલિકનું નામ શું છે, એ કેવળ જાણી લેવાના હેતુથી અત્રે હું આવ્યો છું નીચેથી એક વૃદ્ધા સ્ત્રીએ મને " તમે મ્હારી રાહ જુવો છો, એમ કહી ઉપર મોકલ્યો છે મહારાજા ભીમદેવનો હું એક સેવક છું, એમ જાણી તમે કોણ છો આ કટારી રાખવાનું શું પ્રયોજન છે, એ વિગેરે હકીકત સાચેસાચી મને કહી દ્યો " સામન્તે છેવટના શબ્દો કાંઈક સત્તાના મિશ્રિત અવાજથી કહ્યા અને તેની અસર પેલી યુવતી ઉપર થઈ કે નહિ, તે જોવાને તે અટક્યો

" તમે રાજાના સેવક હો તો ભલે હો " તે યુવતીએ નિર્ભયતાથી કહ્યું " પણ હું તમે પૂછેલા પ્રશ્નોનો ઉત્તર આપવાને ખુશી નથી. "

" પણ મારે તેનો ઉત્તર જોઈએ છીએ, અને તમારે આપવો પડશે " સામન્તે જરા ભાર દઈને કહ્યું

" શું તમે મને એક સ્ત્રી જાણી બળાત્કારે મારી પાસેથી ઉત્તર મેળવવા માગો છો ? તેમ કદિ પણ થઈ શકશે નહિ " સુંદરીએ ક્રોધથી કહ્યું

સામન્તે વિચાર્યું કે સત્તાના દાબથી આહીં કામ કાઢી લેવાશે નહિ, તેથી તેણે નરમાશથી કહ્યું " સુંદરી, ક્રોધ કરવાનું કાંઈ પ્રયોજન નથી તમારે ઉત્તર ન આપવા હોય તો બળાત્કારે તે અપાવવા ઇચ્છતો નથી. પરંતુ તમે આહીં દુઃખી છો દુઃખના ભારથી તમે સારાસારનો વિચાર કરી શકતા નથી. હું સામાન્ય માણસ નથી. મહારાજા ભીમદેવના અંગરક્ષકોનો હું સરદાર છું મારી પાસે તમે તમારી ખરી હકીકત કહેશો તો તેથી તમને લાભજ થશે. જો તમને આહીં કોઈ પણ પ્રકારનું દુઃખ હશે તો તે મહારાજા ભીમદેવને કહી દૂર કરાવીશ ટુંકામાં એટલું સમજી લેજો કે મ્હારો આશય શુભ છે તમને કોઈપણ રીતે હું હેરાન કરવા ઇચ્છતો નથી. "

સામન્તના નમ્ર અને દીલાસાના વચનો સાંભળી તે સુંદરીએ ક્રોધનો ત્યાગ કર્યો. તેનું સુંદર મુખકમળ કરમાઇ ગયું અને તેની ચક્ષુમાંથી અશ્રુબિન્દુઓની ધારા ચાલવા લાગી, મુક્તાફળ જેવા અશ્રુબિન્દુઓ સુંદરીના ગુલાબી ગાલ ઉપર ફરકતા હતા, તેની અવર્ણનીય શોભાથી તેની સુંદરતામાં ઓર વૃદ્ધિ થતી હતી પરંતુ સામન્ત એક લડવૈયો હતો તે રસીક નહોતો સ્ત્રીના સૌંદર્યની કિંમત કરવાની તેનામાં શક્તિ નહોતી સામન્તના કઠિન હૃદય ઉપર કોઈ સુંદરીના સૌંદર્યનો પ્રભાવ પડ્યો નહોતો.

"તમારું કહેવું સત્ય છે" તે સુંદરીએ નમ્રતાથી કહ્યું: "હું આંહી દુઃખી છું. દુઃખના અતિશય ભારથી હું જીવ ઉપર આવી ગઇ છું: પરંતુ મારા દુઃખની કર્મકથા કહેવાથી શું તેને દૂર કરી શકાય તેમ છે ? મારા જેવી દુઃખીની સ્ત્રીની કથા સાંભળવાથી મહારાજા ભીમદેવ દીલગીર થશે; માટે તમે જાઓ, મારું દુઃખ હુંજ શાંતિથી ભોગવી લઇશ. મારાથી દુઃખ જ્યારે સહન નહિ થઇ શકે, ત્યારે આ કટારી તો મારી પાસે છે, તેનો ઉપયોગ કરતાં જરા પણ વાર લગાડીશ નહિ."

"એમ જીવ ઉપર ઉદાર થવાની કશી જરૂર નથી. મહારાજા ભીમદેવ પરોપકારી અને પરદુઃખભંજન છે. તે તમારી કર્મકથા સાંભળશે એટલે અવશ્ય તમને દુઃખમાંથી મુક્ત કરશે. તમે મારી સાથે અત્યારેજ ચાલો—હું તમને સત્વર મહારાજ પાસે લઇ જઇશ." સામન્તે કહ્યું.

"પરંતુ અત્યારેજ મારાથી શી રીતે અવાશે ? પેલી વૃદ્ધા મને તમારી સાથે તેનો જીવ જાય તો પણ આવવા દે તેવી નથી, તેનું શુ કરશો ?" સુંદરીએ ચિંતાતુર વદને કહ્યું.

સામન્ત જરા ખુંખાર્યો અને બોલ્યો: મને કોઇ અટકાવી શકનાર નથી. તમે મારી સાથે ચાલો—તમારું નામ કોઇ પણ લઇ શકશે નહિ."

"હું તમારી સાથે આવવાને તૈયાર છું. મારો તમારામાં વિશ્વાસ છે. પરંતુ આપણે ગુપ્ત રીતે જઇ શકીએ તેમ નથી ?" તે સુંદરીએ પ્રશ્ન કર્યો.

સામન્તે આસપાસ જોયું અને એક ક્ષણમાં જ નિશ્ચય કરી લઇને ઉત્તર આપ્યો. "તમે એક મજબુત દોરી લાવી શકશો ?"

તે સુંદરી ત્યાંથી ઉતાવળી માળ ઉપરના બીજા ઓરડામાં ચાલી ગઈ અને ત્યાંથી એક મજબુત લાંબી દોરી લઇ તુરતજ પાછી ફરી. તેણે દોરી સામન્તને આપી. સામન્ત ખુશી થયો. તેણે કહ્યું. ચાલો, આ બારી પાસે આવો અને પાછળથી મારો ખભો પકડી મારી પીઠ ઉપર બેસી જાઓ." એમ કહી તેણે દોરી બારીના કઠેરા સાથે બાંધી અને સુન્દરીના મુખ સામુ જોતો ઘડીભર ઉભો રહ્યો.

તે સુંદરી સામન્તના કહેવા પ્રમાણે કરવાને અચકાતી જણાઇ. સામન્તે કહ્યું:—"શા માટે અચકાવ છો ? મારા ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખો. ભગવાન સોમનાથના પવિત્ર સોગનથી કહું છું કે મારા તરફથી તમને કોઇપણ પ્રકારનું દુઃખ થશે નહિ."

તે યુવતી નિશ્ચિંત થઇ. તેણે તુરત જ સામન્તે કહ્યુ તેમ કર્યું. તે સામન્તના પ્રચંડ શરીરને પાછળથી કોમળ લતા જેમ વૃક્ષને વીંટળાઇ જાય

તેમ નીંટળાઇ ગઇ સામન્તે પોતાને મજબુત રીતે પકડી રાખવાનું કહી દોરીને બે હાથે પકડી બારીની બહાર ઉતર્યો અને ધીમે ધીમે નીચે સરકવા માંડયું પા એક કલાકમાં તે નીચે જમીન ઉપર ઉતરી પડયો સુદિ ૧૨ ની રાત્રી હતી, પણ આકાશ કાળા વાદળથી છવાઇ ગયું હતું તેથી તેમને કોઇ જોઇ શકયું નહિ એક પ્રહર રાત્રી વ્યતિત થઇ હતી નગરજનોનો અવરજવર ઓછો થયો નહોતો પરંતુ સામન્ત તો રાજમાર્ગને ત્યજી અન્ય માર્ગેથીસીધો સુંદરીને લઇ રાજ્ય-મહાલયમાં ચાલ્યો ગયો તેને ગમે ત્યારે અને ગમે તે સમયે રાજ્યમહાલયમાં જવા આવવાની છૂટ હતી તેથી તે રાજ્યમહાલયમાં ભીમદેવનો ખાનગી એક કનો ખાસ જુદો ખંડ હતો ત્યાં તે સુંદરીને તેડી ગયો અને તેને ત્યાં નિર્ભયતાથી બેસવાનું કહ્યું તે યુવતી કાંઇક ગભરાયા જેવી જણાતી હતી તેની મુખમુદ્રા શોકાતુર હતી રખેને આહીં પણ દુખ જ આવે તો શું કરવું, તેનો તે વિચાર કરતી હતી સામન્ત તેની ગભરામણ કળી ગયો તેણે શાંતિથી કહ્યું –" સુંદરી, તમે કોઇ વાતે ગભરાશો નહિ. આહીં તમને કોઇ પણ પ્રકારની અડચણ થશે નહિ. તમે નિરાંત–શાંતિથી આહીં બેસો હું મહારાજાને ખબર કરવા જાઉં છું" એમ કહી સામન્ત ત્યાંથી ચાલ્યો ગયો. પોતે ધાર્યું કાર્ય કરી શકવાથી તેની છાતી ગજગજ ઉછળતી હતી જે સુંદરીની માત્ર તસ્વીર જોઇ મહારાજ મોહિત થયા હતા અને જેને સાક્ષાત મેળવવાને અત્યંત આતુર છે, તેજ તસ્વીર માંહેની સુન્દરીને જ્યારે હું સાક્ષાત તેમની પાસે રજુ કરીશ, ત્યારે તેમના આનંદનો પાર રહેશે નહિ સ્વામીભક્ત સામન્તની ખુશાલીનું એજ એક મહાન્ કારણ હતું

આ સમયે ભીમદેવ સ્વારીના કાર્યથી નિવૃત્ત થઇ પોતાની પ્રિય રાણી ઉદયમતિના મહેલ તરફ જતો હતો સામન્ત બરાબર તેજ સમયે ભીમદેવને નમન કરી તેની સન્મુખ ઉભો રહ્યો પરંતુ ભીમદેવ તેને ત્યાં રાહ જોવાની આજ્ઞા કરી મહેલમાં ચાલ્યો ગયો સામન્ત એટલામાં અનેક પ્રકારના વિચારો કરતો આમપાસ ફરવા લાગ્યો પછવાડેથી કોઈએ આવી તેના ખભા ઉપર પોતાનો હાથ ધીમેથી મુક્યો સામન્ત ચમક્યો તેણે પાછા વળીને જોયું તો દામોદર મહેતા ઉભા હતા તેમણે કહ્યું " સામન્તસિંહ મારે તમારૂં ખાસ કામ છે તમે મને આજથી ચોથે દહાડે મારી હવેલીએ મળજો " દામોદર મહેતા એમ કહી ત્વરાથી ચાલ્યા ગયા અને સામન્ત વિચારમાં ને વિચારમાં ત્યાંજ ઉભો રહ્યો

—✻✻—

# પ્રકરણ ૯ મું.

## ભીમદેવ અને ચિન્તામણીનો મેળાપ.

પોતાની પ્રિયતમા રાણી ઉદયમતિને મળવા આતુર થયેલો ભીમદેવ સ્વારોના કાર્યથી નિવૃત્ત થઇ તુરતજ તેના મહેલમાં ગયો. મહેલને અસંખ્ય દીપકો પ્રગટાવી પ્રકાશમાન કરવામાં આવ્યો હતો. મહેલનો મુખ્ય ઓરડો ઝુમ્મરમાં બળતા સુગંધી દીપકોથી સુગંધમય બની રહ્યો હતો. ઓરડામાં અનેક પ્રકારના સુંદર આસનો ગોઠવી રાખેલાં હતાં અને તે બધાં ઉપર સફેદ ગાદી-તકીઆ બીછાવેલા હતા. ઓરડાની મધ્યમાં રૂપેરી સાંકળોથી બાંધેલો હીંચકો જરા આમતેમ ચાલતો હતો; તેથી અનુમાન થતું હતું કે થોડા સમય પૂર્વેજ તેના ઉપર બેસીને કોઇ હીંચકતું હોવું જોઇએ. ભીમદેવે ચારે બાજુ નજર દોડાવી પણ ત્યાં રાણી નહોતી. તે હીંચકા નજીક ગયો તો તેના ઉપર પોતે ખરીદ કરેલી તસ્વીર ઉઘાડી પડી હતી. તેને જોઇ ભીમદેવનેજરા આશ્ચર્ય થયું. તે તસ્વીર અહીં ક્યાંથી આવી તે વીષે તે કશું અનુમાન કરી શક્યો નહિ. રાણીના જોવામાં તે ક્યાંથી આવી, એવી તેના હૃદયમાં કલ્પના થઇઆવી. તેણે તુરતજ તસ્વીરને લઇ લીધી અને પોતે પહેરેલાં અંગરખાંમાં છાતી પાસે છુપાવી દીધી. રાણીને ત્યાં નહિ જોવાથી શયનભુવન તરીકે ઓળખાતા ઓરડામાં ગયો. શયનભુવનમાં બે મોટા છત્રીવાળા પર્યંકો બીછાવેલા હતા. તેમાંના એક પર્યંક ઉપર તેજના અંબાર રૂપ રાણી ઉદયમાત ઉંઘમાં હોય એમ પડેલી હતી. રૂપાની દીવીઓમાં કરેલા દીપકો ધીમેથી બળતા હતા અને તેની સુવાસથી આખો ઓરડો સુંગધમય થઇ રહ્યો હતો. ભીમદેવ પર્યંક પાસે છેક ગયો તોપણ ઉદયમતિ એમને એમ પડી રહી હતી. ભીમદેવે વિચાર્યું કે કદાચ તે નિદ્રાવશ થઇ ગઇ હશે, પરંતુ હમેશાં તે પોતાના સુવા પછીજ સુતી હતી અને આજે વહેલી સુઈગઇ, તેનું કાંઇક કારણ હોવુ જોઇએ, એમ વિચારતો તે પર્યંક ઉપર બેઠો. તેને શંકા થઇ કે કદાચ રાણી પ્રેમકલહ આદરી બેઠી હશે; તેથી ધીમેથી પોતાનો હાથ રાણીના સુંદર મુખચંદ્ર ઉપર મૂકીને મીઠાશથી કહ્યું. " પ્રિયા, હવે તું પટરાણી થઇ એટલે આવી રીતે માન મેળવવાનું સુઝ્યું કે શું ? " ઉદયમતિએ પોતાના સુંદર કમળ સમાન નેત્રો જરા ઉઘાડ્યાં અને પાછાં બંધ કરી દીધા, પણ કાંઈ ઉત્તર આપ્યો નહિ. ભીમદેવે સ્મિત હાસ્ય કરતાં કરતાં રાણીના સુંદર અને ગુલાબી ગાલ ઉપર બે ત્રણ વખત ચુંટી ખણી. રાણી ગુસ્સાથી ઉઠીને બેઠી થઇ ગઇ અને ભીમદેવથી જરા દૂર ખસી બેઠી. ભીમદેવ હવે વધુ વખત પોતાની અધિરતાને સાચવી શક્યો

નહિ તેણે ગણીને પોતાની તરફ ખેંચી પોતાની બાથમાં લેવાનો પ્રયત્ન કર્યો પરંતુ નિષ્ઠુર થયેલી ગણી બળાત્કારે ભીમદેવના બાહુમાંથી છુટી થતાં બોલી "તમે હવે ગજાધિરાજ થયા એટલે તમને મારૂં શું પ્રયોજન છે? બીજી અનેક ગણીઓ કરજો અને મને વીસરી જશો "

ભીમદેવે પુન સ્મિત કર્યું અને કહ્યું "પ્રિય દેવી, મારો એવો શું દોષ થયો છે કે તું આજથીજ—આજના માંગલિક દિવસથીજ મને કટુ વેણો મ ભળાવે છે? તને—મારી પ્રિય દેવીને શું હું વિસરી જઇશ, એમ તને જણાય છે?"

ઉદયમતિએ રોષથી ઉત્તર આપ્યો "ગજાધિરાજ, મને ચોક્કસ જણાય છે કે તમે મને વિસારી મૂકશો તમારૂં એક સમયનું પવિત્ર મન અન્ય સ્રીના સૌંદર્યથી વ્યભિચારી થયું છે ગુજરાતના મહારાજા વ્યભિચારી જનોને દંડ દેવામાં કુશળ છે, પરંતુ ખુદ મહારાજા પોતેજ વ્યભિચારમાં પ્રવૃત્ત થવા પ્રયાસ કરે, તો તેનો શું દંડ? તેને કોણ દંડ આપે? રક્ષક એ પોતેજ ભક્ષક બનશે તો રાજ્ય શી રીતે ચાલશે? અને એવી કુટિલ નીતિથી ગુજરાતના રાજાની જે કીર્તિ જગતમાં પ્રસરેલી છે, તેના બદલે અપકીર્તિ નહિ થાય કે ! "

ભીમદેવ ગણીના આ મર્મવચનો સાંભળી મંત્રમુગ્ધ થઇ ગયો તેના સમજવામાં સર્વ વાર્તા આવી ગઇ તસ્વીર સંબંધી વાર્તા ગણીના જાણવામાં શી રીતે આવી, તે વિષે તે કશી કલ્પના કરી શક્યો નહિ.

'પણ એક તસ્વીર જોવા માત્રથીજ તું મને દોષારોપણ કરે છે, તે આ જાણી નથી," ભીમદેવ કહ્યું

"હું તમને એટલાજ કારણથી દોષ દેવા ઇચ્છતી નથી, પરંતુ તમે ત સ્વીર માંહેની સુન્દરીના સૌંદર્ય ઉપર મોહિત થયા છો અને તેની તપાસ કરવાને માટે તમે સામન્તસિંહને આજ્ઞા પણ આપેલી છે ભલે તમારી ઇચ્છાનુસાર કરો હું કુરૂપા છું ખરીને એટલે સુરૂપા નારીને મેળવી સુખી થાઓ એજ મારી અંતની આશીષ છે હવે વારંવાર અહીં પધારી પતિવ્રતા થનારી તમારી ગણીને મનાવશો નહિ' એમ કહી રાણી તુરતજ પાસે કેન્વી પર્યંકમાં પડી

'પ્રિયા, તે તસ્વીર માંહેની સુન્દરીના સૌંદર્યની મેં પ્રશંસા કરી છે અને તે વિષે તપાસ કરવાની પણ સામન્તને આજ્ઞા આપી છે, પરંતુ એજ સબબથી તું મનમાં માઠું લાવે છે એ ઉચિત નથી આવા નિર્જીવ કારણ માટે આટલો બધો રોષ કરવો એ આજ્ઞી નથી.' ભીમદેવે શાંતિથી કહ્યું

ઉદયમતિએ કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ. તે પૂર્વવત્ પાસું ફેરવીને પડી હતી તેમને તેમ પડી રહી. ભીમદેવ રાણીના આ અકારણ રોષથી ગુસ્સે થયો. તેને રાણી ઉપર તિરસ્કાર આવ્યો અને ક્રોધના અતિ ઉગ્ર આવેશમાં તે શયન ભુવનમાંથી ઉતાવળો ચાલ્યો ગયો. સ્નેહક અને રાજહંકનો પ્રતિયોગ થયો.

ભીમદેવ એકદમ બહાર ચાલ્યો આવ્યો. રાત્રીનો બીજો પ્રહર ચાલતો હતો. સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય પથરાઇ ગયું હતું. માત્ર ક્ષણે ક્ષણે પહેરેગીરોની અવર-જવરનો ધીમો ખખડાટ થતો હતો. ભીમદેવની આંખો ક્રોધથી લાલચોળ બની ગઇ હતી. પોતાની પ્રિય રાણીએ કરેલા તિરસ્કારથી તેનું મગજ ઉશ્કેરાઇ ગયું હતું. અંતઃપુરના મંદિરના પગથીઆં તે ઉતરી રહ્યો કે તુરતજ સામન્ત તેની સામે આવી ઉભો રહ્યો. તેણે ભીમદેવને નમન કર્યું. ભીમદેવે તુરતજ તેને પુછ્યું:-"કેમ સામન્ત, શું ખબર છે?"

સામન્તે ઉતર આપ્યો:-"આપે મને જે સ્થળે ઇશારો કર્યો હતો, ત્યાં રોકાઇ તપાસ કરતાં તસ્વીર માંહેની સુંદરીને અહીં લાવ્યો છું અને તેને આપના ખાનગી બેઠકના ખંડમાં બેસારી આપની રાહ જોતાં આમતેમ ફરતો હતો.

"શું એ તસ્વીર માંહેની સુંદરી પાટણમાંજ વસનારી છે? તે જાતિએ કોણ છે?" ભીમદેવે આશ્ચર્યથી પૂછ્યું.

"મહારાજ, એ સર્વ હકીકત મારા જાણવામાં નથી. માત્ર એક ગુણકાના આવાસમાંથી તેને લઇ આવ્યો છું-એટલુંજ જાણું છું." સામન્તે જવાબ આપ્યો.

ભીમદેવ પોતાના ખાનગી બેઠકના ખંડ તરફ ચાલ્યો, સામન્ત તેની પછવાડે ગયો. ભીમદેવે ખંડનું બારણું ઉઘાડ્યું. ખંડની મધ્યમાં એક મોટું ઝુમ્મર લટકાવેલું હતું અને તેમાં અસંખ્ય દીપકો બળતા હતા. સુંદરી એક આસન ઉપર નીચું મુખ રાખી વિચારમગ્ન સ્થીતિમાં બેઠી હતી. કોઇને બારણું ઉઘાડતાં સાંભળી તેણે ઉંચુ જોયું. સુંદર વસ્ત્રાલંકારો ધારણ કરેલા એવો ભવ્ય મુખમુદ્રાવાળો ભીમદેવ દાખલ થતાં સુંદરી ઉભી થઇ ગઇ અને લજ્જાથી નીચું જોઇ રહી. ભીમદેવ એક આસન ઉપર ટટ્ટાર બેઠો. તેણે સ્વારીમાં પરિધાન કરેલાં વસ્ત્રો હજુ ઉતાર્યાં નહોતાં. સામન્ત તેનાથી જરા દૂર ઉભો હતો. ભીમદેવની ક્રોધાયમાન મુખમુદ્રા જોઇ સામન્ત આશ્ચર્ય પામ્યો હતો. તેણે અનુમાન કર્યું કે અંતઃપુરમાં કાંઇ અવનવો બનાવ બન્યો હોવો જોઇએ, પરંતુ તે વિષે ભીમદેવને તે કશું પણ પૂછી શકયો નહિ. ભીમદેવ તે સુંદરીનુ અપૂર્વ અને અલૌકિક સૌંદર્ય જોઇ મનમાં અત્યંત ખુશી થયો, તે તેના પ્રતિ એકાગ્ર ચિત્તથી જોઇ રહ્યો હતો. આવી સૌંદર્યના રાશી સમાન સ્ત્રીને જોઇને તેનો ક્રોધ ચાલ્યો ગયો.

અને તેનું ભવ્ય મુખ આનંદથી ચમકવા લાગ્યું સુંદરી હજુ નીચેજ જોતી ઉભી હતી તેને ભીમદેવે પ્રશ્ન કર્યો—"સુંદરી, તને અહીં સામન્તસિંહ લઇ આવ્યો, તેથી દુઃખ તો નથી થયું ને? જો હજુ પણ તારી ઇચ્છા અહીંથી ચાલ્યા જવાની હોય તો સામન્તસિંહ તને તારા આવાસે મુકી આવશે"

"મહારાજાધિરાજ," સુંદરીએ વિનયથી કહ્યું—"પ્રથમ તો હું અહીં આવવાને અચકાતી હતી, પણ પછી મારી ઇચ્છાથીજ હું અહીં આવી છું મારા જેવી દુઃખિની સ્ત્રીને દુઃખમાંથી ઉગારી સામન્તસિંહ અહીં લાવ્યા તે માટે આપનો અને તેમનો ઉપકાર માનું છું"

ભીમદેવે આશ્ચર્યથી પૂછ્યું "તને તારા પોતાનાજ આવાસમાં એવું શું દુઃખ હતું કે તું સામન્તસિંહ સાથે આવવાને લલચાણી? તારી સર્વસ્વ હકીકત તું મને કહે, હું ખુશીથી તે શ્રવણ કરીશ"

સુંદરીએ નમ્રતાથી કહ્યું "મહારાજ! મારા જેવી દુઃખિની સ્ત્રીની કર્મકથા સાંભળવાથી આપને ઉદ્વેગ થશે અને આપ તેથી નારાજ થશો."

"નહિ, નહિ. મારે તારો વૃતાંત જાણવો છે અને વૃતાંત જાણ્યા પછી તારા દુઃખને દૂર કરવાનો ઉપાય કરવામાં આવશે માટે કોઇ પણ જાતના સંકોચ વિના સાચે સાચી જે હકીકત હોય તે કહે મારી પ્રજાના સુખ દુઃખની વાતો જાણવાને હું બહુ આતુર છું" ભીમદેવે કહ્યું

"રાજાધિરાજ! આપની એવી ઇચ્છા છે, તો પછી મારો વૃતાંત કહેવાને મને અડચણ નથી" એટલું કહી તે સુંદરી જરાવાર થોભી તેનું સુંદર મુખ કમળ લેવાઇ ગયું તેની આંખમાંથી આંસુડાની અવિચ્છિન્ન ધારા ચાલવા લાગી, પરન્તુ તે તેણે તુરતજ લુછી નાખી અને સ્વસ્થ થઇને બોલવું શરૂ કર્યું "મહારાજ! મારૂં જીવન વૃતાંત કોઇની ચમત્કારથી ભરપૂર અને વિસ્તૃત નથી તે એક સામાન્ય વાર્તા માત્ર છે રાજસ્થાનમાં આવેલા એક નાના ગામડામાં મારો જન્મ થયો હતો. મારા પિતા એ નાના ગામડાના જાગીરદાર હતા મારો જન્મ થયા પછી મારી માતા મૃત્યુ પામી હતી તેથી મારા પિતા મને બહુજ માન આપતીયા અને કાળજી પૂર્વક ઉછેરતા હતા મારી વય જ્યારે દશેક વર્ષની થઇ ત્યારે મારા પિતા મને સાથે લઇને પુષ્કરજીની યાત્રા કરવા ગયા હતા યાત્રા નિમિત્તે અમે ત્યાં આઠેક દિવસ રહેવા મારા પિતાની આ સમયે વૃદ્ધાવસ્થા હતી તેથી છેલી વખત મરતા પહેલા પુષ્કરજીની યાત્રા કરી લેવાય તો સારૂં, એમ વિચારી ત્યાં ગયા હતા અમે પુષ્કરજીમાં રહ્યા તે દરમ્યાન મારા પિતાને જીર્ણ જ્વર અને ખાંસી લાગુ પડી હતી અમે પાછા અમારા ગામ તરફ આવવા ફર્યા ત્યારે અમારી સાથે એક ચાકર હતો રસ્તામાં મારા પિતાને જ્વર વધારે આ

બ્યો અને તેમની તબીયત એકદમ લથડી ગઇ. બીજે દિવસે રસ્તાના શ્રમથી સખ્ત જ્વર આવ્યો. આ સમયે તે બચશે કે કેમ એવી શંકા થવા લાગી. એક સ્થળે વિશ્રામ નાંખી અમે વનમાં ઉતર્યાં હતાં. ત્યાં સંધ્યાકાળે મારા પિતાએ સ્વર્ગવાસ કર્યો જેથી હું અતિશય રડવા લાગી. પિતાના મરણનું દુઃખ મને બહુ લાગી આવ્યું. કારણકે માતાનું સુખ તો મે અનુભવ્યું નહોતું; પરંતુ પિતાએ મને અત્યંત લાડપૂર્વક ઉછેરી મોટી કરી હતી, તેવા અતિ વત્સલ પિતાના મરણથી હું અત્યંત શોકગ્રસ્ત થઇ ગઇ. અમારો નોકર પણ મોટેથી રોવા લાગ્યો, છેવટે તેણે મને આશ્વાસન આપી છાની રાખી. તે રાતની રાત મેં તથા નોકરે એમને એમ જાગતાં પસાર કરી. સવારમાં નોકર મને ત્યાં બેસવાનું કહી આસપાસ લાકડાં વિગેરે લેવા ચાલ્યો. કારણકે મૃતદેહને અગ્નિસંસ્કાર કરવાની આવશ્યકતા હતી. બે કલાક થઇ, ચાર કલાક થઇ અને મધ્યાન સમય થયો, તો પણ તે પાછો આવ્યોજ નહિ. હુ ચારે તરફ આસપાસ જોઇ આવી પણ તેનો પત્તો લાગ્યો નહિ. છેવટે રાત્રી પણ પડી. આ સમયે વનમાં હું એકલી હતી, સવારનુ કાંઇ ખાધુ નહોતું. ભુખ પણ કકડીને લાગી હતી. પરંતુ નિરૂપાયે એક પાસેના વૃક્ષ ઉપર ચડી ઉંઘી ગઇ. સવાર પડતાં જાગી ઉઠી. વૃક્ષ ઉપરથી નીચે ઉતરી જોયુ તો મૃતદેહ ત્યાં નહોતો પ્રથમ તો તેને કોણ લઇ ગયું હશે, એની કશી કલ્પના કરી શકી નહિ; પરંતુ પછીથી કોઇ જંગલી જાનવરો રાત્રીમાં આવી લઇ ગયા હશે. એમ અનુમાન થતાં આંખમાથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં ભુખ અને દુઃખથી બેભાન થઇને હુ ત્યા પડી ગઇ અને એવી અવસ્થામાં ક્યાં સુધી ત્યા પડી રહી તેની મને પ્રથમ તો કાંઇ ખબર પડી નહી; પરંતુ બેભાન સ્થિતિમાંથી હું જાગી ત્યારે મૃદુ એવી એક શય્યામાં પડેલી હતી અને એક પ્રૌઢા સ્ત્રી મારી સામે બેઠી હતી. તે પ્રૌઢા સ્ત્રીએ મને જાગૃત થયેલી જોઇને મમતા અને વ્હાલથી કહ્યુ: " પુત્રી ! હવે તારૂં આરોગ્ય કેમ છે ? તુ ગભરાઇશ નહિ. અહી તને કોઇ પ્રકારની હરકત થશે નહિ " મેં કહ્યુ: " તમે કોણ છો ? આ મકાન કોનું છે ? હું અહી ક્યાંથી આવી ? મારા પિતાના શબનું શુ થયુ ? મારા ઉપરાઉપરી પ્રશ્નોના તે ઉત્તરમાં પ્રૌઢા સ્ત્રીએ પ્રેમથી મારા મુખ ઉપર હાથ ફેરવીને કહ્યુ: " પુત્રી, તું અજમેર શહેરથી થોડે દૂર આવેલા જંગલમાં બેભાન અવસ્થામાં પડેલી હતી, તે સ્થળેથી હું મારા નાના રસાલા સાથે પુષ્કરજી જતી હતી, તારા જેવી સુકુમાર બાલિકાને નિર્જન અરણ્યમાં એકલી પડેલી જોઇ મને દયા આવી અને મારા માણસો પાસે ઉપડાવી એક પાલખીમાં બેસારી હુ તને અહીં અજમેરમાં લાવી છુ. તને અહીં કોઇ જાતીનુ દુઃખ થશે નહિ. તારા પિતાના શબની હકીકત તે મને પૂછી; પણ તેથી હું અજ્ઞાત છુ. માટે તારી જે હકીકત હોય તે મને કહે. " મારા ઉપર આવી રીતે ઉપકાર કરનાર સ્ત્રી તરફ કૃતજ્ઞતાથી જોતાં જોતાં મે મારી સવી-

સ્તર હકીકત કહી મારી આંખોમાંથી અશ્રુઓની ધારા વહેવા લાગી તે જોઈ તે સ્ત્રીએ કહ્યું ' પુત્રી ! રડ નહીં, તું નિરાધાર થયેલી છો તેથી તને દુઃખ થાય એ સ્વાભાવિક છે પરંતુ હું તને મારા પેટની દીકરીની જેમ રાખીશ અને તારૂં પાલણ-પોષણ કરીશ હું ગુજરાત દેશની રાજધાનીના શહેર અણહિલપુર પાટણમાં રહું છું તારી તબીયતને બરાબર સુધરતાં હજુ ચાર પાંચ દિવસ લાગશે, ત્યાં સુધી અહીં આપણે રોકાશું અને ત્યાર પછી પાટણ જશું " મારૂં આરોગ્ય ચાર પાંચ દિવસમાં ત ન સારૂં થઇ ગયું, તેથી અમે સર્વે પાટણમાં આવ્યા જે મકાનમાંથી સામન્તસિંહ મને અહીં લઇ આવ્યા, ત્યાં અમે રહેતા હતા પાટણમાં આવ્યા પછી કેટલેક મહિને મારા જાણવામાં આવ્યું કે એ સ્ત્રી એક વારાંગના-ગુણિકા હતી તે મકાનમાં હમેશા ગાન તાન થતું હતું અને શહેરના અનેક શોખીન યુવાનો રાત્રીએ ત્યાં આવતા હતા. મને પણ તે સ્ત્રીએ સંગીત નૃત્ય આદિ કળાઓ શીખવી અને મને તેના ધંધામાં પડવાનો આગ્રહ કરવા લાગી મારામાં રાજપૂત કુળનું અભિમાન હતું અને મારા પિતા તરફથી બાલ્યાવસ્થામાંજ મને સારી કેળવણી મળ્યાથી સારાસારનો વિચાર કરવા જેટલી શકિત મારામાં હતી એક સમયે મેં તેને સ્પષ્ટના કહી દીધી કે એવા નીચ ધંધામાં પડી હું મારા ઉત્તમ કુળને ડાઘ લગાડીશ નહિ આઠ દશ વર્ષ આમને આમ વહી ગયા, પરંતુ હું તે ધંધામાં બીલકુલ પડી નહિ. છેવટે તે સ્ત્રીએ મને બળાત્કારે પોતાના ધંધામાં પાડવાનો પ્રયાસ કર્યો તે રોજ મને ધમકાવતી અને વખતે શિક્ષા પણ કરતી હતી હું તેના અત્યાચારથી ત્રાસી ગઇ હતી પરંતુ મારો એકે ઉપાય નહોતો તે રોજ મારી પાસે નવા નવા યુવાનોને મોકલતી પણ તે સર્વનો હું તીરસ્કાર કરતી હવે આ દુઃખને સહન કરવા જેટલી શકિત મારામાં રહી નહોતી, તેથી મેં આત્મઘાત કરવાનો નિશ્ચય કર્યો મારી પાસે એક નાની કટારી હતી તેને ગુપ્ત રીતે હું મારા પહેરેલા વસ્ત્રોમાં છુપાવી રાખતી હતી તે વડે આત્મઘાત કરી આ દુઃખી જીવનનો અંત લાવવો એવો વિચાર કરતી હું એક રાત્રિએ મારા ઓરડામાં બેઠી હતી તેવામાં આ સામન્તસિંહ ત્યાં આવી ચડયા અને પછી શું થયું તે સર્વ હકીકત તે જાણે છે સામન્તસિંહ જો ત્યાં ન આવ્યા હોત અને મને અહિ આવવાની બુદ્ધિ ન સુઝી હોત, તો મારા જીવનનો આજ ક્યારનોએ અંત આવી ગયો હોત. મહારાજા ! આ મારો વૃત્તાંત છે હું આપને શરણે છું આપને યોગ્ય લાગે તે કરો. "

"સુંદરી એક ઉચ્ચ કુળની રાજપૂત કુમારિકા છે અને ગમે તેવી સ્થિતિમાં પણ પોતાનું ચારિત્ર નિર્મળ રાખી રહી છે એ જાણીને ભીમદેવ બહુજ ખુશી

થયો. આ યુવતી જેવી સૌંદર્યસંપન્ન છે, તેવુંજ તેનું સુંદર ચારિત્ર છે: તેથી તેને જો યોગ્ય સ્થળે રાખવામાં નહિ આવે તો તેનું જીવન દુઃખી થશે અને છેવટે તે આત્મહત્યા પણ કરી બેસશે, એમ વિચારી ભીમદેવે પોતાના મન સાથે એક પ્રકારનો નિશ્ચય કરી લીધો. પરંતુ પોતાના એ નિશ્ચયને હાલ તુરત પ્રગટ નહિ કરતાં તેણે સુંદરીને પૂછ્યું; "પણ તારૂં નામ શું તે તો તેં મને કહ્યું નહિ?"

સુંદરીએ વિનયથી ઉત્તર આપ્યો: "મારૂં નામ ચિન્તામણી."

ભીમદેવે કહ્યું: "ચિન્તામણી, ! હું તારૂં જીવનવૃત્તાંત સાંભળી આશ્ચર્ય પામ્યો છું અને તું તારૂં ચારિત્ર ઉજ્વળ રાખી શકી છો એ જાણી આનંદ પામ્યો છું: પરંતુ હવે તું તારૂં જીવન શી રીતે પસાર કરવા માગે છે?"

"રાજાધિરાજ." ચિન્તામણીએ કહ્યું: હું આપને શરણે છું. આપ જેમ કહેશો તેમ કરવા હું તૈયાર છું."

"ઠીક, હાલ તું રાજમહાલયમાંજ રહે અને સુખમાં દિવસો વ્યતિત કર. પછી શું કરવું, તે તને યોગ્ય સમયે પુછીને તારી ઈચ્છાનુસાર ગોઠવણ કરીશ." ભીમદેવ એમ કહી ઉઠ્યો અને સામન્તને તેની સર્વ વ્યવસ્થા કરવાનું કહી ત્યાંથી ચાલતો થયો. સામન્તે રાજમહાલયમાંજ પણ એક જુદા અને સ્વતંત્ર આવાસમાં ચિન્તામણી માટે સર્વ પ્રકારની વ્યવસ્થા કરી દીધી.

---

# પ્રકરણ ૧૦ મું.

## દામોદર મહેતા.

દામોદર મહેતાની માનસિક અવસ્થા બહુ વિચિત્ર થઇ પડી હતી. વલ્લભરાજ અને દુર્લભરાજના સમયમાં રાજકાર્યમાં પોતાનું જે માન અને પોતાની જે સત્તા હતી, તેવુંજ માન અને તેવીજ સત્તા હવે રહેશે કે કેમ, એ શંકા ભરેલું હતું. ભીમદેવનો દઢ નિશ્ચયી અને અભિમાની સ્વભાવ તે જાણતો હતો અને તેથીજ તેને બ્હીવાનું હતું. રાજ્યાભિષેકને દિવસેજ ભીમદેવ પોતાની સાથે અકડાઇથી વર્ત્યો હતો અને તેથી પોતાનું જે અપમાન થયું હતું; તે દામોદર મહેતાને કાંટા સમાન ખુંચતુ હતુ. રાજ્યમાં પોતાનો પ્રભાવ અને પોતાની સત્તા પ્રથમ હતો, તેને ટકાવી રાખવાના વિચારમાં તેનું મન લીન થઇ ગયું હતું. પાટણના રાજ્યનું ચક્ર જે અત્યાર સુધી તેની પાસે હતું, તે અન્યના હાથમાં–જૈન મંત્રીઓના હાથમા જશે, એવો તેને ભય થયો હતો. વીર મંત્રીએ

દીક્ષા ગ્રહણ કરવાથી તેના મનને પ્રથમતો શાંતિ થઇ હતી કે એક સમર્થ શ્રાવક મંત્રી અહેંજે દૂર થયો પરંતુ વીર મંત્રીનો પુત્ર વિમળ તેની ચાનાકી, હોશીયારી અને તેજસ્વીતા જોઇ તે અવશ્ય પોતાના પિતાનું સ્થાન મેળવશે અને શોભાવશે એમ તેને ચિંતા થતી હતી ભીમદેવની માતા લક્ષ્મીદેવી અને તેનો ભાઇ સંગ્રામસિંહ જૈનધર્મના રાગી હતા સંગ્રામસિંહના મોટા ભાઇએ અને સંગ્રામસિંહના પુત્ર મહીપાળે જૈન દીક્ષા લીધી હતી મહીપાળનું સાધુ પક્ષે સુરાચાર્ય અને સંગ્રામસિંહના મોટા ભાઇનું સાધુ પક્ષે દ્રોણાચાર્ય નામ રાખવામાં આવેલું હતું આ બન્ને આચાર્યો મહાન્ વિદ્વાન્, બુદ્ધિશાળી અને સમયના જાણ હતા ભીમદેવ તેમનું સારૂં માન સાચવતો હતો આવા અનેક કારણોને લઇ દામોદર મહેતાનું મન શોકાકુલ રહેતું હતું ભીમદેવ ઉપર તેનું મન ખિન્ન થયું હતું અને જૈન મંત્રીઓ ઉપર ચીડાયું હતું દામોદર મહેતા કાચો નહોતો, તે એક સમર્થ મુત્સદ્દી હતો સત્તાને ટકાવી રાખવા જેટલી શક્તિ તેનામાં હતી, અને તે શક્તિનો ઉપયોગ કરવા તે હવે તલપાપડ થઇ રહ્યો હતો

દામોદર મહેતો સત્તાને કેમ ટકાવવી તે માટે વિચાર કરતો પોતાની બેઠકના ઓરડામાં તકીઆને અઢેલી ગાદી ઉપર બેઠો હતો એટલામાં તેના કાન ચમક્યા, કોઇ આવતું હોય એવો પગલાંનો અવાજ સંભળાયો. થોડીવારમાં સામન્તસિંહ આવીને ઉભો રહ્યો દામોદર મહેતાએ મુખ ઉપરથી ચિન્તા અને નિરાશાની છાયાને દૂર કરી હસતા હસતા કહ્યું —" આવો સામન્તસિંહ ! તમે બરાબર વખતસર આવી પહોંચ્યા છો તમારી રાહ જોતો હું અહીં બેઠો હતો બેસો "

સામન્તસિંહ નીચે બેઠો, તે ઘડીભર દામોદરના મુખ સામે જોઇ રહ્યો અને બોલ્યો -' મહેતાજી ! મારૂં શું કામ છે ? તમારા કહેવા પ્રમાણે હું બરાબર આવ્યો છું મારે બીજું કામ છે–મહારાજ સાથે મારે જવાનું છે "

' મહારાજ સાથે મારે જવાનું છે ' એ સાંભળી દામોદર મહેતા મનમાં જરા ચીડાયો તેણે પૂછ્યું ' ક્યાં જવું છે ? "

" મહારાજા આજે મધ્યાહ્ન પછી સોમેશ્વરની યાત્રાએ જનાર છે અને તેમની સાથે આવવાનો મને હુકમ થયો છે શું આ વાર્તાની તમને ખબર નથી ? " સામન્તસિંહે ખરી હકીકત કહેતા એ પ્રશ્ન પૂછ્યો

" એ વાર્તા તો હું જાણું છું " દામોદર મહેતાએ ઉત્તર આપ્યો " પણ તમે આમ ઉતાવળા થશો, તો વાતો કરવાની મજા આવશે નહિ મધ્યાહ્ન સમયને હજુ ઘણી વાર છે સંગ્રામસિંહ પણ હવે આવવા જોઇએ "

"સંગ્રામસિંહને પણ બોલાવ્યા છે કે શું? સામન્તે પૂછ્યું.

"હા, કારણકે જે વાર્તા હું તમને કહેવાનો છું. તેમાં સંગ્રામસિંહની હાજરીની પણ આવશ્યકતા છે.

આ સંવાદ ચાલતો હતો ત્યાં સંગ્રામસિંહ ઉતાવળો ઉતાવળો આવી પહોંચ્યો. તેને જોતાંજ દામોદર મહેતાએ હસીને તેને આવકાર આપ્યો. સંગ્રામસિંહ બેઠો. સંગ્રામસિંહ પાટણની સેનાનો મુખ્ય અધિકારી હતો. તે એક મહાન્ યોદ્ધો હતો અને તેની સત્તા અને બળથી રાજ્યના દરેક માણસો અને સેનાનીઓ ધ્રૂજતા હતા. પીસ્તાળીશ વર્ષની વયનો તે એકવચની, અભિમાની અને તેજસ્વી ક્ષત્રિય હતો. તેની બન્ને આંખો એવા તો તેજથી ચમકતી હતી કે તેના સામે જોનારને અવશ્ય ક્ષોભ થતો હતો. તેણે સામન્ત તરફ જોઇને કહ્યું. "સામંતસિંહ પણ આવ્યા છે ને શું?"

"હા, તેમને પણ મેંજ બોલાવ્યા છે. જે વાર્તા કહેવાનો મારો ઇરાદો છે, તેમાં તમારા બન્નેની આવશ્યકતા છે." દામોદરે ખુલાસો કર્યો.

"ત્યારે હવે જે કહેવું હોય તે ઝટ કહી દોને?" સંગ્રામસિંહે પોતાના ઉતાવળીઆ સ્વભાવને અનુસરીને ઉતાવળ કરી.

"તમે બન્ને" દામોદરે સામન્તસિંહ અને સંગ્રામસિંહ તરફ જોઇને બોલવાનું શરૂ કર્યું, "અને હું—સર્વ રાજ્યના અધિકારીઓ છીએ, આપણને મળેલા અધિકારને અંગે મહારાજાને વ્યાજબી સલાહ આપવી, એ આપણો ધર્મ છે. રાજ્યની કીર્તિ અને અપકીર્તિ રાજ્યના અધિકારીઓના હાથમાં છે, અધિકારીઓ ન્યાયથી ચાલી રાજાઓને સારી સલાહ આપી રાજ્યને સુવ્યવસ્થિત ચલાવવાને સહાય કરે તો રાજ્યની કીર્તિ જગતમાં ગવાય છે, અન્યથા અપકીર્તિ જ થાય છે.'

"તમારી આ વાત સત્ય છે." સામન્તસિંહે વચ્ચેજ પૂછ્યું, "પણ મૂળ વાત શું છે તે કહોને?"

દામોદર મહેતાએ તીવ્ર દ્રષ્ટિથી સામન્તસિંહ પ્રતિ જોઇને કહ્યું. "સામન્તસિંહ! તમે જરા ધીરા પડો તો હું એ વાતજ હવે કહું છું. પાટણની પ્રજામાં અને રાજ્યમાં શ્રાવકોનું જોર દિનપ્રતિદિન વધતું જાય છે, અને ભવિષ્યમાં તેઓ રાજ્યને કઇ સ્થિતિમાં મુકશે, તેની કલ્પના કરતાં પણ મારૂં અંતઃકરણ દુઃખાય છે. સંઘપતિ અને નગરશેઠ શ્રીદત્ત જેવા ઘણા શ્રીમંત શ્રાવકો રાજ્યના અધિકારીઓને ગણકારતા પણ નથી અને પોતાની ઇચ્છા મુજબ રાજ્યકાર્યમાં ભાગ લેવા આગળ પડે છે. મહારાજા ભીમદેવનો રાજ્યાભિષેક કરતી વખતે શ્રીદત્ત શેઠે તિલક કરવાની માગણી કરી અને તેને મંજુર રાખવામાં આવી,

એનુ કારણ શુ ? વાસ્તવિક રીતે સેનાપતિએ અગર તો મુખ્ય મંત્રીએ તિલક કરવુ જોઇએ અને હક્ક પણ તેમનો જ છે, તેમ છતા તે મમયે કોઇએ વાધો લીધો નહિ, આ કાઇ જેવી તેવી વાત નથી પાટણના ભૂતપૂર્વ રાજાઓ સર્વ શૈવધર્મી હતા અને મહારાજ ભીમદેવ પણ સોમનાથ ભગવાનના પરમોપાસક છે તેમ છતા શ્રાવકોનુ રાજ્યમા આટલુ બધુ જોર થતુ જાય છે એ વિચારવા જેવુ છે રાજ્યમા શ્રાવકોનુ વધુ જોર થાય તેથી કાઇ લાભ નથી કારણ કે રાજ્યને તેઓ અન્ય રાજાઓની ચડાઈમાથી મુક્ત રાખી શકે તેટલી તેમનામા જાતિગત શક્તિ નથી તેઓ દયાધર્મને ચુસ્તપણે પાળનારા વાણિયા છે, માટે આપણે એકત્ર થઇ તેમનુ જોર રાજ્યમાથી દૂર કરવા પ્રયત્ન કરશુ તોજ ગુજરાતનુ રાજ્ય સુવ્યવસ્થાપૂર્વક ચાલી શકશે '

દામોદર મહેતા એકજ ધ્યાનથી ઉપરનુ લાબુ વિવેચન કરી ગયા, તે દરમ્યાન બન્ને ક્ષત્રિયો શાન્તિથી તેનુ બોલવુ સાભળી રહ્યા હતા સગ્રામસિહ વચમા વચમા મુછો ઉપર પોતાનો હાથ ફેરવતો, વળ દેતો હતો અને સામન્તસિહ કેવળ બોલનારની સામે એકજ દ્રષ્ટિથી જોઇ રહ્યો હતો.

" મહેતાજી ! તમારૂ કહેવુ ખરૂ છે રાજ્યમા અને પ્રજામા શ્રાવકોનુ જોર વધી ગયેલુ છે તે મારા જાણવામા છે, પરતુ તેથી રાજ્યને નુકશાન છે, એમ તમે જે માનો છો, તે તમારી માન્યતા ભૂલભરેલી છે " સગ્રામસિહે કહ્યુ અને છેવ્વે સામન્ત પ્રતિ જોઇને કહ્યુ ' કેમ સામન્તસિહ, તમારો શુ અભિપ્રાય છે ? "

" મારો અભિપ્રાય પણ એવોજ છે કે તેઓનુ ગમે તેટલુ જોર હોય તો તેથી રાજ્યને કાઇ નુકશાન છેજ નહિ. પ્રૌઢ પ્રતાપી મહારાજ વનરાજને ગુજરાતનુ રાજ્ય સ્થાપવામા શ્રાવકોએજ સહાય કરી હતી અને તે સમયથીજ શ્રાવકોની લાગવગ રાજ્યમા ચાલી આવે છે તેએ બુદ્ધિમાન, ચતુર અને સમયાનુસાર વર્તનારા બાહોશ વહેરીઓ છે અને તેથી તેઓ રાજ્યને લાભકર્તા છે, એમ મારૂ માનવુ છે " સામન્તે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો

બન્ને ક્ષત્રિયોને પોતાની વિરૂદ્ધ જતા જોઇને દામોદર મનમા ચીડાયો પરતુ પોતાનો ક્રોધ તેણે બહાર જણાવા દીધો નહિ તેણે કહ્યુ—" પણ તેઓ મિથ્યાભિમાની, અહકારી અને ભગવાન સોમનાથના વિરોધી છે તેનુ કેમ ? દયાધર્મના ચુસ્ત મત્રીઓની સલાહથી ગુજરાતના રાજા નિર્માલ્ય થઇ ગયાનુ માળવા સિધ અને ચેદી દેશમા કહેવાય છે, તેનુ કેમ ? "

' શત્રુઓ ગમે તેમ બોલે, તે સામે આપણે જોવાનુ નથી લડાઇના મેદાનમા શત્રુઓની ખબર લેવામા આવશે પણ તેઓ શ્રાવકો છે—ભગવાન

સોમનાથના વિરોધીઓ છે; તેથી તેમને દૂર કરવા પ્રયાસ કરવો. એ વ્યાજબી નથી. પાટણના મંત્રીઓ–પછી તે બ્રાહ્મણો હોય કે શ્રાવકો હોય–બુદ્ધિશાળી પાકા મુત્સદ્દી અને સમયના જાણુ હોવા જોઇએ." સંગ્રામસિંહે કહ્યું.

"સંગ્રામસિંહ, મૂળ તમે મારવાડના વતની છો એટલે પાટણના શ્રાવકોના ખરા ભેદને સમજી શકશો નહિ. સામન્તસિંહ બધું જાણે છે. બ્રાહ્મણો અને શ્રાવકો વચ્ચે કેવા પ્રકારની ખટપટ ચાલ્યા કરે છે અને એક બીજા રાજ્યમાં પોતાનો પગપેસારો કરવા કેવો પ્રયાસ કરી રહ્યા છે, તે તમારા જાણુવામાં નજ હોઇ શકે." દામોદરે કહ્યું.

સંગ્રામસિંહના ભવાં ચડયાં અને ક્રોધથી તેણે પોતાનો નીચેનો હોઠ દાબ્યો. તે ઉઠવાનું કરતો હતો, પણ દામોદરની પૂરીવાર્તા સાંભળી લેવાને તે થોભ્યો.

સામન્તસિંહે કહ્યું "ધર્મભેદની ખટપટને રાજ્યકાર્યમાં સ્થાન આપવું ઇષ્ટ નથી. બ્રાહ્મણ હોય શ્રાવક હોય, કે વણિક હોય કે ક્ષત્રિય હોય–જે હોય તેણે રાજ્યના હિતને અર્થેજ પ્રયાસ કરવો જોઇએ."

દામોદર મહેતાએ જરા હસીને કહ્યું "તમારી વાત સાચી છે પણ શ્રાવકો રાજ્યમાં જે અણુઘટતો પગપેસારો કરી રહ્યા છે; તે વિષે મહારાજાને ચેતાવવાની જરૂર છે."

"મહારાજ એ બધું જાણે છે અને તે સંબંધમાં તટસ્થતાથી વર્ત્તવાની પોતાની ઇચ્છા છે, એમ પોતેજ મને એક સમયે કહ્યું હતું. તેમ છતાં તમે મહારાજાને વાત કહી શકશો." સામન્તે કહ્યું.

સંગ્રામસિંહ ઉઠયો અને તે પછવાડે સામન્તસિંહ પણ ઉઠયો. બન્ને ચાલ્યા ગયા. દામોદર મહેતા ગાદી ઉપર હજી વિચારમાંજ પડી રહ્યા હતા. સંગ્રામસિંહ ત્વરાથી સામન્તથી જુદો પડી રાજમહેલ તરફ ચાલ્યો ગયો: સામન્તનું હૃદય દામોદર મહેતાના વિચારો સાંભળી ખળભળી ઉઠયું હતુ. શ્રાવકોનું જોર રાજ્યમાં ઘણું વધી ગયું હતું, તે વિષે તે જાણતો હતો; પરંતુ તે અનિષ્ટ છે કે ઇષ્ટ છે, તે વિષે તે કલ્પના કરી શકયો નહિ. સામન્ત પોતે શિવધર્મ ઉપાસક હતો; તેથી તેનું મન દામોદર મહેતાના વિચારને કેટલેક અંશે મળતું થતું હતું. પરંતુ ખુલ્લી રીતે કાંઈ પણ કરવાની તેનામાં શક્તિ નહોતી. મહારાજ ભીમદેવને તો જરૂર આ વાર્તા કહેવી, એમ તેણે નિશ્ચય કર્યો. વિચારના વમળમાં ચડેલો સામન્ત દામોદર મહેતાની હવેલીના પછવાડેના ભાગ તરફથી જતો હતો. તેણે વિચારના અતિશય દબાણથી કે પછી

અમસ્થુ સ્હેજ ભાવે જરા ઉન્નુ જોયુ, તો હવેલીના ગોખમા બેઠેલી એક તરૂણ ગાનિકા પ્રતિ દૃષ્ટિ આકર્ષાઈ તેનુ ચિત્ત તેને જોવામા પરોવાઈ ગયુ સામન્ત એજ સ્થાનથી તેને જોતો ઉભો હતો, પણ તે તરૂણ બાલિકાનુ ધ્યાન તેના પ્રત્યે નહોતુ ક્ષણવાર પછી બાલિકાએ પોતાની નજર ફેરવી તો સામન્ત અને તેની દૃષ્ટિ એક થઇ સામન્ત હસ્યો અને બાલિકાએ સ્મિત કર્યું બન્ને અન્યોન્યને ઓળખતા હતા. બાનિકા તુરતજ ગોખમાથી ઉઠી અદર ચાલી ગઇ સામન્ત નિરૂપાયે આગળ ચાલ્યો તેનુ મસ્તક ચક્કર ચક્કર ફરતુ હતુ શુન્યતાથી તે આગળ તો ચાલ્યો પણ તે ક્યા જાય છે, તેની તેને પોતાને પણ ખબર નહોતી સ્ત્રીના એક કટાક્ષમા-સ્ત્રીના સ્મિત હાસ્યમા સામન્ત જેવા એક યુદ્ધપ્રિય પુરૂષના હૃદયને-અતિ કઠિન હૃદયને ક્ષોભ પમાડવાની શુ શક્તિ હશે ? તે અમે જાણતા નથી, પરતુ સામન્તનુ હૃદય તો મુગ્ધ થયુ હતુજ



# પ્રકરણ ૧૧ મું

## માલવરાજની માગણી

ભીમદેવ સોમેશ્વરની યાત્રાએથી પાછો પોતાની રાજધાની અણહિલપુર તરફ જતો હતો, ત્યારે તેણે માળવા સિંધુ અને ચેદી એ ત્રણ દેશના રાજાઓ પોતાની વિરૂદ્ધ વિચાર કરી રહ્યા છે એમ સાભળ્યુ તે અણહિલપુર આવી પહોચ્યો પાટણની રાજ્યભક્ત પ્રજાએ તેનો સારી રીતે સત્કાર કર્યો. તેણે પાટણમા આવીને બીજેજ દિવસે રાજ્યના મત્રીઓની એક ખાનગી સભા મેળાવી માલવરાજ-ભોજનો એક પ્રધાન પાટણમા બેએક દિવસથી આવ્યો હતો આ ગુપ્ત સભામા ભીમદેવે તેને પણ બોલાવ્યો હતો

રાજમહલયના ખાનગી મસલત ગૃહમા આજે મત્રીઓની સભા ભરાણી હતી દામોદર મહેતા, રાજગુરૂ રવિશર્મા, સઘપતિ અને નગરશેઠ શ્રી તશેઠ, કોશાધિકારી ધર્મપાળ, ન્યાયમત્રી કલ્યાણચદ્ર વિમલ, સેનાપતિ મગ્રામસિંહ વિગેરે મુખ્ય મત્રીઓ સભામા હાજર રહેલા હતા દામોદર મહેતાના મુખ ઉપર ખુશાલી અને આનદના સ્પષ્ટ ચિન્હો જણાતા હતા માલવરાજનો પ્રધાન શુ કારણથી આવ્યો હતો, તે તેના સમજવામા હતુ રાજ ભોજના પ્રધાને-પોતે શા કારણથી આવ્યો છે તે સર્વ હકીકત દામોદરને કહી હતી, જેથી મત્રીઓની આજ પૂરી ફત્તેહ થવાની છે, એમ તે જાણતો હતો તેથી તે આનદમા હતો અને હમી હમીને રવિશર્માના કાનમા કાઇ વાત

વારંવાર કરતો હતો, રવિશર્મા એક વિદ્વાન્ બ્રાહ્મણ હતો, અને રાજ્યગુરૂ તરીકે રાજ્યમાં તેનું સારૂ માન હતું. રાજ્યના ગુપ્ત કાર્યોમાં તેની સલાહ લેવામાં આવતી હોવાથી આજની સભામાં હાજર રહેવાને તેને આમંત્રણ કરવામાં આવ્યું હતું. દામોદર અને રવિશર્મા બન્નેનો દરેક કાર્યમાં એકજ મત હતો. કોશાધિકારી ધર્મપાળ અને ન્યાયમંત્રી કલ્યાણચંદ્ર તથા સંઘપતિ શ્રીદત્તશેઠ શ્રાવકો હતા. ધર્મપાળ પચાસેક વર્ષની વયનો. પાકટ બુદ્ધિનો અને મહાન્ મુસદ્દી શ્રાવક મંત્રી હતો. કલ્યાણચંદ્ર હજુ જુવાન હતો, પણ ન્યાયના કાર્યમાં તેની ચતુરાઇ પ્રશંસનીય હતી. શ્રીદત્ત શેઠને તો આપણે ઓળખીએ છીએ. અગાઉ તેમના સંબંધી કેટલીક હકીકત આવી ગઇ છે; તેથી ફરી અત્રે જણાવવાની આવશ્યકતા નથી. તેમ સંગ્રામસિંહ વિષેની હકીકત પણ વાચકોના જાણવામાં છે. વીરમંત્રીએ દીક્ષા લીધાથી દંડનાયકની જગ્યા કોઇને આપવામા આવી નહોતી વીરમંત્રીના પુત્ર વિમળને જ દંડનાયક બનાવવાની ભીમદેવની ઇચ્છા હતી; પરંતુ તેની વય હજુ નાની હતી એટલે હાલ તુરત પોતાની ઇચ્છાનુસાર બનવું અશક્ય છે, એમ ધારી તેણે તે સંબધમાં મૌન ગ્રહણ કર્યું હતું. વિમળની બુદ્ધિ-ચાતુરીની અનેક વાર્તાઓ તેના સાંભળવામાં આવી હતી. અને તેથી તે ખુશી થયો હતો, અને યોગ્ય અવસરે તેને તેના પિતાની ઉંચ પદવી આપવી, એમ તેણે નિશ્ચય પણ કરી લીધો હતો. સર્વે મંત્રીઓ આતુરતાથી મહારાજા ભીમદેવની રાહ જોતાં બેઠા હતા એટલામાં સામન્તસિંહ રાજા ભોજના પ્રધાનને સાથે લઇ આવી પહોંચ્યો. તેનું નામ કુળચંદ્ર હતું. દામોદર મહેતાએ તેનો આદર-સત્કાર કર્યો અને તેને યોગ્ય જગ્યાએ બેસાર્યો. સામન્તસિંહ તુરતજ પાછો ચાલ્યો ગયો. કુળચંદ્ર સ્વસ્થતાથી અને નિર્ભયપણે બેઠો ગુજરાતના અધિકારીઓ તરફ તેણે એક વખત ધ્યાનપૂર્વક જોઇ લીધું અને તીરસ્કારથી મુખમાંજ જરા હસ્યો. ચતુર ધર્મપાળ તુરત તે કળી ગયો. તેણે સ્હેજ ધોળી થયેલી મુછો ઉપર હાથ ફેરવતાં અને વળ ચડાવતાં કુળચંદ્ર સામે તીવ્ર ભાવથી જોયું. કુળચંદ્રથી ધર્મપાળની આંખનું તેજ સહન કરી શકાયું નહિ. તેણે તુરતજ પોતાની દ્રષ્ટિ નીચી કરી લીધી. દામોદર અને રવિશર્મા તથા ધર્મપાળ અને શ્રીદત્તશેઠ અન્યોઅન્ય કાંઇક વાતચીત કરી રહ્યા હતા, તે સમયે આગળ પ્રતિહારી અને તે પછવાડે સત્તા અને અભિમાનનો અવતાર મહારાજ ભીમદેવ અને તે પછવાડે સામન્તસિંહ ત્યાં આવી પહોચ્યા. સર્વેએ ઉભા થઇને તેને માન આપ્યું. ભીમદેવ એક મંચક ઉપર બેઠો, અને અન્ય સર્વ મંત્રીઓ સામે બીછાવેલી રેશમી ગાદી ઉપર ગોઠવાઇને બેસી ગયા. ભીમદેવે પ્રતિહારીને દૂર જઇને ઉભા રહેવાની ઇશારત કરી એટલે તે નમન કરી ત્યાંથી ઓરડા બહાર

જઇને ઉભો ભીમદેવનો પ્રભાવ અને તેનું તેજ જોઇ કુળચંદ્ર પ્રધાન કેટલોક અંજાઇ ગયો હતો પરંતુ પોતાના મુખ ઉપર નિર્ભયતા અને સ્વસ્થતાનો દેખાવ ધારણ કરી તે ભીમદેવના સામે બેઠો હતો ભીમદેવે પ્રથમ કેટલીક વાતચિત કર્યા પછી કુળચંદ્રને પુછ્યું –"કેમ મહેતા, ધારાનગરી જેવું પાટણમાં ઠીક પડે છે ને ? અમારા આદરસત્કારમાં કાંઇ ખામી તો જણાતી નથી ને ?"

કુળચંદ્રે જવાબ આપ્યો —"ના મહારાજ, ખામી શાની ?"

"તો- તમારુ અહીં આવવાનું પ્રયોજન શું છે, તે કહો ભીમદેવે આજ્ઞા કરી

"માલવાના મહારાજા ભોજે આપને આપવાનો આ એક પત્ર લઇને મને અહીં મોકલ્યો છે " કુળચંદ્રે એક તાજેનો પત્ર પોતાના હાથમાં લઇ અને ભીમદેવ સમક્ષ મુકીને કહ્યું —"અને તેનો યોગ્ય ઉત્તર આપના તરફથી જે મળે તે લઇને પાછા આવવાની મને આજ્ઞા થયેલી છે "

'બહુ સારૂં " ભીમદેવે કુળચંદ્રને ટુંકામાં ઉત્તર આપીને દામોદર મહેતાને ઉદ્દેશીને કહ્યું —"મહેતાજી પત્ર વાંચો અને માલવરાજે શું લખાવ્યું છે, તે સર્વને કહી સંભળાવો '

આનંદના અતિશય ઉલ્લાસથી દામોદરે તે–પરબીડીયામાં બંધ કરેલો અને માલવરાજની મુદ્રિકાની છાપથી અંકિત કરેલો–પત્ર પોતાના હાથમાં લીધો તેણે અધાતુરપણે પત્રને સાદ્યંત વાંચી લીધો અને પછી કહ્યું –" મહારાજ, માલવરાજે ગુજરાતના રાજાધિરાજ અને તેમના મંત્રીઓની નિંદા કરવા અર્થેજ આ પત્ર લખ્યો જણાય છે સાંભળો—આ પત્રમાં એક ગાથા લખેલી છે, જેનો અર્થ એવો છે કે ' જેણે ક્ષણ માત્રમાં મોટા મોટા ગજેન્દ્રના કુંભસ્થળ પોતાના હાથના પંજાથી ચીરી નાખ્યા છે તેથી જગતમાં મોટો પ્રતાપી દેખાતો સિંહરાજ–તેને મૃગના સમુદાયે વિગ્રહ પણ નથી ને સંધિ પણ નથી એમને માલવાના રાજાધિરાજ ભોજને લખવાનો એ અભિપ્રાય છે કે ગુજરાતનો રાજા વિદ્વાન નથી અને તેની પાસે રહેનાર મંત્રીઓ જીવ યા પાણનાર ભાજીખાઉ વાણીયા છે માટે ગુજરાતનું રાજ્ય લઇ લેવું એ અમારે મન કાંઇ ગણતરીમાં નથી, તેમ જો રાજા ભીમદેવમાં બુદ્ધિચાતુર્ય હોય તો મારી રાજધાનીમાં પોતે જાતે આવી મને છેતરી જાય તો હું તેની પ્રસંશા કરીશ "

ભીમદેવના ભોગી વિશાળ અંખો ઉપર્યુક્ત ગર્વના વચનો સાંભળી ક્રોધની જ્વાળાથી લાલ થઇ ગઈ તેણે એક હાથે મુછોના આંકડા

ચડાવતાં અને બીજે હાથ કમરમાં લટકતી તલવાર ઉપર મુકતાં કહ્યું— "કુળચંદ્ર મહેતા, હુ અત્યારસુધી જાણતો અને માનતો હતો કે માલવરાજ એક વિદ્વાન અને જ્ઞાની રાજા છે: પરંતુ તેના આ મિથ્યાભિમાન ભરેલાં વચનો સાંભળી મારી ખાત્રી થઇ છે કે તેનામાં બુદ્ધિનો એક અંશ પણ દેખાતો નથી. ગુજરાતના માજી મહારાજા દુર્લભરાજ અને મારા પૂજ્ય પિતા નાગરાજને શુકલતીર્થ જતાં માર્ગમાં માલવરાજે અહંકારમાં-આંધળા થઇ હેરાન કર્યા છે, તેનું વેર હજુ તાજુંજ છે અને તે હું કાંઇ ભૂલી ગયો નથી; તેમ છતાં ફરીથી ગુજરાતના રાજાધિરાજને અપમાન કરવાનું જે સાહસ માલવરાજે અભિમાનથી કર્યું છે, તેનો બદલો તે અવશ્ય લેશેજ."

કુળચંદ્ર અવનત મુખે સર્વ સાંભળી રહ્યો પ્રત્યુત્તર આપવા જેટલી હિમત તેનામાં નહોતી. ધર્મસિંહ, કલ્યાણચંદ્ર અને શ્રીદત્ત, પોતાની જાતિ માટે માલવરાજે જે શબ્દો લખાવ્યા હતા; તેથી ક્રોધથી બળું બળું થઇ રહ્યા હતા. ધર્મસિંહનો જુસ્સો દાબ્યો રહ્યો નહિ તેથી તેણે કહ્યું-"કુળચંદ્ર મહેતા, અમે તો જીવદયા પાળનારા અને ભાજીખાઉ વાણીયા છીએ, પણ યજ્ઞમાં નિર્દોષ અને મુગા પ્રાણીઓ બકરા આદિને હોમનાર જીવદયાના વિરોધી તમારા રાજાને કહેજો કે કાગળ ઉપર મોટી મોટી મિથ્યાભિમાનયુક્ત ગાથાઓ લખવામા કૌશલ્ય નથી, પરંતુ યુદ્ધના મેદાનમાં આવી જીવદયા પાળનારાઓના હાથનો સ્વાદ ચાખવામાંજ ખરી કુશલતા છે, માટે ભવિષ્યમાં આવનારા એ ઉત્તમ અવસરને માટે તૈયારી કરી રાખે !"

કુળચંદ્રથી ધર્મસિંહના ઉપરના વચનો સહન થઇ શક્યાં નહિ. તેણે તિરસ્કારથી જરા હસીને કહ્યું—"ધર્મસિંહ શેઠ, તમારી એવી ઇચ્છા હશે તો એ અવસર જેમ તુરત આવે તેમ કરવાને અમારા મહારાજને તમારી વતી વિનતિ કરીશ."

ધર્મસિંહ એ તીરસ્કારના વચનો સાંભળી ગર્વથી ઉભો થઈ ગયો. તેની બન્ને આંખોમાંથી અગ્નિ વર્ષતો હતો. તેણે મોટેથી કહ્યું:-સ્ત્રીઓના ટોળામા સહેલ કરનારા અને વિલાસી રાજા ભોજને કહેજો-અવશ્ય કહેજો કે રાજાધિરાજ ભીમદેવનો વાણીયો મંત્રી ધર્મસિંહ લડાઇના મેદાનમાં તમારૂં આતિથ્ય કરવાને તૈયાર થઇ રહ્યો છે; માટે એ અવસરને જેમ બને તેમ વહેલો લાવે."

ન્યાયમંત્રી કલ્યાણચંદ્ર પણ ક્રોધથી રાતો પીળો થઇને કાંઈ બોલવા જતો હતો એટલામાં ભીમદેવે તેને નહિ બોલવાનુ કહી પોતે જ કહ્યું:— કુળચંદ્ર મહેતા, સામન્તસિંહ સાથે તમે તમારા મુકામે હવે જાઓ પત્રનો ઉત્તર આવતી કાલે આપવામા આવશે."

કુળચંદ્ર તુરતજ ઉઠયો અને નમન કરી ચાલતો થયો સામન્ત તેની પછવાડે ગયો તે ગયા પછી ઘડીવાર શાંતિ પથરાઇ ગઇ દામોદર મહેતા જે અત્યારસુધી ચુપ બેઠો હતો, તેણે કહ્યું —" મહારાજ, રાજ્યગુરૂ રવિશર્મા, આવેત પ્રશ્નના ઉત્તરરૂપે એક ગાથા તૈયાર કરી શકશે ?"

ભીમદેવે ઉત્તર આપ્યો —" હા, રવિશર્મા, જ્યોતિષવેત્તા પ્રેમાનંદ પંડિત, રાજ્યકવિ વિગેરે સર્વ વિદ્વાનો જુદી જુદી ગાથા તૈયાર કરી કાલે પ્રભાતે વહેલા હાજર થાય, એમ ગોઠવણ કરો અને સર્વ મંત્રીઓએ પણ સવારમાં હાજર થવુ "

ભીમદેવ તુરતજ ઉઠયો અને મંત્રીઓ પણ ઉઠી મહારાજને નમન કરી ચાલતા થયા ભીમદેવ કાંઇક કામ પ્રસંગે અંતઃપુરમા પોતાની માતા પાસે જતો હતો, તેને વિનયથી રોકી દામોદર મહેતાએ કહ્યુ " મહારાજ, માનવરાજના વચનો અને માગણી સાભળી ને ? વાણીયા મંત્રીઓ માટે તેણે કેવા શબ્દો લખ્યા છે ? શ્રાવક મંત્રીઓનુ રાજ્યમા બહુ જોર છે, તે વિષે અન્ય દેશોમા આપણી નિંદા થાય છે આ કારણથીજ શ્રાવક મંત્રીઓના વધી પડેલા જોરને ઘટાડવા મે આપને પ્રથમ વિનતિ કરી હતી '

દામોદર મહેતાએ બરાબર લાગ સાધીને આ વાત—પોતાની ઇચ્છા કહી સભળાવી ભીમદેવ કાંઇ ઉત્તર આપ્યા વિના શાંતિથી ઉભો હતો. સામન્ત ત્યા આવી પહોચ્યો. તેને પણ શ્રાવકમંત્રીઓની વધી પડેલી સત્તા વિષે કહેવાનુ મન હતુ તે આવો દાવ આવેલો જોઇ બોલ્યો દામોદર મહેતાનુ કહેવુ મે સાભળ્યુ છે, મહારાજ, તેમની વાત વિચારવા જેવી તો છે "

ભીમદેવે જરા હસીને કહ્યુ " એ વિષે આપણે કોઇ યોગ્ય સમયે વાતચીત કરશુ હાલ તો જેમ ચાલે છે, તેમ ચાલવા દો "

ભીમદેવ, સામન્ત અને દામોદર મહેતા ત્યાથી છુટા પડયા દામોદર મહેતાનો પાસો સવળો પડયો જાણી તે બહુ ખુશી થયો હતો બીજી તરફ ધર્મસિંહ, કલ્યાણચંદ્ર અને શ્રીદત્ત શેઠ વિચારમા પડયા હતા માલવરાજે શ્રાવકોનુ જે અપમાન કર્યું છે, તેનો બદલો તો અવશ્ય લેવોજ જોઇએ, એમ તેમણે નિશ્ચય કર્યો શ્રીદત્ત શેઠે કહ્યુ " મને લાગે છે કે રવિશર્મા, જ્યોતિષવેત્તા પ્રેમાનંદ પંડિત અને રાજ્યકવિ વિગેરે બ્રાહ્મણો જે ગાથા તૈયાર કરી લાવશે, એ સહુ માનવાની હશે નહિ શ્રાવકોના અપમાનથી અંદરખાને તેઓ રાજી થતા હશે માટે આપણે આપણા આચાર્ય પાસે ગાથા તૈયાર કરાવી લઇ જઇએ અગર તો રાજસભામાજ તેમને લઇ જઇ ગાથા તૈયાર કરાવીએ તો આપણી લાજ રહેશે "

કલ્યાણચન્દ્રે કહ્યું. " તમારી વાત ખરી છે. સુરાચાર્ય મહાન્ વિદ્વાન અને બુદ્ધિશાળી છે, તેમની પાસે ગાથા તૈયાર કરાવીનેજ આપણે લઇ જવી અને મારી ખાત્રી છે કે મહારાજાને તે અવશ્ય પસંદ પડશે. "

ધર્મસિંહે કહ્યું " હા, હા. એ ઠીક છે, માટે ચાલો અત્યારેજ ઉપાશ્રયમાં જઈ મોટા આચાર્યને સર્વ વાતો નિવેદન કરીએ અને તેઓશ્રી જેમ સલાહ આપે તેમ કરીએ. "

ઉપર પ્રમાણે વિચાર કરી ઉપાશ્રય તરફ તેઓ ચાલ્યા. ઉપાશ્રયમાં જઇ મુખ્ય આચાર્ય દ્રોણાચાર્ય અને નાના સુરાચાર્યને વિધિપૂર્વક વંદણા કરીને બેઠા. પ્રથમ તો સંઘ સંબંધમાં કેટલીક વાતો ચાલી. તે પછી શ્રીદત્ત શેઠે બનેલી સર્વ હકીકત દ્રોણાચાર્યને કહી સંભળાવી અને વિનતિ કરી કે આપ અગર તો સુરાચાર્યજી માલવરાજાની ગાથાના સચોટ પ્રત્યુત્તરરૂપે એક ઉત્તમ ગાથા તૈયાર કરી આપો. નહિતર આપની ઇચ્છા હોય તો મહારાજ ભીમદેવને અમે વાત કરીએ કે અમારા આચાર્ય પાસે ગાથા તૈયાર કરાવો તો તેઓશ્રી ઉત્તમ ગાથા રચી આપશે. "

આચાર્યજીએ શ્રીદત્ત શેઠની સર્વ વાર્તા સાંભળી લીધા પછી કહ્યું—"તમને જેમ સુખ થાય તેમ કરી આપવાને મારી ઇચ્છા છે; માટે અંહીથી તૈયાર કરી ગાથા લઇ જવી હોય તો તેમ અને ભીમદેવ રાજાની સમક્ષમાં લઇ જઇ તૈયાર કરાવવી હોય તો તેમ પણ કરવાને અમને હરકત નથી. "

ધર્મસિંહે વિચારીને ઉત્તર આપ્યો. " અંહીથી તૈયાર કરી લઈ જવા કરતાં, મહારાજ ભીમદેવને કહી આપને રાજસભામાં પધારવાનું આમંત્રણ કરાવશું. "

દ્રોણાચાર્યે કહ્યું " તો ભલે સુરાચાર્ય ખુશીથી રાજસભામાં આવશે "

ત્રણે વંદણા કરી ઉઠયા. આચાર્યશ્રીએ ધર્મસાધના કરવાનો અને સમાજસેવાનો થોડો ઉપદેશ આપેલો તે વિષે વિચાર કરતાં પોતપોતાની હવેલીએ ગયા.



# પ્રકરણ ૧૨ મું

---

## ભીમદેવનો ઉત્તર

રાજ્યમહાલયમાં પ્રાતઃ પૂજાના ચોઘડીયા વાગી રહ્યા હતા. આઠ વાગ્યાનો સમય હતો. ગઈ કાલની જેમ આજે પણ ખાનગી ખંડના ઓરડામાં મંત્રીઓ અને વિદ્વાનોની સભા ભરાણી હતી. દામોદર મહેતાએ જે બ્રાહ્મણ વિદ્વાનો હતા, તે સર્વને ખાસ કરીને બોલાવ્યા હતા અને સર્વ પાસે ગાથા તયાર કરાવી હતી. તેના હર્ષની આજે સીમા નહોતી. શ્રાવકોનું જોર હવે અવશ્ય ઘટી જશે એમ તે માનતો હતો. રાજ્યગુરૂ રવિશર્મા, પંડિત, રાજ્યકવિ અને અન્ય બ્રાહ્મણ વિદ્વાનો આનંદના અતિશય ઉલ્લાસથી મુખમાં હસતા હતા અને અન્યોઅન્ય મશ્કરીના રૂપમાં મર્મ વચનો બોલી શ્રાવક મંત્રીઓને ચીડવવાનો પ્રયાસ કરતા હતા. ધર્મસિંહ, કલ્યાણચંદ્ર અને શ્રીદત્ત તેઓના આ મિથ્યાડંબરને માટે તીરસ્કાર દર્શાવતા હતા. તેમને ખાત્રી હતી કે સૂરાચાર્ય સમાન પાટણમાં કોઈ વિદ્વાન નહોતું. તેથી તેઓના મનમાં પૂરતો સંતોષ હતો. સાડા આઠ વાગતાંજ ભીમદેવ અને તેની પછવાડે સામન્તસિંહ આવી પહોંચ્યો. સભાસદોએ ઉભા થઈને પોતાના રાજાને માન આપ્યું. ભીમદેવે આસન ગ્રહણ કર્યું કે સર્વ પોતપોતાને સ્થાને બેસી ગયા. હાજર રહેલા સર્વનું તેણે અવલોકન એક વખત કરી લીધું. પોતાના રાજ્યમાં આવા બધા વિદ્વાનો વસે છે, એ જાણી તેને સંતોષ થયો.

"મહેતાજી," ભીમદેવે દામોદર અમાત્યને કહેવા માંડ્યું. "ગાથા કોણ કોણ તૈયાર કરી લાવ્યું છે?"

"જી" દામોદરે કહ્યું. "અહીં હાજર રહેલા સર્વ વિદ્વાનો એક એક ગાથા તયાર કરી લાવ્યા છે. આપને જે પસંદ પડે તે સ્વીકારીએ."

"એક પછી એક એમ અનુક્રમે સર્વ ગાથા વાંચી જાઓ. એટલે તેમાંથી કઈ પસંદ કરવી, એ પછીથી કહીશ." ભીમદેવે આજ્ઞા કરી.

દામોદર મહેતાએ એક પછી એક વાંચવા માંડી. ભીમદેવ ધ્યાન પૂર્વક તેને સાંભળતો હતો. બધી ગાથા વંચાઈ રહી એટલે દામોદર મહેતાએ કહ્યું "મહારાજ, આપને કઈ ગાથા પસંદ પડી? મને તો રાજ્યગુરૂ રવિશર્માએ રચેલી ગાથા બહુ ઉત્તમ જણાય છે." એમ કહીને ફરીથી તે ગાથા તેણે વાંચી સંભળાવી.

"હા" ભીમદેવે કહ્યું: "અન્ય ગાથાઓ કરતાં તે ઠીક છે; પરંતુ પૂરી રીતે તેમાંથી મને એક પસંદ પડી નથી. ભોજના દરબારમાં અનેક વિદ્વાન પંડિતો છે અને તેમાં આપણી કસોટી થવાની છે: માટે કોઈ પણ રીતે સર્વોત્તમ ગાથા તૈયાર કરવાની અગત્ય છે. અહીં હાજર થએલા વિદ્વાનો સિવાય બીજા વિદ્વાનો નથી શું?"

"મહારાજ, અમારા જૈન સાધુ દ્રોણાચાર્ય અને સુરાચાર્ય સમર્થ વિદ્વાનો છે અને તેઓશ્રી સચોટ અને ઉત્તમ ગાથા રચી આપશે, પણ તેમને આમંત્રણ કરવામાં આવેલું નથી." ધર્મસિંહે કહ્યું.

દામોદર મહેતા, ભીમદેવે જરા કડકાઈથી કહ્યું, "દરેક વિદ્વાનોને આમંત્રણ આપવાની આજ્ઞા આપવામાં આવેલી હોવા છતાં તેમને કેમ આમંત્રણ આપેલું નથી.?"

"મારી ભુલ થઈ છે. તે બન્ને આચાર્યોને આમંત્રણ કરવાનું હું કેવળ વીસરી ગયો છું." દામોદર મહેતાએ પોતાની ભુલ કબુલ કરતાં કહ્યું.

"કલ્યાણચંદ અને સામન્તસિંહ, તમે બન્ને અત્યારેજ ઉપાશ્રયે જાઓ અને બન્ને આચાર્યોને માન સહિત તેડી લાવો, એમાંથી એક આવે તો પણ હરકત નથી,"

મહારાજાની જેવી આજ્ઞા, એમ કહી કલ્યાણચંદ અને સામન્ત બન્ને તુરતજ ઉપાશ્રયે ગયા અને બન્ને આચાર્યોને વંદણા કરી ભીમદેવની ઇચ્છા કહી બતાવી અને સભામાં આવવા માટે આગ્રહ કર્યો.

"મહારાજાએ અમને યાદ કર્યા તે માટે બહુ ખુશી થયો છું." દ્રોણાચાર્યે કહ્યું. "તેમણે શું કારણથી અમને તેડાવ્યા એ વિષે પણ હું જાણું છું. સુરાચાર્ય તમારી સાથે આવે છે. તે મહારાજાની ઇચ્છા પ્રમાણે ગાથા રચી આપશે."

"જેવી આપની ઇચ્છા." એમ કહી કલ્યાણચંદ્રે તથા સામન્તે સુરાચાર્યને સભામાં આવવાની વિનંતિ કરી ગુરૂની આજ્ઞા લઇ સુરાચાર્ય રાજસભામાં આવ્યા. ભીમદેવે તેમને માન સહિત આસન આપ્યું અને વિનતિના રૂપમાં કહ્યું. "આચાર્યજી, માળવરાજ ભોજે ગુજરાતના રાજા અને મંત્રીઓની નિંદા કરવા માટે એક ગાથા લખાવીને મોકલી છે, તેના ઉત્તરમાં અહીંથી એક ગાથા રચાવીને ભોજને મોકલવી છે. અહીં હાજર રહેલા અન્ય સર્વ વિદ્વાનો અને પંડિતો ગાથા તૈયાર કરી લાવ્યા છે; પરંતુ તે સર્વમાંથી મને એક પણ પસંદ પડતી નથી. માટે આપ વિદ્વાન અને શાસ્ત્રના જ્ઞાતા છો તેથી એક સર્વો-

તમે ગાથા રચી આપો " એમ કહી ભીમદેવે માળવરાજની આવેલી ગાથા સુરાચાર્યને વાંચવા માટે આપી

સુરાચાર્યે માળવરાજની ગાથા વાંચી લીધી અને તેને ભીમદેવને પાછી આપતાં કહ્યું ' માળવાનો રાજા ભોજ આટલો બધો અભિમાની થઈ ગયો છે, એ હું અત્યારેજ જાણું છું ગુજરાતના રાજા અને શ્રાવક મંત્રીઓની તેણે નિંદા કરવા ખાતરજ આ માલુમ કર્યું છે એ ગાથાના ઉત્તરરૂપે એક ગાથા હું તૈયાર કરી આપું છું " એમ કહી તેમણે થોડીવાર વિચાર કરી મનમાંજ એક ગાથા તૈયાર કરી કહ્યું " ગાથા હું બોલી જાઉં છું માટે તે ઉતારી લ્યો."

ભીમદેવે દામોદર મહેતાને લખી લેવાને કહ્યું એટલે સુરાચાર્ય બોલ્યા ' અંધક રાજાના પુત્રો ધૃતરાષ્ટ્રરાજાના પુત્રો કૌરવોને કાળરૂપ જેવે નિપજ્યો તે ભીમ સર્વ જગતમાં પ્રસિદ્ધ છે જેની ગણનામાં તે રાજાના સો પુત્રો પણ ન આવ્યા એટલે દુર્યોધનાદિક સો ભાઈઓનો જેણે ચૂરો કરી નાખ્યો તે ભીમને માળવાના રાજા ભોજ એકલાની શી ગણતરી હોય ' એટલે ચંદ્રવંશમાં આવેલા યાદવકુળમાં એક અંધક નામનું કુળ છે તે રાજાની ઉપર પગમાં જ્યારે ઉત્પન્ન થયેલ છે માટે તેનું જ્ઞાનરૂપ અંતરનેત્ર ફુટેલું જણાય છે અને મિથ્યા અહંતાથી બહાર પણ બરાબર દેખી શકતો નથી એમ બે પ્રકારે અંધ થયેલા રાજા ભોજ માત્ર અમારી કૃપાથીજ વિદ્યમાન છે ભોજ જેવા અનેક રાજાઓ જેણે વશ કર્યા છે તેવા ગુજરાતના રાજાધિરાજને ભોજની કશી ગણતરી છેજ નહિ "

સુરાચાર્ય બોલી રહ્યા એટલે રાજા ભીમદેવ બહુ પ્રસન્ન થયો અને સુરાચાર્યના તેણે સભામાંજ બહુ પ્રશંસા કરી ભીમદેવે બ્રાહ્મણ વિદ્વાનોની ગાથા પસંદ ન કરી અને એક જૈન આચાર્યની પસંદ કરી તેથી દામોદર મહેતા અને ગરિદર્માં અંતરમાં ચીડાયા, પરંતુ બહારથી રાજાની હામાં હા મેળવતા તેમણે સુરાચાર્યની ગાથાની પ્રશંસા કરી

તે ગાથામાં છેવટે ઉમેરાયું કે તમારા જેવા મિથ્યાભિમાની રાજાની પ્રશંસાની ગુજરાતના રાજાને કાંઈ દરકાર નથી, પરંતુ ગુજરાતના રાજામાં કેટલું સામર્થ્ય છે, તે એ વખત જરૂર મનાવી આપશે ગાથા પુરી થઈ એટલે તેને એક પરબીડીયામાં બંધ કરી તે ઉપર પોતાની મુદ્રિકાની મહોરછાપ મારી ભીમદેવે દામોદર મહેતાને કહ્યું " કુળચંદ્રને હવે બોલાવો અને આ પત્ર આપી તેને માળવા જવાની રજા આપો '

તુરતજ એક પ્રતિહારી માળવાના મંત્રી કુળચંદ્રને બોલાવી લાવ્યો કુળચંદ્ર આવ્યો તેને યોગ્ય જગાએ બેસાર્યો પાટણના વિદ્વાનોની સભા

જોઇ તે આશ્ચર્ય પામ્યો પાટણમાં પણ અનેક વિદ્વાનો વસે છે એમ તેને ખાત્રી થઇ. દામોદરે કહ્યું " કુળચંદ્ર મંત્રી, અમારા મહારાજા તરફથી માલવરાજને આપવાનો ઉત્તર તૈયાર છે. લ્યો આ પત્ર માલવરાજને આપજો અને વિશેષમાં કહેજો કે માલવાનેજ સાચવીને બેસી રહો. વિના કારણ સુતેલા સિંહને જગાડશો તો તેમાં સાર નથી. " એમ કહી દામોદરે કુળચંદ્રના હાથમાં પત્ર મુક્યો.

કુળચંદ્રે કહ્યું: " મહારાજ, હવે મને જવાની આજ્ઞા છે ? "

" હા. તમને હવે રજા છે. " ભીમદેવે આજ્ઞા આપી અને દામોદર મહેતાને કહ્યું. " કુળચંદ્રને જવાની સર્વ પ્રકારની ગોઠવણ કરી આપજો. "

કુળચંદ્ર નમન કરી તુરતજ ઉઠ્યો અને સીધો પોતાના ઉતારે ગયો. થોડીવાર અન્ય ચર્ચા ચાલી અને પછી ભોજની રાજસભામાં પંડિતો વિષે વાર્તા નીકળી. એ રીતે આડી અવળી અડધોએક કલાક વાર્તા ચાલી. તે પછી ભીમદેવની આજ્ઞાથી પ્રતિહારીએ સભા બરખાસ્ત કરી. સર્વ વિદ્વાનો અને મંત્રીઓ ચાલતા ગયા. ભીમદેવ, દામોદર મંત્રી, સંગ્રામસિંહ અને સામન્ત એ ચાર જણ પાછળ રહ્યા હતા. રાજ્યના અનેક કાર્યો સંબંધમાં વાતો તેમના વચ્ચે ચાલતી હતી એટલામાં પ્રતિહારીએ આવીને કહ્યું: " મહારાજ. દેશાવરમાં ફરતો આપણો એક દૂત આપ હજુર આવવાની આજ્ઞા માગે છે.

ભીમદેવે કહ્યું: " આવવા દે. "

દૂત નમન કરી સામે ઉભો રહ્યો. ભીમદેવે પૂછ્યું: " શું ખબર છે ? "

દૂતે ફરીથી નમન કરી કહ્યું " મહારાજ. સિંધુ અને ચેદિ દેશના રાજાઓ આપની આજ્ઞા માનતા નથી. તેઓ બન્ને આપની કીર્તિને ધિક્કારે છે. તેઓએ ગુજરાતના મહારાજા અને મંત્રીઓની નિંદાના ગ્રંથો રચાવ્યા છે. આ રાજાઓની ધારણા જેવી મોટી છે તે પ્રમાણે તેઓ બળવાન પણ છે. સિંધુ દેશના રાજાએ ઘણાં રાજાઓને વશ કર્યા છે; તેથી તે બહુ અહંકારમાં આવ્યો છે. આ વાર્તા મ્હારા સાંભળવામાં આવી કે તુરતજ આપને ખબર આપવા આવ્યો છું. "

ભીમદેવે સર્વ વાર્તા સાંભળી. તેને અતિશય ક્રોધ થયો. ક્રોધના આવેશથી તેણે સંગ્રામસિંહ સામે જોયું. સંગ્રામસિંહે કહ્યું: " મહારાજની આજ્ઞા હોય તો અત્યારેજ સિંધુ અને ચેદિ દેશ ઉપર ચડાઇ કરવાને સેના લઇને જવાને તૈયાર છું. "

"હા, મ્હારી ઇચ્છા પણ તેવીજ છે. સિંધુ, ચેદિ અને માળવાના રાજાઓને આપણે આપણા હાથ બનાવવા જોઈએજ, પરંતુ હાલ તુરત ચઢાઈ લઈ જવાની જરૂર નથી. મ્હારે એક કાર્ય કરવાનું છે તે કર્યા પછી હું જાતેજ ચઢાઈમાં આવીશ. માટે આપણી સર્વ સેનાને તાલીમ આપી તૈયાર કરી રાખો." ભીમદેવે પોતાની ઇચ્છા [illegible] આજ્ઞા આપી.

દૂત તરફ જોઈ ભીમદેવે કહ્યું: "એક બે દિવસ રોકાઈ તું પાછો ત્હારા કાર્ય ઉપર ચાલ્યો જજે. સમજ્યો ને?"

"આપની આજ્ઞા માન્ય કરું છું." એમ કહી દૂત ચાલ્યો ગયો. ભીમદેવ અંતઃપુરમાં જવાને તૈયાર થયો એટલે સર્વ નમન કરી ચાલતા થયા.



# પ્રકરણ ૧૩ મું.

## ભોજની વિલાસપ્રિયતા.

પ્રાતઃકાળના રમણીય સમયે ધારા નગરીનો રાજા ભોજ, પોતાની રાજસભાના પંડિત ધનપાળ અને કાળીદાસ સાથે નગર બહાર આવેલા પોતાના બાગમાં હાસ્ય-વિનોદની વાર્તા કરતો આનંદથી બેઠો હતો. રાજા ભોજ મહાન્ વિદ્વાન તેમજ વિલાસી પણ હતો. વિદ્વાનોની તે બહુ કદર કરતો હતો. કોઈ પણ વિદ્વાનને તે દાન આપ્યા સિવાય રહેતો નહિ. તેની કીર્તિ ચોતરફ ગવાતી હતી. ભોજ પોતાનો ઘણો ખરો સમય પોતાના પંડિતો સાથે બાગમાં ગાળતો હતો. હમેશાના નિયમ પ્રમાણે આજે પણ તે ધનપાળ તથા કાળીદાસ સાથે બાગમાં બેઠો હતો. નાના પ્રકારના અનેક વૃક્ષોથી અને પુષ્પના છોડવાથી બાગ ખીલી ઉઠ્યો હતો. તેની વિશાળતા પણ અપૂર્વ હતી. બાગમાં જ્યાં ત્યાં બેસવાના વિરામાસન ગોઠવેલા હતા. પ્રભાતનો સમય હોવાથી બાગની શોભા મનોરંજક હતી. કાળી કોયલ આંબાના વૃક્ષ ઉપર બેસી પંચમ સ્વરથી આલાપ કરી રહી હતી, અને અનેકવિધ પક્ષીઓ પોતપોતાની મનોરમ ભાષામાં કીલકીલાટ કરી રહ્યા હતા. આ સમયે ભોજ એક આમ્રવૃક્ષ નીચે રેશમી ગાદી તકીઆ ઉપર અઢેલીને આડો પડ્યો હતો. ધનપાળ અને કાળીદાસ સામે બીજી ગાદી ઉપર બેઠા હતા. એટલામાં પ્રતિહારીએ આવી નમન કરી કહ્યું "મહારાજ, કાશ્મીર દેશમાંથી આપની કીર્તિ સાંભળી આવેલું એક કુટુંબ આપની હજુર આવવાની આજ્ઞા માગે છે."

ભોજે કહ્યું: " આવવા દે."

પ્રતિહારી નમન કરી ચાલ્યો ગયો અને દ્વાર પાસે ઉભા રહેલા કુટુંબને ભોજ પાસે લઇ આવ્યો. કુટુંબના સર્વે માણસોએ રાજાને નમન કર્યું અને રાજાની આજ્ઞાની રાહ જોતાં ઉભા રહ્યા. રાજાએ તેમાંના મુખ્ય પુરૂષને એક પદ કહ્યું. " અસારમાંથી સાર કાઢી લેવો." આ પ્રકારનું રાજાનું સમસ્યા પદ સાંભળી તે મુખ્ય પુરૂષે કહ્યું: " અસાર રૂપ ધનથી દાનરૂપ સાર ઉપાર્જન કરી લેવો તેમજ વાણીથી સત્યપણું તથા આયુષ્યથી કીર્તિ તથા ધર્મ એમજ અસાર એવા શરીરથી પરોપકારરૂપી સાર કાઢી લેવો.

ભોજ આ વચનો સાંભળી ખુશી થયો અને તેણે ત્યાં તે કુટુંબ માહેના બીજા યુવાન પુરૂષને બોલતું બીજું તથા ત્રીજું પદ સમસ્યા પુરવા કહ્યું. રાજાનું વચન સાંભળી તે યુવાને કહ્યું. " મહારાજા, તમારા પ્રતાપરૂપી અગ્નિ હિમાલય નામે પર્વતોનો રાજા પાણી થઇ ગયો આ દુઃખથી તેની અર્ધાંગના મેનકાએ પોતાનું પતિ-વિરહાગ્નિથી બળતું શરીર નવા અંકુરયુક્ત પાંદડાની શય્યામાં ભરી રાખ્યું છે."

આ પ્રકારની સમસ્યા પુરાયા પછી રાજાએ ત્યેષ્ઠ પુરૂષની સ્ત્રીને સમસ્યા પૂછી કે ' હું તે દુધ કોને પાઉં ? '

એ પ્રકારનું રાજાનું સમસ્યા પદ સાંભળી તે સ્ત્રી બોલી. " જ્યારે રાવણ જન્મ્યો ત્યારે તેનું એક શરીર ને દશ મુખ જોઇને તેની જનેતા ગભરાઇ ગઇ કે હું તે હવે કયા મુખને દુધ પાઉં એટલે ધવરાવું ?"

ભોજે ફરીથી યુવાન્ પુરૂષની સ્ત્રીને પૂછ્યું: ' હવે મારે કોને ગળે વળગવું ?'

રાજાની સમસ્યા સાભળી તે યુવતીએ ઉત્તર આપ્યો: " કોઇ માનિની સ્ત્રીએ પોતાના વિરહ-વ્યાકુળ પતિનો તિરસ્કાર કર્યો તેથી તે બીચારો નિરાશ થઇ પાછો ગયો. ત્યારપછી એ માનિની સ્ત્રી કામાગ્નિથી બળવા લાગી અને પોતાની સખીને પૂછ્યું કે, હવે મ્હારે કોને ગળે વળગવું એટલે મ્હારે હવે કોને આલિંગન કરવું ?"

રાજા તે યુવતીનાં વચનો સાંભળી અત્યંત ખુશી થયો તે ટોળામાં એક અતિ રૂપવાન પંદરેક વર્ષની બાલિકા હતી. તેના સામે જોઇ રાજા કાંઇ સમસ્યા પૂછવા ગયો પણ તેના રૂપથી મોહિત થયેલા રાજાના મુખમાંથી એક શબ્દ પણ નીકળ્યો નહિ. રાજાની અવસ્થા તે બાલિકા સમજી ગઇ તેથી તે પોતેજ બોલી, " મહારાજા, શત્રુકુળનો નાશ કરવો એ શૌર્યનો અવધિ છે. આ આખું બ્રહ્માંડરૂપી પાત્ર ભરાઇ જાય એ યશનો અવધિ છે, સુતરનો એક તાંતણો પણ ન રાખતાં જે માગે તે આપી દેવું એ દાનનો અવધિ છે, સમુદ્ર એ પૃથ્વીનો

અવધિ છે, ઇષ્ટની અચિંતિત ભ્રાન્ત કરવી એ શ્રદ્ધાનો અવધિ છે એમ સર્વ વસ્તુનો અવધિ છે, પરંતુ આપના ગુણનો અવધિ નથી ”

ભોજ તે સુંદર બાલિકાની ચતુરાઈ જોઈ અત્યંત પ્રસન્ન થયો અને તેમને સર્વને રહેવા ખાવા વિગેરેની સર્વ પ્રકારની ગોઠવણ કરી આપવા પ્રતિહારીને આજ્ઞા કરી તે કુટુંબના જ્યેષ્ઠ પુરુષને તેણે કહ્યું હાલ તો તમે સર્વ જાઓ. યોગ્ય સમયે હું તમને પાછા બોલાવીશ ” તેઓ સર્વ ચાલ્યા ગયા પછી ભોજે કાળીદાસને વિનોદથી પૂછ્યું “ કાળીદાસ, તે સુંદરી બાલિકાના સ્તનમંડળની શોભાનો તો અવધિ જ નથી ” — , , ,

કાળીદાસે હસીને કહ્યું “ ખરે છે મહારાજ, સ્તનમંડળની ઉંચાઈનો અવધિ ચિબુક પર્યંત છે, એના મધ્યના અવધિ હાથના મૂળ પર્યંત છે; એનો વિસ્તારનો અવધિ હૃદય પર્યંત છે, એની પરસ્પર મજબૂતનો અવધિ કમલના તાંતણાનો પણ બેની વચ્ચે પ્રવેશ ન થાય એ છે, એના સુંદર વર્ણનો અવધિ સુવર્ણ સરખી ઉપમા આપવી એ છે, એની કઠિનતાનો અવધિ વજ્રભૂમિની ઉપમા આપવી એ છે, પરંતુ એ સ્તનમંડળના લાવણ્યનો તો અવધિજ નથી

કાળીદાસે કરેલું સ્તનમંડળનું વર્ણન સાંભળી ભોજ ખડખડાટ હસી પડ્યો તે સમયે ગુજરાતમાં ગયેલો કુળચંદ્ર મંત્રી આવી પહોંચ્યો રાજાને નમન કરી તે ધનપાળ પાસે બેઠો. રાજાએ પૂછ્યું “ કુળચંદ્ર મહેતા, ભીમદેવની રાજસભાની શું ખબર છે ? પત્રનો ઉત્તર લાઈ લાવ્યા છો કે નહિ ? ”

કુળચંદ્રે ઉત્તર આપ્યો “ મહારાજ, ભીમદેવની રાજસભા પણ જેવી તેવી નથી તેની સભામાં પણ અનેક વિદ્વાનો છે શ્રાવક મંત્રીઓનું ત્યાં ઘણું જોર છે આપણા પત્રથી તેઓ ઘણા ગુસ્સે થયા છે અને આપને કહેવરાવ્યું છે કે યુદ્ધની તૈયારી કરી રાખો. પત્રનો ઉત્તર ભીમદેવે આપેલો છે આ રહ્યો તેનો પત્ર ” એમ કહીને કુળચંદ્રે પત્ર ભોજની સમક્ષ મૂક્યો ભોજે પોતેજ પત્ર લીધો અને તેને અથેતિ વાચી તે આશ્ચર્ય પામ્યો તેની મુખમુદ્રા ઉપર ક્રોધનો આવિર્ભાવ જણાવા લાગ્યો તેણે પત્રને ધનપાળ તરફ ફેંકીને કહ્યું “ ગુજરાતના પંડિતો પણ મ્હારા પંડિતો કરતા ઉતરે તેવા નથી પરંતુ સરખામણીમાં ચડે તેવા છે ,આ ઉત્તર ભીમદેવના કયા વિદ્વાને રચ્યો છે, તે તમને ખબર છે, મહેતા ? ”

“ જી હા, ” કુળચંદ્રે કહ્યું, “ શ્રાવકોના સુરાચાર્ય નામના ત્યાં એક આચાર્ય છે, તેમણે આ શ્લોક રચ્યો છે, એમ મને દામોદર મંત્રીએ કહ્યું હતું ”

‘ જૈન આચાર્યમાં આટલી વિદ્વતા છે ? ” ભોજે આશ્ચર્યથી કહ્યું,

" સુરાચાર્યને અહીં બોલાવી તેમની પરીક્ષા કરવી જોઇએ. કેમ ધન-પાળ ?"

" મહારાજની જેવી ઇચ્છા. સુરાચાર્ય એક સમર્થ વિદ્વાન છે અને તેમની સામે આપણી સભાનો કોઇપણ વિદ્વાન ટક્કર લઇ શકે તેમ મને જણાતું નથી" ધનપાળે કહ્યું.

" જોઇ લેશું. પણ અત્યારેજ એક દૂત ગુજરાત તરફ મોકલો અને રાજા ભીમદેવને લખો કે, સુરાચાર્યની વિદ્વતાથી અમે બહુ ખુશી થયા છીએ અને એવા વિદ્વાન આચાર્યના દર્શન કરવા અમે આતુર છીએ, માટે અમારી વતી તેમને ધારાનગરીમાં આવવાની વિનતિ કરજો." ભોજે આજ્ઞા કરી.

" મહારાજની આજ્ઞા પ્રમાણે અમલ કરૂં છું " એમ કહી કુળચંદ્ર મંત્રી ત્યાંથી ચાલ્યો ગયા. ભોજ, ધનપાળ અને કાળીદાસ સર્વે ત્યાંથી ઉઠી નગર તરફ ચાલ્યા. ભોજ પોતાના રાજ્ય મહાલયમાં ગયો. તેના અવસ્થા વિચિત્ર પ્રકારની થઇ પડી હતી. જ્યારથી તેણે પેલી કાશ્મીર દેશની રૂપવતી બાલિકાને જોઇ છે, ત્યારથી તેનું ચિત્ત પરવશ બની ગયું છે. ભોજ વિદ્વાન છે, ગુણી છે, ચતુર છે, અને માલવાનો રાજાધિ-રાજ છે. તેણે અનેક શત્રુ રજાઓને વશ કર્યા છે, પરંતુ એક મહાન શત્રુને જીતી શક્યો નહોતો. મોહાંધ થઇ તેણે અનેક રૂપવતી સ્ત્રીઓથી અંતઃપુર ભરી કાઢ્યું હતું. અનગના આવેશમાં અનેક રૂપવતી અંગ-નાઓને તેણે ભોગિની સ્ત્રીઓ તરીકે રાખેલી હતી. રૂપ અને લાવણ્યની પિપાસા એવીજ છે. રાજા ભોજે અનેક રૂપવતી લલનાઓના અનુપમ લાવણ્યનું પાન કર્યું હતું, પરંતુ તેની એ દુર્જય તૃપા હજુ શાંત થઇ નહોતી.

રાજા ભોજ અત્યારે પોતાના મહાલયના એક ખંડમાં બેઠો હતો. આ ખંડને તેણે આનંદગૃહ નામ આપ્યું હતું. ખંડ બહુ મોટો નહોતો પણ તેની સુંદરતા અલૌકિક હતી. અનેક પ્રકારના સુંદર રંગોથી અને દિવાલ ઉપર દોરેલાં ચિત્રોથી તેની શોભા મનોહારી હતી. તેમાં વિવિધ જાતિના આસનો ગોઠવવામાં આવેલાં હતાં અને તેના ઉપર કીનખાબના ગાદી તકીઆ મૂકવામા આવ્યા હતા. એક વિરામાસન ઉપર ગાલે હાથ ટેકવી ભોજ આડો પડ્યો હતો. બે સુંદર અને નવજુવાન યુવતીઓ પંખા-વતી તેને પવન નાંખતી પાસે ઉભી હતી. સર્વ જાતિના ઉપભોગની વસ્તુઓ પાસે હાજર છતાં ભોજને તેના સેવનથી અત્યારે શાંતિ થાય તેમ નહોતુ. તે પેલી તરૂણ રૂપવતી બાલિકાના સંસર્ગ સુખને ઇચ્છતો હતો. રાજ-સભામાં જવાનો સમય થયો તો પણ તે ત્યાંથી ઉઠયો નહિ. જમવાની

પણ તેણે ના કહાવી દીધી મત્માનન્દ અને ત્યારપછી મત્માનાન્દ થયો તો પણ તે જેમનો તેમ એ જ સ્થળે દયાજનક સ્થિતિમા પડ્યો હતો ધન પાળ, કાળીદાસ વિગેરે પંડિતો તેની પાસે આવવાને અને તેને સાંત્વન આપવાને આતુર હતા પણ કોઈને તેની પાસે આવવાને આજ્ઞા આપી નહિ આવી સ્થિતિમા રાત્રી પડી આકાશમા ચન્દ્ર ખીલી ઉઠયો હતો. ચન્દ્રની શીતળતાથી ભોજનુ મન વિશેષ ખીન્ન થયુ તેનાથી પોતાનુ દુ ખ હવે સહન થઇ શકે તેમ નહોતુ, તેથી તે ગુપ્તવેશ પરિધાન કરી પોતાના એક વિશ્વાસુ સેવકને સાથે આવવાનુ કહી રાજમહાલય બહાર નીકળી પડ્યો નગરચર્ચા જોવા માટે ઘણીવાર ભોજ આવી રીતે રાત્રીએ ફરવા નીકળતો હતો એટલે સેવકને કશુ આશ્ચર્ય થયુ નહિ ભોજ જ્યારે નગરચર્ચા જોવાને નીકળતો ત્યારે નગરમા આમતેમ ચોતરફ ફરતો હતો, પણ આજ તો તે સીધો નગરના દરવાજા તરફ ચાલ્યો દરવાજો હજુ બંધ થયો નહોતો તેથી કોઈપણ પ્રકારની અડચણ વિના બહાર નીકળી ગયો અને બહાર આવેલી એક ધર્મશાળા (પથિકાશ્રમ) તરફ ચાલ્યો ભોજનો સેવક તેની પછવાડે પછવાડે ઉતાવળો ઉતાવળો ચાલ્યો જતો હતો તે રાજાને અત્યારના સમયે ધર્મશાળા તરફ જતો જોઇ આશ્ચર્ય પામ્યો નહિ કારણકે ધર્મશાળામા અનેક પરદેશી આવીને ઉતરતા હતા, તેથી તેઓ કોણ છે અને નવીન પ્રકારની શુ વાતો કરે છે તે જાણી લેવાના હેતુથી વારવાર ભોજ ત્યા રાત્રીના સમયે આવતો હતો, આજે પણ કોઇ એવાજ હેતુથી તે ત્યા જતો હશે, એમ માની સેવક નિશ્ચિતપણે ચાલ્યો જતો હતો ધર્મશાળામા પેસીને રાજા ભોજ એક ચોક્કસ સ્થળ તરફ ગયો ધર્મશાળા વિશાળ હતી અને તેમા પરદેશી મુસાફરો માટે ઉત્તમ પ્રકારની સગવડતા કરવામા આવી હતી રાત્રીનો પ્રથમ પ્રહર હતો ચન્દ્રનુ અજવાળુ પૂર બહારમા પ્રસરી રહ્યુ હતુ ઘણાખરા પથિકો નિદ્રાધિન થઇ ગયા હતા માત્ર જે ચોક્કસ સ્થળ તરફ રાજા ગયો હતો ત્યા એક સુન્દરી તરૂણી બાળા જાગતી બેઠી હતી ઘડીમા તે ઉઠીને આમતેમ ફરતી હતી અને ઘડીમા આકાશમા આવેલા ચન્દ્ર પ્રત્યે જોઇ કાઈક અસ્પષ્ટ શબ્દો બોલતી હતી, ભોજે પોતાના સેવકને ધર્મશાળાના દરવાજા ઉપર રોકાવાનુ કહી તેણે આગળ ચાલવાનુ શરૂ કર્યું અને પેલી તરુણ બાળાને બરાબર જોઇ શકાય તેવી રીતે નજીક જઇને ગુપ્તપણે તે ઉભો રહ્યો તે તરુણ બાળાના મનની સ્થિતિ શુ હશે અને મોડી રાત સુધી તે કેમ જાગતી હશે, તે વિષે આપણે કશી કલ્પના કરી શકીએ તેમ નથી તે બાળા ચન્દ્રમા સામે જોઈ બોલી ઉઠી–"આ ચન્દ્ર, જે સ્ત્રીઓ પોતાના પ્રિયતમ સહિત રાત્રીને એક ક્ષણની પેઠે નિર્ગમન કરે છે અને શાંતિ કરનાર છે, પણ વિરહી સ્ત્રીઓને તો અગ્નિના જેવો સતાપ ઉપજાવનાર છે"

ભોજ એક ધ્યાનથી તેના પ્રત્યેક શબ્દોને સાંભળતો ગુપ્તપણે હજુ જેમને તેમ ઉભો હતો, બાલા ફરીથી બોલવા લાગી. "અહો ! સૌંદર્યના સાગરને શું હું મેળવી શકું ? મારી કેવી દુરાશા છે ! મનને રોકવાનો હુ ઘણો પ્રયાસ કરૂ છું, પણ મર્કટ જેવું બનેલું મન કેમે કરી રોકાતું નથી. તેઓ મને જોઇ મુગ્ધ થયા હોય એમ તે સમયે મને જણાતુ હતુ. મ્હારા પ્રત્યે તેઓ એક દૃષ્ટિએ જોઇ રહ્યા હતા, પણ તેથી શું એમ કહી શકાશે કે તેઓ મને ચાહે છે ? મ્હારામાં એવું શું રૂપ બળ્યું છે કે તેઓ મ્હારા પ્રત્યે જોઇ રહ્યા હશે ? અરે પરમાત્મા ! હે વિભુ ! મ્હારૂં એવું સદ્‌ભાગ્ય ક્યાંથી કે માલવાના અધિપતિ રાજા ભોજની હું એક દાસી પણ થઇ શકું ?"

"જે ખરા અંતઃકરણથી ભોજની દાસી કે સ્ત્રી થવા ઇચ્છે છે, તેને તે તે કદિ નિરાશ કરતો નથી." એમ કહેતો રાજા ભોજ તે બાળાની સામે આવી ઉભો રહ્યો. અન્યોઅન્ય બન્ને ઓળખતાં હતાં. ખુદ રાજા ભોજને પોતાની સન્મુખ આવી ઉભેલો જોઇ બાળા શરમથી લજવાઇ ગઇ. તે અવનત મુખ કરીને સંકોચ પામતી જરા દૂર ઉભી રહી.

"સુંદરી, શા માટે સંકોચ પામે છે ? શા માટે શરમાય છે ? તારા દરેક શબ્દો મે ગુપ્ત રીતે ઉભા રહીને સાંભળ્યા છે. હું માલવાનો અધિપતિ ભોજ તને અંતઃકરણથી ચાહું છું અને તને મ્હારી દાસી નહિ પણ સ્ત્રી કરીને રાખવા આતુર છું." ભોજે ખરી હકીકત દર્શાવી.

તે બાળા અત્યંત ખુશી થઇ. જેનું એક ચિત્તથી તે ચિંતન કરતી હતી તે આમ અચાનક આવી મળશે અને પોતાનો સ્વીકાર કરશે, એમ તે સ્વપ્ને પણ માનતી નહોતી; પરંતુ કર્મની ગતિ ગહન છે. તે ગરીબને તવંગર અને તવંગરને ગરીબ કરતાં ક્ષણની પણ વાર લગાડતું નથી. તે બાળા આનંદથી બોલી: "મહારાજ, આ ગરીબ બાળાનો આપે સ્વીકાર કરી તેને જીવિતદાન દીધું છે. મને સ્વપ્ને પણ આશા નહોતી કે આપ મને અંગિકાર કરશો."

રાજાએ કહ્યું: "સુંદરી, આજે સવારમા બાગમાં મેં તને જોઇ, ત્યારથી મ્હારૂં મન ત્હારા તરફ આકર્ષાયું હતું. ત્હારૂં અપ્રતીમ રૂપ અને ત્હારી વિદ્વતા જોઇ ત્હારા ઉપર હું અત્યંત પ્રસન્ન થયો હતો. બાગમાથી હું રાજમહાલયમાં ગયો પણ મને ક્યાંઇ ચેન પડતું નહોતું. આખો દિવસ ત્હારા ચિંતનમાં વ્યતિત કર્યો છે અને રાત્રીએ કબજે નહિ રહેતાં નગરચર્યા જોવાને બહાને ત્હારી પાસે આવવા નીકળ્યો. ત્હારી પણ મ્હારા જેવી અવસ્થા જોઇ અને આમતેમ ફરતી તથા કાંઇક બોલતી સાંભળી હું થોડી વાર છાનોમાનો ઉભો રહ્યો. છેવટના ત્હારા શબ્દો સાંભળી તને પ્રત્યક્ષ દર્શન આપવાને માટે ત્હારી સન્મુખ આવીને ઉભો રહ્યો છું. બાળા, હવે શા માટે શરમાય છે? હું તને ખરા

અંતઃકરણથી ચાહું છું" એમ કહી તે બાળાનો તેણે કોમળ હાથ પકડી પોતાના તરફ ખેંચી અને પછી-પછી શું? બન્ને અન્યોઅન્ય ગાઢ આલિંગનથી વિંટળાઈ ગયાં. થોડીવાર પછી તેઓ છુટા પડ્યા પણ તેઓનું અંતઃકરણ એકજ થઈ ગયું હતું.

---

# પ્રકરણ ૧૪ મું.

## સુરાચાર્ય

ગુજરાતના રાજા ભીમદેવના સમયમાં સુરાચાર્યજી જૈન ધર્મના એક મહાન્ અને પ્રખર વિદ્વાન આચાર્ય હતા. સુરાચાર્યજીનું સંસારપક્ષનું નામ મહીપાલ હતું અને તે સેનાપતિ સંગ્રામસિંહના પુત્ર હતા એ આપણે જાણી ચુક્યા છીએ. સુરાચાર્ય સંસાર પક્ષમાં રાજા ભીમદેવના મામાના પુત્ર અર્થાત્ ભાઈ થતા હતા. સંગ્રામસિંહના મરણ બાદ ગુરુની પાસેથી મહીપાલે દીક્ષા ગ્રહણ કરી હતી. દ્રોણાચાર્ય અને સુરાચાર્ય અનેક શાસ્ત્રોના પારગામી થયા હતા. સુરાચાર્ય વાદવિવાદ કરવામાં પણ અતિ કુશળ હતા. ઘણા દેશોમાં તેમની વિદ્વત્તાની કીર્તિ ફેલાઈ ગઈ હતી. ભોજ રાજાએ ગુજરાતના પંડિતોની પરીક્ષા કરવા માટે પોતાની સ્તુતિનો એક શ્લોક રચાવીને ભીમદેવના દરબારમાં પોતાના એક માણસની સાથે મોકલ્યો હતો. તેના ઉત્તરરૂપે સુરાચાર્યજીએ એક ઉત્તમ શ્લોક રચી આપ્યો હતો. અને તેને વાંચીને ભોજ રાજા અતિ પ્રસન્ન થયો હતો. સુરાચાર્યજીની વિદ્વત્તાની પરીક્ષા કરવા અને પોતાની સભાના વિદ્વાન્ પંડિતો સાથે વાદવિવાદ કરાવવા માટે રાજા ભોજે તેમને ભીમદેવની મારફતે વિનંતિ કરી ધારાનગરીમાં આવવાનું આમંત્રણ કર્યું હતું. ભીમદેવે સુરાચાર્યજીને ભોજના આમંત્રણની વાત કરી. રાજમંત્રીઓએ સુરાચાર્યજીને ધારા નગરી જવાને વિનંતિ કરી, તેથી તેમણે વિચાર કર્યો કે ભોજ રાજાની સભામાં ઘણા વિદ્વાનો સભાસદ છે, માટે તેમને વાદવિવાદમાં જીતવાથી વધુ કીર્તિ થશે અને જૈન શાસનનો પણ મહિમા વધશે એમ વિચારી ગુરુની આજ્ઞા લઈ સુરાચાર્યજી ધારા નગરી ગયા. ત્યાં ભોજ રાજાએ ઘણા આદરમાનથી તેમનો પ્રવેશ મહોત્સવ કર્યો.

એક દિવસે ભોજ રાજા પોતાની સભા ભરીને બેઠો હતો. ધનપાલ, શ્રીરામ, માઘ, બાણ અને મયુર આદિ મહાન્ વિદ્વાન પંડિતો સભામાં બેઠેલા હતા. સુરાચાર્યજી પણ આ સભામાં હાજર હતા. કેટલીક શાસ્ત્ર સંબંધી આડી અવળી વાતચીત ચાલ્યા પછી ભોજે કહ્યું "સુરાચાર્યજી,

આપણા દેશમા જૂદા જૂદા ધર્મો હોવાથી માણસોને કયો ધર્મ સત્ય હશે એ સબધમાં શકા થાય, એ સ્વાભાવિક છે. પરતુ જો એકજ ધર્મ હોય તો માણસો તેને નિ:સકોચપણે યથાર્થ રીતે પાળી શકે: માટે છએ દર્શનોનો એક મત કરી આપવાનો મારો વિચાર છે. છએ દર્શનોના આચાર્યોને અત્યારેજ હુ કેદ કરવાનો હુકમ કરૂ છુ અને તેઓ જ્યાંસુધી એકમત થશે નહિં, ત્યાસુધી તેમને મુક્ત કરીશ નહિ."

સુરાચાર્યજીએ સ્મિત હાસ્ય કરીને ઉત્તર આપ્યો' મહારાજા, તમારા વિચારોને અનુમોદન આપવા હુ તૈયાર નથી. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને અનુસરી જૂદા જૂદા મતમતાંતરો પ્રસરેલા છે અને ભવિષ્યમાં હજુ અનેક મતો અને તડો ઉપસ્થિત થશે મનુષ્યોની બુદ્ધિ કદિ એકજ સિદ્ધાંતને સંપૂર્ણ આદરથી ગ્રહણ કરી શકતી નથી અને તેથી બુદ્ધિ અનુસાર તત્ત્વ શોધવાને છએ દર્શનો ભલે અસ્તિત્ત્વમા હોય તો પણ જે મનુષ્યો વિવેકી છે, તેઓ તો યેન કેન પ્રકારેણ સત્યનેજ શોધી કાઢી તેનાજ હિમાયતી થાય છે, માટે ધર્મનું મુળ તત્વ કઇ ભિન્ન પડી જતુ નથી તો પછી આ તમારો પટ્દર્શનને એકમત કરવાનો વિચાર યોગ્ય નથી બજારમાં જેમ સર્વ ચીજો એકજ દુકાનેથી મળે એવો બદોબસ્ત થઇ શકતો નથી, તેમ છએ દર્શનોને એકજ માર્ગે વહેવરાવવાં અસભવિત છે."

સુરાચાર્યજીનાં આવા યુકિતવાળા વચનો સાભળી રાજા ભોજ અત્યત ખુશી થયો અને છએ દર્શનોને એકમત કરવાનો પોતાનો વિચાર તેણે પડતો મૂક્યો. બધા પડિતો પણ આશ્ચર્યચકિત થઇ ગયા અને સુરાચાર્યજીની સ્તુતિ કરવા લાગ્યા. ત્યારપછી ભોજ રાજાએ પોતે જાતે બનાવેલા વ્યાકરણનો ગ્રથ સુરાચાર્યજીને બતાવીને કહ્યું; " આ ગ્રંથ મેં મહા મહેનતે તૈયાર કર્યો છે અને તેને દરેક પંડિતોએ વખાણ્યો છે, માટે તમારે તે વિષે તમારો અભિપ્રાય આપવો જોઇએ."

સુરાચાર્યજીએ ગ્રંથ પોતાના હાથમાં લઈ પ્રથમ એકાદ પાનું વાંચી જોઇને કહ્યું.—" મહારાજા, આ ગ્રંથનો વિસ્તારથી અભિપ્રાય આપવા જેટલો અત્યારે સમય નથી, પરંતુ તેના મંગલાચરણમાં સરસ્વતીને વધૂ ઠરાવી છે, તે આશ્ચર્યની વાત છે, કારણ કે સરસ્વતીને તો કુમારિકા કહેલી સાભળી છે. સરસ્વતીને વધૂ બનાવનારા આપ જેવા વિદ્વાનો તો આ દેશમાંજ દેખાય છે."

સુરાચાર્યજીનુ આવુ ઉપહાસ્યનુ બોલવું સાંભળી રાજા મનમાં ખેદ પામ્યો અને પોતાની આવડી મોટી ભૂલ કોઈ પડિતોએ પોતાને કેમ જણાવી નહિ હોય તે વિષે તે વિચાર કરવા લાગ્યો. પડિતો રાજાના ખેદને જાણી ગયા તેથી ચાલતી વાતચીતને વિસારીને દેવા અને બીજી બાજુ રાજાનુ ધ્યાન લઇ જવાને તેમાંના એક બાણ નામના પડિતે કહ્યુ .—" મહારાજા, શ્રાવકો યત્ર જેવા

પવિત્ર કાર્યની પણ નિંદા કરે છે અને તેનું ઉપહાસ્ય કરે છે, તેનું શું કારણ હશે, તે વિષે સુરાચાર્યજી પાસે ખુલાસો કરાવો તો કાંઈક નવીન જાણવાનું મળશે "

રાજાએ સુરાચાર્યજીની સામે જોયું એટલે સુરાચાર્યજી બોલ્યા –" મહારાજ, યજ્ઞને અમે માન આપીએ છીએ અને યજ્ઞ કરવાની ખાતરજ આ દીક્ષા ગ્રહણ કરેલી છે યજ્ઞની અમે નિંદા કરીએ છીએ, એ વાત ખોટી છે યજ્ઞનો અવળો અર્થ કરી તેમાં પશુ હત્યા કરવામાં આવે છે, તે સામે અમારો પ્રબળ વિરોધ છે યજ્ઞમાં પશુ હોમવાનું કહેલું છે, એમ કહી યજ્ઞ કરનારાઓ મનુષ્યોને ભ્રમમાં નાખે છે યજ્ઞમાં પશુની હત્યા કરી અતિ નિર્દયપણું વાપરી જો સ્વર્ગમાં જવાતું હોય તો પછી નર્કમાં કોણ જાય ? યજ્ઞનો ખરો અર્થ મંત્રરૂપી યજ્ઞ સ્થંભ આરોપણ કરી તેમાં કર્મ રૂપી કાષ્ટની અહિંસારૂપી આહુતી આપવી એજ છે પશુઓને યજ્ઞમાં હોમવાનું જે કહેવામાં આવે છે, એનો અર્થ જીવતા પશુઓને મારી હોમવા એનો નથી પરંતુ આપણી પશુ સમાન પાશવ વૃત્તિઓ જેવી કે કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સર, મદ આદિનો ત્યાગ કરવો એટલે સત્યરૂપી અગ્નિકુંડમાં તેનો હોમ કરવો–નાશ કરવો, એજ છે આવો ખરો યજ્ઞ તો અમે હમેશા કરીએ છીએ "

સુરાચાર્યજી બોલી રહ્યા એટલે અન્ય વિદ્વાનો નિસ્તેજ થઈ ગયા અને તેનો શું ઉત્તર આપવો તે વિચારમાં સર્વ પડી ગયા ભોજરાજા અત્યંત ગુસ્સે થયો એક જૈન આચાર્ય પોતાના સભાના સર્વ પંડિતોને નિરુત્તર કરી દે, એ તેનાથી સહન થઈ શક્યું નહિ તેણે ક્રોધને દબાવી શાંતિથી પૂછ્યું –" સુરાચાર્યજી, યજ્ઞ સબંધી તમારી માન્યતા ઠીક છે અને તે સંબંધમાં આગળ ઉપર વિચાર કરશું અત્યારે એક બીજો પ્રશ્ન તમને પૂછુ છું અને તેનો યોગ્ય ઉત્તર મને નહિ મળે તો તેનું પરિણામ સારૂં આવશે નહિ "

ધનપાળ જેવો જૈન, વિદ્વાન્ રાજાને ગુસ્સે થયેલો જોઈ સુરાચાર્યજીને સભામાંથી ઉઠી ચાલ્યા જવાની વિનતિ કરવા લાગ્યો, પણ સુરાચાર્યજીએ તેને વાત રહેવાનું કહી બોલ્યા –" મહારાજ, તમારે જે પૂછવું હોય તે પૂછો, તમારા દરેક પ્રશ્નોના યોગ્ય ઉત્તર દેવાને હું બંધાઉં છું "

રાજાએ પૂછ્યું –' મૃગો આનંદ તરફ કુદે છે અને સગર્ભા પુત્રીને ખોટે છે તેનું શું કારણ ? પ્રથમ તો મ્હારી સભાના પંડિતોમાંથી એક પછી એક ઉત્તર આપે અને પછી તમે આપજો "

સભાના સર્વ પંડિતો ભોજના પ્રશ્નથી વિચારમાં પડી ગયા અને તેનો શું ઉત્તર આપવો, તે તેમાંના કોઈને સુઝ્યું નહિ પોતાની સભાના સર્વ

પંડિતોને આવી રીતે નિરૂત્તર જોઇને ભોજ મોટી વિમાસણમાં પડી ગયો. થોડીવાર સુધી, તેણે કોઇને કોઇ પંડિત ઉત્તર આપશે, એમ વિચારી રાહ જોઇ: પરંતુ એક પણ પંડિત ઉત્તર આપવા ઉભો થયો નહિ. છેવટે ભોજે સુરાચાર્યજી સામે જોયું એટલે તે બોલ્યા. " મહારાજા, તમારા શસ્ત્રોથી બ્હીને ચંદ્રમંડલમાં પોતાની જાતિના રહેલા મૃગને આશ્રય લેવાને મૃગો આકાશ તરફ કુદે છે, તેમજ પાતાળમાં રહેલા આદિ વરાહનો આશ્રય લેવાને વરાહો પાતાળમાં જવા પૃથ્વી ખોદે છે. "

રાજા ભોજ સુરાચાર્યજીના ઉત્તરથી મનમાં ગુસ્સે થયો, પણ બહારથી પ્રસન્નતાનો દેખાવ ધારણ કરી તેમની તેણે પ્રશંસા કરી. સભાના સર્વ પંડિતો પણ જૈન સાધુના આવાં અર્થયુક્ત વચનોથી આશ્ચર્યચકિત થઇ ગયા અને પોતાની હાર થયેલી માની અવનત મુખ કરી બેસી રહ્યા. ભોજને અત્યારસુધી પોતાની સભાના પંડિતો અતિ વિદ્વાન્ હોવા વિષે ગર્વ હતો અને તેઓ કોઇથી જીતી શકાય તેવા નથી એમ તે માનતો હતો; પરંતુ તેમને સર્વને સુરાચાર્યજીથી હાર પામેલા જોઇને તે અત્યંત દીલગીર થયો. રાજા સભા વિસર્જન કરી પોતાના આવાસે ગયો અને સૂરાચાર્યજી ઉપાશ્રયે ગયા. પંડિતો અંદરઅંદર વાતો કરતાં વીખરાઈ ગયા. સુરાચાર્યજી ઉપાશ્રયે આવી ધર્મક્રિયામાં જોડાવાની શરૂઆત કરતા હતા, તે સમયે ધનપાળ પંડિત ત્યાં આવી પહોંચ્યો. તેણે સુરાચાર્યજીને વંદના કરી વિનયથી કહ્યું –" ગુરૂદેવ, આપે સર્વ પંડિતોને જીતી જૈનશાસનનો મહિમા ઘણો વધાર્યો છે, તેથી ધારાનગરીનો સર્વ સંઘ અતિ હર્ષ પામ્યો છે પરંતુ રાજા ભોજ પોતાની સભાના પંડિતોને જીતનારને અનેક પ્રકારે હેરાન કરે છે અને અનેક જાતિના કષ્ટો પમાડે છે. આપને જયપત્ર આપવાના બ્હાને ઘણુંકરીને તે આપને રાજસભામાં બોલાવશે અને ત્યાંજ કેદ કરી આપને કારાગૃહમાં મોકલી આપશે; તેથી સર્વ સંઘ દીલગીર થઇ ગયો છે અને કોઇ પણ ઉપાયે આપનો બચાવ કરવો, એનો વિચાર કરવાને સંઘ એકત્ર મળ્યો હતો. છેવટે સંઘના આગેવાનોએ એવો વિચાર કર્યો છે કે આપે ગુપ્ત રીતે અહીંથી ચાલ્યા જવું, માટે આપને હું ચેતવણી આપું ત્યારે આપે મારા ઘરે ચાલ્યા આવવું અને ત્યાંથી આપને ગુજરાત તરફ ગુપ્ત રીતે મોકલાવી દઇશ. "

સુરાચાર્યજીએ હસીને કહ્યું :–" ધનપાળ, સંઘે જે વિચાર કર્યો છે તે યોગ્ય હશે, પણ અમારા જેવા સંસારત્યાગી સાધુએએ શા માટે મૃત્યુના અગર તો દુઃખના ભયથી ડરવું જોઇએ? જૈનશાસનની ઉન્નતિ કરવા માટે અને આત્મસાધન સારૂ મેં સંસારનો ત્યાગ કરી સાધુ અવસ્થા સ્વીકારી છે, તો પછી અનેક વિઘ્નોને સહન કરવાને માટે મ્હારે તૈયાર રહેવુ જોઇએ. ભગવાન્

મહાવીર સ્વામીએ જે અનગણિત ઉપસર્ગો સહન કર્યા હતા, તે શા માટે? જૈન શાસનનો મહિમા વધારવા અને આત્માનુ કલ્યાણ કરવાને માટેજ માટે સંઘને તમે જણાવજો કે સુરાચાર્ય રાજાના કે કોઇના ભયથી ડરતા નથી અને રાજા તરફથી જે દુ ખ આપવામા આવશે તેને સહન કરી જૈન સાધુઓ કેવા નિડર હોય છે, તેનો દાખલો પૃથ્વી ઉપર બેસાડશે."

"ગુરૂ મહારાજ," ધનપાળે વિનયથી અને આગ્રહથી કહ્યુ -"જૈન શાસનની ઉન્નતિ અર્થે અનેક આત્મભોગો આપવાની આવશ્યકતા છે, એ હુ પણ સ્વીકારુ છુ, પરતુ આપ કોઇપણ પ્રકારના વાસ્તવિક કારણ વિના રાજાના કોપના ભોગ થઇ પડો, એ ધારાનગરીનો સઘ સહન કરી શકે તેમ નથી ગુજરાતમા શ્રાવકોનુ પ્રબળ જોર છે, તેથી ત્યા જો રાજા કોઇપણ પ્રકારનો જુલમ કરવા ધારે તો સઘની સત્તા આગળ તેનુ કઇ જોર ચાલી શકે નહિ પરતુ અહીં શ્રાવકોનુ એવુ જોર નથી રાજા આપને કોઇ રીતે હેરાન કરે તો, અહીંનો સઘ કાઇ કરી શકે તેમ નથી, માટે આપે અત્યારે તો વખત વરતી ગુપ્ત રીતે ચાલ્યા જવુ એજ ઉત્તમ છે સઘની આ વિનતિનો આપ અવશ્ય સ્વીકાર કરશો તો ભવિષ્યમા આપ જૈનશાસનની અનેક પ્રકારે ઉન્નતિ કરવા શક્તિમાન થશો"

"ધનપાળ, જ્યારે શ્રી સઘની એવી ઇચ્છા છે તો પછી મ્હારે દુરાગ્રહને વશ થઇ તેનાથી વિરૂદ્ધ વર્તન કરવુ જોઈએ નહિ" સુરાચાર્યજીએ સઘની વિનતિનો સ્વીકાર કરતા કહ્યુ "મને જ્યારે તુ ખબર આપીશ ત્યારે તમારા ઘરે ગુપ્ત રીતે ચાલ્યો આવીશ"

આ વાતચીત ચાલતી હતી એટલામા ભોજરાજાનો પ્રધાન કુળચદ્ર આવી પહોચ્યો. ધીમેથી દત્તાથી પગના ભરતો તે છેક આચાર્યની પાસે આવ્યો તેણે આચાર્યને વદન કર્યું અને કહ્યુ -"આચાર્યજી, આપની વિદ્વતાથી અમારા મહારાજા અત્યત પ્રસન્ન થયા છે અને આપ જેવા વિદ્વાનની કદર કરવાની ખાતર આપને જયપત્ર આપવાને માટે તેઓ ઇચ્છા ધરાવે છે, તેથી આપ અત્યારે જ રાજસભામા પધારો"

ધનપાળે એક અર્થસૂચક દ્રષ્ટિ આચાર્ય તરફ ફેકી, સુરાચાર્યજી તેનો ભાવાર્થ સમજી ગયા તેમણે કહ્યુ -'મહારાજાને મારા જય મહાવીર સાથે કહેજો કે રાજસભામાથી હુ હજુ હમણા જ આવ્યો છુ અને આહારપાણી પણ કરેલા નથી તેથી આહારપાણી અને મધ્યાન્હ આત્મસાધનનો સમય વિત્યા બાદ રાજસભામા આવવાનો વખત જોઇશ. વળી રાજા ભોજને કહેશો કે તમે પ્રસન્ન થયા છો તે તમારી સજ્જનતા છે પરતુ અમો ત્યાગીને તો

આત્માના તિમિર ટાળવાને જ્ઞાનગોષ્ટિ કરવી તે કર્તવ્ય ધર્મ છે એટલે લોકોમાં જયપત્ર મેળવવાને ઇચ્છવું તે અમારા ત્યાગધર્મને ઈષ્ટ નથી. ".

કુળચંદ્ર જરા મનમાં કચવાયો. તે આચાર્યને અત્યારે રાજસભામાં લઇ જવાને માટે આવ્યો હતો, પણ ઉતાવળ કરવાથી કદાચ ભેદ ખુલ્લો થઇ જશે, એમ વિચારી તેણે તુરતજ આવવાનો તેમને આગ્રહ કર્યો નહિ.

" જેવી આપની ઇચ્છા. મધ્યાન્હ સમયે આપને લેવા માટે હું આવીશ, માટે આપ તૈયાર રહેજો. " એમ કહીને તે ત્વરાથી ચાલ્યો ગયો.

કુળચંદ્ર ગયો. ત્યારપછી ધનપાળે કહ્યું—"ગુરૂદેવ, આપને હું કહેતો હતો તેજ પ્રમાણે થયું છે, માટે આ સમયેજ આપ મ્હારા ઘરે પધારો." એમ કહી તેના મનમાં કાંઇક વિચાર આવતાં તે ઉપાશ્રયના મુખ્ય દરવાજા પાસે આવ્યો. રાજાના કેટલાક માણસો ઉપાશ્રયની આસપાસ ઘેરીને ઉભા હતા. રાજાએ અત્યારથીજ સુરાચાર્યજીને નજરકેદમા રાખવાનો હુકમ આપી દીધો જણાય છે, એમ વિચારી તે અંદર ગયો અને સુરાચાર્યજીને કહ્યું—' આપને આ સાધુ વેષે બહાર નીકળવું હવે અશક્ય થઇ પડ્યું છે, કારણકે ઉપાશ્રયની આસપાસ રાજાએ પોતાના માણસોનો પહેરો મૂકી દીધો છે. માટે આપ એક શ્રાવકનો વેષ પરિધાન કરી મારી સાથે પધારો તો કાંઈ અડચણ આવશે નહિ. "

તુરતજ એક શ્રાવકનો વેષ ધનપાળે ગુપ્ત રીતે મંગાવી લીધો અને તે સુરાચાર્યજીએ પહેરી લીધો. ધનપાળ અને સુરાચાર્યજી બન્ને બહાર નીકળ્યા પણ તેમને કોઇએ અટકાવ્યા નહિ. એક મુખ્ય નાયકે સહેજ પૂછપરછ કરી પણ ધનપાળે તેનો યોગ્ય ઉત્તર આપવાથી તે પણ ચુપ થઇ ગયો. તે બન્ને ચાલ્યા ગયા ત્યારપછી નાયકે બહારથી કોઇને અંદર જવાનો અને અંદરથી કોઇને બહાર નીકળવાનો પ્રતિબંધ કર્યો. પરંતુ આ પ્રતિબંધનો અર્થ હવે કશો રહ્યો નહોતો; કારણકે સુરાચાર્યજી સુખરૂપ ધનપાળને ઘેર પહોંચી ગયા હતા. ધનપાળે તેમને પોતાની હવેલીના એક અત્યંત ગુપ્ત ભાગમાં છૂપાવી દીધા અને પછી પોતે રાજસભામાં હવે શું બનાવ બને છે, તે જોવાને ત્યાં ગયો. મધ્યાન્હ સમય થવાને હવે ઘણી વાર નહોતી. ભોજ ચિંતાતુર વદને પોતાના ખાનગી આવાસગૃહમાં બેઠો હતો, બે સુંદર નવજુવાન યુવતીઓ પંખા વતી તેને પવન નાંખતી તેના આસન પછવાડે ઉભી હતી; કુળચંદ્ર, કાળીદાસ, બાણ આદિ તેની સન્મુખ બેઠા હતા. આ સમયે ધનપાળે રાજાની સન્મુખ જવાની આજ્ઞા મગાવી પણ ભોજે તેને આવવાની આજ્ઞા આપી નહિ અને પ્રતિહારી મારફતે કહેવરાવ્યું કે હાલમાં પોતે રાજકાજના કાર્યમાં પડેલ છે એટલે કોઇને મળવાની પોતે ઇચ્છા રાખતા નથી. ધનપાળ તેનું વાસ્તવિક કારણ સમજી ગયો એટલે તે તુરતજ પાછો ફર્યો અને સંઘના

આગેવાનોને અનેક બીનાની સર્વ હકીકત કહી સમજાવી આગેવાન શ્રાવકો વિચારમાં પડ્યા કે હવે સુરાચાર્યજીને ગુજરાત સુખરૂપ શી રીતે પહોંચાડવા. કેટલાક જુવાન શ્રાવકો તો રાજા સામે થવાને પણ તૈયાર થઈ ગયા હતા, પરન્તુ વૃદ્ધ અને અનુભવી નેતાઓનો એવો અભિપ્રાય હતો કે જ્યાં સુધી શાંતિથી કાર્ય બનતું હોય ત્યાં સુધી ઉતાવળ કરવાની કશી આવશ્યકતા નથી. કેટલોક સમય સુધી વિચાર કર્યા પછી ધનપાળે કહ્યું, "આપણા નગરમાંથી કેટલાક તંબોળીઓ પાનના કરંડીયા ભરીને ગુજરાત તરફ વારંવાર જાય છે, એમ મ્હારા જાણવામાં છે. હાલમાં તેઓ કોઈ જનાર હોય તો તેમની સાથે ગુપ્ત રીતે ગુરૂ મહારાજને મોકલી શકાશે અને હાલમાં તેઓ કોઈ ન જવાના હોય તો પછી બીજી ગોઠવણ કરશું."

સર્વને આ વિચાર પસંદ પડ્યો અને તેથી તે વિષે તુરતજ ગુપ્ત રીતે તજવીજ કરવામાં આવી તો કાલે સવારમાં વહેલા કેટલાક તંબોળીઓ ગુજરાત તરફ જવાના હતા. તેથી મુખ્ય તંબોળીને સમજાવી તેને એકસો સોનામહોરો આપવાનો ઠરાવ કર્યો અને તેણે સુરાચાર્યજીને પોતાના સાથે લઈ જવાનું કબુલ કર્યું. આ પ્રમાણે સર્વ પ્રકારની ગોઠવણ કરી આગેવાનો શાંતિથી પોતાનું કાર્ય કરવા લાગ્યા. ધનપાળે પોતાના આવાસે જઈ ગુરૂમહારાજને સર્વ હકીકત રોશન કરી, સુરાચાર્યજીએ વળી આનાકાની પછી તે વાત કબુલ રાખી અને પ્રાતઃકાળની રાહ જોતા મહાવીર પ્રભુના ધ્યાનમાં મગ્ન થયા.

મધ્યાન્હનો સમય વ્યતીત થઈ ગયો, તેમ છતાં સુરાચાર્યજી આવ્યા નહિ તેથી ભોજે કુળચંદ્રને ઉપાશ્રયે મોકલ્યો અને કહ્યું કે અત્યારે તેમને ગમે તે ઉપાયે પણ અહિં લઈ આવજે. રાજાની આજ્ઞા મસ્તકે ચડાવી કુળચંદ્ર ત્વરાથી ઉપાશ્રયે આવ્યો અને અંદર જઈને સુરાચાર્યજીની તપાસ કરી તો કોઈ પણ સ્થળેથી તેમનો પત્તો લાગ્યો નહિ. પહેરેગીરોને બોલાવી તેણે તપાસ કરી તો માલુમ પડ્યું કે ધનપાળ પંડિત અને એક શ્રાવક સિવાય કોઈ બહાર ગયું નથી, તેમ અંદર તો કોઈ ગયું જ નથી. તે જુવાન શ્રાવક કોણ હતો એમ તેણે નાયકને પૂછ્યું ત્યારે તેણે તે કોઈ આપણા નગરનો જ હોવો જોઈએ એમ જવાબ આપ્યો. કુળચંદ્રજી સમજી ગયો કે સુરાચાર્યજી અવશ્ય ગુપ્ત રીતે ચાલ્યા ગયા જણાય છે. તે જુવાન શ્રાવક અન્ય કોઈ નહિ પણ સુરાચાર્યજ હોવા જોઈએ. કુળચંદ્ર આ વિચારથી નિરાશ થયો અને ગંભીર મુખે પાછો ફર્યો. ભોજને તેણે સર્વ હકીકત કહી સંભળાવી. રાજા આ સાંભળી અત્યંત ગુસ્સે થયો. તેણે ક્રોધથી કુળચંદ્રને કહ્યું "કુળચંદ્ર, તમે એક ગંભીર અને ક્ષમા ન આપી શકાય તેવી ભૂલ કરી છે. એકદમ નગરમાં તપાસ કરો. નગરના દરેક ગુપ્ત ભાગોને જોઈ વળો અને ગુજરાત તરફ જવાના માર્ગે

પચીસેક ઘોડેસ્વારોને મોકલો અને આસપાસના વનપ્રદેશમાં પણ પૂરતી તપાસ કરો. સુરાચાર્યજીનો પત્તો જો નહિ લાગે તો તે બદલ તમને દંડ આપવામાં આવશે. ”

કુળચંદ્ર ત્વરાથી તપાસ કરવા નીકળી પડ્યો. નગરના પ્રત્યેક ભાગની તેણે જાતે તપાસ કરી પણ કોઇ ઠેકાણેથી સુરાચાર્યજીનો પત્તો મળ્યો નહિ. સંધ્યાનો સમય થતાં વનમાં તપાસ કરવા ગયેલા ઘોડેસ્વારો મ્લાન વદને પાછા આવ્યા રાજાને શું મુખ બતાવીશ, એમ ચિન્તા કરતો કુળચંદ્ર રાજા પાસે આવ્યો અને સઘળી હકીકત જણાવી. ભોજ ક્રોધથી રક્ત થયેલી આંખો ફાડતો બોલી ઉઠ્યો:-“ કુળચંદ્ર, તું પ્રધાન પદવીને લાયક નથી. એક નિશસ્ત્ર અને નિઃસહાય જૈન સાધુ આવી રીતે નાસી જાય, એ ખરેખર શરમ ઉપજાવનારૂં છે. શા માટે તેં પ્રથમથીજ ઉપાશ્રયમાં જવા આવવાનો પ્રતિબંધ ન કર્યો ? તેં ગંભીર ભૂલ કરી છે અને તેનું પરિણામ ત્હારે સહન કરવુંજ જોઇએ. જીવનપર્યંત કારાગૃહમાં રહેવાનો હું તને હુકમ કરૂં છું. ”

કુળચંદ્ર ભોજના હુકમથી જરા પણ આશ્ચર્ય પામ્યો નહિ. તેણે નિડરતાથી જવાબ આપ્યો: “ મહારાજા, આપનો મ્હારા ઉપર અન્યાય થાય છે. એક સામાન્ય ભુલની આવડી મોટી શિક્ષા ન હોય. ”

“ જે શિક્ષા કરવામાં આવી છે તેમાં હાલ કાંઇ ફેરફાર થઇ શકશે નહિ. આગળ ઉપર જોઇ લેવાશે. ” ભોજે એમ કહી પ્રતિહારીને આજ્ઞા આપતાં કહ્યું: “ પ્રતિહારી, અત્યારે ને અત્યારે આને કારાગૃહમાં લઇ જા અને ત્યાંના અધિકારીને મ્હારો હુકમ કહી સંભળાવ. ”

“ મહારાજાની જેવી આજ્ઞા. ” એમ કહી પ્રતિહારી, કુળચંદ્ર મંત્રીને કારાગૃહમાં લઈ ગયો અને કારાગૃહના અધિકારીને સોંપી ભોજનો હુકમ તેને કહી સંભળાવ્યો.

બીજે દિવસે પ્રાતઃકાળે સુરાચાર્યજી તંબોળીનો વેષ લઇ તંબોળીઓ સાથે ગુજરાત તરફ રવાના થઈ ગયા અને પાટણમાં સુખરૂપ પહોંચી ગયા. ભીમદેવે તેમનો સારી રીતે સત્કાર કર્યો અને ભોજના અન્યાયી કાર્યને માટે તેનો બદલો લેવા મનમાં નિશ્ચય કર્યો. સુરાચાર્યજીને પહોંચાડેલી હરકતની વાત સાંભળી જૈન મંત્રીઓ પણ ભોજ ઉપર બહુ ગુસ્સે થઇ ગયા. સુરાચાર્યજીએ દેશાંતરમાં થયેલા અતિચારોની આલોચના લઇ પોતાના આત્માને પવિત્ર કરી તે જૈન શાસનની ઉન્નતિમાં મગ્ન રહેવા લાગ્યા



# પ્રકરણ ૧૫ મું.

## મહાકાળેશ્વરના મંદિરમાં.

ધારાનગરીના કોટના દરવાજા બહાર આવેલા મહાકાળેશ્વરના મંદિરમાં ભોજ અને ધનપાળ પંડિત વાર્તાવિનોદ કરતા બેઠા હતા. આજે મહાશિવરાત્રીનો ઉત્સવ હતો. નગરના અસંખ્ય સ્ત્રી-પુરુષો મહાકાળેશ્વરના દર્શનાર્થે આવતા હતા, તેથી મંદિરમાં ભીડ ઘણી હતી. મહાદેવના પૂજારીઓને આજે સારો તડાકો પડનારો હોવાથી આનંદથી યાત્રાળુઓને દર્શન કરાવતા હતા. ધીમે ધીમે યાત્રાળુઓની ભીડ ઓછી થઇ ગઇ હતી. માત્ર કોઇ કોઇ પુરુષો જ દર્શને આવતા હતા. તે પણ મધ્યાન્હ સમય વહી ગયો હોવાથી આવતા બંધ થઇ ગયા. રાજા ભોજ અને ધનપાળ મહાકાળેશ્વરના મંદિરની પછવાડે એક સુંદર બાગ હતો ત્યાં બેઠા હતા. ભોજને આવી રીતે જ્યાં ત્યાં બેસવાનો અને એકાદ પંડિતને સાથે લઇ ફરવા જવાનો બહુ શોખ હતો. ભોજ અને ધનપાળ બન્ને અત્યંત રસ પૂર્વક વાતો કરતા હતા. અને બે અંગરક્ષકો દૂર બાગની બહાર મંદિરના બીજા ભાગમાં બેઠા હતા.

"ધનપાળ!" ભોજે હસીને કહ્યું. "સુરાચાર્ય શી રીતે નાસી ગયા, એ વિષે હજુ કાંઇ ખબર મળ્યા નથી. મેં નગરમાં ગુપ્ત રીતે તપાસ કરવાને અનેક માણસોની યોજના કરી હતી. અને તેઓએ ઘણીજ કાળજી પૂર્વક તપાસ કરી હતી, પરંતુ કોઇપણ પ્રકારથી એ ભેદ જાણવામાં આવતો નથી એનું શું કારણ?"

"મહારાજ, એનું કારણ બીજું શું હોઇ શકે? મ્હારી સાથે જે એક શ્રાવક બહાર નીકળ્યો હતો તેજ સુરાચાર્યજી હોવા જોઇએ. તે ગુપ્ત વેશે પાટણ તરફજ ચાલ્યા ગયા હોવા જોઇએ." ધનપાળે ઉત્તર આપ્યો.

"એમજ હોવું જોઇએ. ભીમદેવની સભામાં હવે મારી હાંસી થતી હશે કે એક જૈન સાધુને ભોજ પકડી શક્યો નહિ" ભોજે નિરાશ થઇ કહ્યું.

"મહારાજ, પ્રથમતો આપની જ ભૂલ છે. આપની સભાના પંડિતો તેમની પાસે હાર પામ્યા. તેથી એવા સમાગત્યાગી સાધુને હેરાન કરવા, એ કોઇ પણ ન્યાયી રાજાને ઉચિત નથી." ધનપાળે સત્ય કહી તે હિંમતથી કહ્યું.

"ધનપાળ, જવા દે હવે એ વાતને." ભોજે ચાલતી વાતચીતમાંથી તેનું ધ્યાન અન્ય વિષયમાં જોડવાને કહ્યું. "હાલમાં કોઇ પ્રસંશાનિક પ્રયત્ની

રચના કરો છો કે જેમ ' સભામાં નિયમિત રીતે તમે હાજર રહી શકતા નથી, તેનું શું કારણ ? "

ધનપાળે ઉત્તર આપ્યો " મહારાજ, હાલમાં એક ગ્રંથની રચના કરું છું. જૈન ધર્મના પ્રથમ તીર્થંકર શ્રી આદિનાથ ભગવાનના ચરિત્રનું વર્ણન એ ગ્રંથમાં આવવાનું છે. પ્રસ્તુત ગ્રંથ રચવામાં દિવસનો ઘણો ભાગ વ્યતિત થાય છે, તેથી સભામાં નિયમિત હાજર રહી શકતો નથી. હવે એ ગ્રંથ પૂરો થવા આવ્યો છે એટલે પછી સભામાં નિયમિત હાજરી આપીશ "

" એ ગ્રંથમાં શું શું હકીકત આવેલી છે તે ટુંકામાં મને જણાવો. પ્રબંધાદિક ગ્રંથો સાંભળવા અને વાંચવા મને બહુ ગમે છે. " ભોજે કહ્યું.

ધનપાળે પોતાની સાક્ષરી ભાષામાં ગ્રંથની ચરિત્રાત્મક હકીકત ટુંકામાં કહી દેખાડી. ગ્રંથની રચના અને હકીકત સાંભળી ભોજ બહુ ખુશી થયો. તેણે ધનપાળને કહ્યું " એ ગ્રંથમાં કથાનો નાયક મને બનાવો. વનિતા નગરીને બદલે ધારાનગરી નામ દાખલ કરો અને શકાવતાર તીર્થને ઠેકાણે મહાકાળેશ્વર મહાદેવના તીર્થનું નામ લખો તો તમે જે માગો તે હું આપવાને તૈયાર છું. "

ધનપાળ, રાજાના લોભના વચનો સાંભળી અંતરમાં અતિ ખેદ પામ્યો અને ગુસ્સે પણ થયો. તેની આંખોમાંથી અંગારા વર્ષવા લાગ્યા. ભયંકર મુખમુદ્રા કરી તેણે કહ્યું.–" મહારાજ, તમે જો કે મ્હારા અન્નદાતા છો અને મ્હારે આપનો જ આશ્રય છે, પણ તેથી આપની ખોટી ખુશામત કરવાની મ્હારી ઇચ્છા નથી. આપ એક રાજા છો, વિદ્વાન્ છો, ઉદાર છો અને ઉત્તમ પુરૂષ છો; પરંતુ પરમપૂજ્ય ભગવાન આદિનાથ સાથે આપની તુલના કરવી એ તો કંચન અને કાચ તથા કલ્પવૃક્ષ અને ધતુરાની તુલના કરવા જેવું નિરર્થક છે. ગમે તેટલું મને આપ દાન આપો અથવા તો આખા માલવદેશનો અધિપતિ મને બનાવો તોપણ એ ગ્રંથમાં આપનું નામ દાખલ થઇ શકે નહિ. "

" વિવેકની હદનો તું ત્યાગ કરતો જાય છે ધનપાળ, યાદ રાખ કે હું રાજા છું–આખા માલવદેશનો અધિપતિ છું અને તું એક ક્ષુદ્ર બ્રાહ્મણ છો. મ્હારી આજ્ઞાનો સ્વીકાર કર નહિ તો તારા અમુલ્ય ગ્રંથનો નાશ કરીશ. " ભોજ ક્રોધના અંગારા વર્ષાવતો ભ્રકુટી ઉઠયો.

" ગ્રંથનો તો શું પરંતુ આ શરીરનો નાશ કરશો તો પણ આપની અયોગ્ય આજ્ઞાનો હું સ્વીકાર નહિ કરૂં. ' ધનપાળે નિડરતાથી જવાબ આપ્યો.

" ઠીક છે, હું જોઉં છું કે તું સ્વીકાર કરે છે કે નહિ. " એમ કહી તેણે

અંગરક્ષકોને હાક મારી. અંગરક્ષકો આવી પહોંચ્યા. ભોજે તેમાંના એકને કહ્યું, “આ ધનપાળ પંડિતના ગૃહે જા અને તેણે રચેલો નવો ગ્રંથ લઈ આવ.”

ધનપાળ સ્વસ્થતાથી અને નિર્ભયતાથી બેઠો હતો. ભોજ પોતાની ક્રોધપૂર્ણ નેત્ર ચોતરફ ફેરવતો અંગરક્ષકના આવવાની રાહ જોઈ બેઠો હતો. અંગરક્ષક ગ્રંથ લઈને આવી પહોંચ્યો અને એ ગ્રંથ રાજાની સન્મુખ મૂક્યો. ભોજે ધનપાળ સામે અર્થસૂચક દૃષ્ટિપાત કર્યો પરંતુ ધનપાળ ડગ્યો નહિ. તેણે સ્પષ્ટ ઉત્તર આપ્યો. ‘આપને જે ઠીક લાગે તે કરો, પણ આપની અયોગ્ય આજ્ઞાને માનવા હું તૈયાર નથી.”

ભોજ અત્યંત ગુસ્સે થયો અને આવેશમાં આવી જઈ તેણે ક્ષણવારમાં એ અમૂલ્ય ગ્રંથના ફાડીને કટકે કટકા કરી નાખ્યા.

ધનપાળને રાજાના આવા અમાનુષી વર્તનથી અતિ ખેદ થયો. તેણે નિરાશા, ક્ષોભ અને ઉત્પાતની લાગણીના આવેગથી કહ્યું, “મને લાગે છે કે માળવાના રાજાની બુદ્ધિ ફરી ગઈ છે. તેનો અંત હવે નજીકમાં આવ્યો જણાય છે.”

ધનપાળના આ વચનો સાંભળીને ભોજને પગથી માથા સુધી ઝાળ લાગી. ઊઠી તેણે મ્યાનમાંથી પોતાની તલવાર બહાર ખેંચી કાઢતાં કહ્યું, “ત્હારા આદિનાથને યાદ કરી લે ધનપાળ, કારણ કે માળવાના રાજાનો અંત આવ્યો છે કે તારો આવ્યો છે, તેનો નિર્ણય અત્યારે જ થવો જોઈએ.”

બન્ને અંગરક્ષકો રાજાના આ વિચિત્ર ક્રોધથી ધ્રૂજતા ઊભા હતા. ધનપાળનો અવશ્ય નાશ થશે, એમ વિચારી તેઓ તેની દયા ખાતા હતા.

“મહારાજા, ભગવાન આદિનાથ મારા હૃદયમંદિરમાં વસેલા છે, એટલે એમનું સ્મરણ તમારા જેવા અન્યાયી અને પાપી માણસ સન્મુખ કરવાની કંઈ આવશ્યકતા નથી. ચલાવો તમારી તલવારને અને એક નિર્દોષ બ્રાહ્મણના રક્તથી તેને સ્વેચ્છાપૂર્વક રંજિત કરો.” ધનપાળે ઊભા થઈ જતાં કહ્યું.

ભોજે કહ્યું, “સુરાચાર્યને નસાડવામાં પણ ત્હારો જ હાથ હોય, એમ મને હવે જણાય છે. બોલ ખરી હકીકત શું છે?”

ધનપાળે સ્વસ્થતા રાખીને કહ્યું, ‘મેં જ સુરાચાર્યજીને પાટણ તરફ ગુપ્તપણે વિદાય કરી દીધા હતા અને એ માટે પણ હું તમે દેશો તે શિક્ષા સહન કરવાને તૈયાર છું.’

ભોજ ધનપાળના આ શબ્દો સાંભળી અત્યંત ગુસ્સે થયો. તેણે

ધનપાળ ઉપર ઘા કરવા માટે તલવાર ઉગામી. સંધ્યાનો સમય થઈ ગયો હતો અને સૂર્ય અસ્તાચળ ઉપર ક્યારનોય વિદાય થઈ ગયો હતો. થોડો થોડો અંધકાર ભૂમિ ઉપર પથરાતો જતો હતો. તેજ ક્ષણે ભોજનો હાથ પાછળથી કોઈએ પકડી રાખ્યો હોય એમ ધનપાળે દીઠું. પોતાનો હાથ કોઈએ પકડી રાખ્યો છે, એમ જાણી ભોજ નજરથી પાછો ફર્યો તો મોટે બુકાની બાંધેલો એક જવાંમર્દ જણાતો પુરૂષ પોતાના અંગે ટીકીટીકીને જોતો ઉભો હતો.

"કોણ છે તું? માળવાના અધિપતિની ઇચ્છાની આડે આવનારને શું શિક્ષા થાય છે, તેની તને ખબર છે કે?" ભોજે તિરસ્કારથી પૂછ્યું.

નવો આવેલો પુરૂષ ઘણીવાર ભોજ સામે જોઈ રહ્યો. તેનું મજબુત શરીર, તેના લાંબા બાહુઓ, તેની તેજસ્વી અને મોટી આંખો અને તેના શૌર્યની પ્રતિમા સરખો દેખાવ જોઈ ભોજે પોતાના ક્રોધ જોરથી દબાવીને કહ્યું "જવાબ આપે છે કે નહિ? એકદમ કહી દે કે તું કોણ છે અને આમ આડે આવવાનું શું પ્રયોજન છે?"

"માળવાના અધિપતિ," આવેલા પુરૂષે શાંતિ રાખીને કહ્યું "જરા શાંત પડો—ધીરજ રાખો. બ્રાહ્મણને મારવાનો રાજાનો ધર્મ નથી."

"ત્હારે એ પંચાત કરવાની શી જરૂર છે?"

"જરૂર છે. કારણ કે એક બ્રાહ્મણને મૃત્યુના ભયમાંથી બચાવવો, એ ખરા ક્ષત્રિયનું કર્ત્તવ્ય છે."

ભોજે રાતાપીળા થઈ જતાં કહ્યુ "તું ખરો ક્ષત્રિય છે કેમ? ત્યારે તને મ્હારા હાથનો સ્વાદ પહેલોજ ચખાડવો જોઈએ." એમ કહી ભોજ તેના તરફ ધસ્યો.

પેલો જવાંમર્દ પુરૂષ જરા આઘો ખસી જઈને બોલ્યો "રાજન, રહેવા દો. બળ બતાવવાનો આ સમય નથી. તમારામાં કેટલું બળ છે એ મ્હારાથી અજાણ્યું નથી."

ભોજના અંગરક્ષકો આ આકસ્મિક ઘટનાથી આશ્ચર્યચકિત થઈ એક બાજુ ઉભા હતા તેઓ પોતાના રાજા ઉપર સંકટ આવેલું જોઈ પોતાની તલવારો ખેંચી પેલા જવાંમર્દ પુરૂષ ઉપર ધસ્યા. પણ માત્ર એક એક ફટકો બન્નેને મારીને તેમને ઘાયલ કરી તેણે નીચે પાડી દીધા. પોતાના અંગરક્ષકોની આવી દશા જોઈ ભોજનો ક્રોધ કાબુમાં રહ્યો નહિ તેણે પેલા પુરૂષ તરફ દોડી જઈને તેના ઉપર તલવારનો જોરથી ઘા કર્યો. પેલો પુરૂષ ઘા ઝીલી લેવા માટે તૈયાર હતો તેણે પોતાની મજબુત ઢાલ

ઉપર ભોજનો વાર ઝીલી લીધો ભોજની તલવાર તેના હાથમાંથી ખણુ ખણાટ કરતી નીકળી દૂર જઈને પડી ભોજ તલવાર લેવા દોડવા જતો હતો તેને પેલા પુરુષે પકડી રાખ્યો અને વ્યંગમાં કહ્યું " રાજા, શાંત પડો અજાણ્યા માણસ ઉપર આટલો બધો ક્રોધ કરવો ઘટતો નથી તમારા પંડિતને ક્ષમા આપો એટલે હું ચાલ્યો જાઉં "

ભોજનું સમસ્ત અંગ ક્રોધથી કંપી ઊઠ્યું તેણે કહ્યું " પણ મારી ઇચ્છાની આડે આવનાર તું કોણ છે ? શામાટે જીવનું જોખમ વહોરવા તૈયાર થયો છે ? "

પેલા પુરુષે શાંતિથી ઉત્તર આપ્યો " એ નિર્દોષ બ્રાહ્મણને બચાવવા "

તિરસ્કારથી ભોજ બોલી ઉઠ્યો –" પણ તું તેને બચાવનાર કોણ ?"

" હું કોણ એ તમારે જાણવુંજ છે ? તમારી ઇચ્છાની આડે આવનાર અને તમારા પંડિતનો પ્રાણ બચાવનાર તમારી સન્મુખ ઉભેલો પુરુષ તે બીજો કોઇ નહીં પણ ગુજરાતનો રાજા ભીમદેવ છે સમજ્યા ?" પેલા જવાબમાં પુરુષે સ્પષ્ટ ઉત્તર આપ્યો.

" શું ગુજરાતનો રાજા ભીમદેવ પોતે ? " ભોજ આંખો ફાડી તેની સામે જોઇ રહ્યો

હા, માળવરાજ, તે હું પોતેજ તમે તમારા મનમાં કોઈ મહાગની ઘડમાજ કરતા હો તો મંધ રાખજો, કારણ કે તમારા અને મારા બળની પરિક્ષા અત્યારે થઇ ગઇ છે રૂપવતી રમણીઓના અધર–રસમાંજ અથવા તો હમેશાં નવા નવા શ્લોકો શ્રવણ કરી ભોજ માણવામાં રાજ્યકાર્યની સમાપ્તિ થતી નથી ગુજરાતના માહરાજને શુક્લતીર્થ જતા તમે જે હેરાન કર્યા છે, તેમ મને કરી શકશો નહિ, કારણ કે હું તેમની જેમ એકલો નથી મ્હારી સાથે પાયમો ઘોડેસ્વારો છે અને જો ઇચ્છા કરું તો તમને આ વખતેજ કેદ કરી મારોમાર ગુજરાત લઇ જઇ શકું " ભીમદેવે સત્તાવાહક અવાજથી કહ્યું

ઘડીવાર તો શું બોલવું તે ભોજને સૂઝ્યું નહિ તેણે પોતાની સ્વસ્થતા મેળવીને કહ્યું –"ભીમદેવ, તમે એમ માનતા હશો કે હું નિ સહાય છું તો તે તમારી ભૂલ છે માનવાનું અસંખ્ય અને અગણિત સૈન્ય આ ગઢ તમામ પાયમે ઘોડેસ્વારો શું વિમાનમાં છે ? મ્હારી સત્તા કેટલી છે, એ તમારે જોવું છે ? "

" તમે મને કેદ પકડવા ધારો છો કેમ ? ભૂલો છો આ મંદીરની બહારજ મ્હારી પવનવેગી સાંઢણી ઉભી છે સમજ્યાને ? તેના ઉપર સ્વાર થતાંજ તે થોડાજ ક્ષણમાં ગુજરાતની સરહદમાં લઇ જશે. તે માટે મને પ

રડવાની તકલીફ ઉઠાવશો નહિ. તમારી સત્તાની અને તમારા બળની ફરીથી પરિક્ષા કરવી હોય તો યુદ્ધના મેદાનમાં આવવાને માટે તૈયાર" રહેજો." ભીમદેવ એટલું કહી ત્યાંથી ઉતાવળે પગલે ચાલવા લાગ્યો, પરંતુ કંઈક યાદ આવતાં પાછા ફરીને કહ્યું:—"અને આ પંડીતને ક્ષમા આપજો." એમ કહી ત્વરાથી તે ચાલ્યો ગયો.

થોડીવાર થઈ એટલે ભોજ શુદ્ધિમાં આવ્યો અને એકદમ નગરમાં ગયો. પોતાના સેનાપતિને બોલાવી એક હજાર ઘોડેસ્વારોને લઈ તેને ભીમદેવની પછવાડે જવાની આજ્ઞા દીધી. ભીમદેવ તો ક્યારનો તેની પવનવેગી સાંઢણી ઉપર બેસી ચાલ્યો ગયો હતો. માલવાનો સેનાપતિ નિરાશ વદને પાછો ફર્યો અને ભીમદેવ સુખરૂપ ચાલ્યા ગયાની વાત સાંભળી તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ. ભોજને આજના બનાવથી સખત આઘાત થયો, ને તેણે જેમ બને તેમ તુરતમાં ગુજરાત ઉપર ચડાઈ લઈ જવાનો નિશ્ચય કર્યો.



# પ્રકરણ ૧૬ મું.



## સિંધ ઉપર સ્વારીની તૈયારી.

ભીમદેવને યુદ્ધ બહુ પ્રિય હતું. યુદ્ધમાં જવાને અને નવા નવા રાજાઓ સાથે યુદ્ધ કરવાને તે બહુ આતુર હતો. સિંધુ અને ચેદિ દેશ-તરફના બાતમીદારોએ તેને જ્યારથી ખબર આપ્યા હતા કે તે દેશના રાજાઓ આપની આજ્ઞા માનતા નથી, એટલુંજ નહિ પણ ગુજરાત ઉપર લાગ મળ્યેથી સ્વારી કરવાને પણ તૈયાર થઇ રહ્યા છે; ત્યારથી ભીમદેવ બન્ને દેશો ઉપર સ્વારી લઇ જવાને તૈયાર થઇ રહ્યો હતો. માળવા, ચેદિ અને સિંધુ–એ ત્રણે દેશના રાજાઓ ખાસ કરીને ગુજરાતના રાજાની આજ્ઞામા નહોતા અને તેઓ સગવડતાએ ગુજરાત દેશ જીતી લેવાને આતુર હતા, પરંતુ ભીમદેવ નિર્બળ નહોતો. તે ત્રણે દેશના રાજાઓની પોતાના વિરૂદ્ધના વાતો સાંભળતો રહેતો. તેથી તેણે ત્રણેને એકી સાથે કચરી નાખવાનો વિચાર કર્યો હતો. સિંધુ દેશનો રાજા વધારે બળવાન અને પ્રતાપી બનતો જતો હતો; તેથી પ્રથમ તેનેજ જીતવો, એમ વિચારી તેણે સિંધુ ઉપર સ્વારી તુરતમાં લઇ જવાનો નિશ્ચય કર્યો અને તે માટે પોતાની સેનાને તૈયાર રાખવાની આજ્ઞા સેનાપતિને આપી દીધી.

આજે પાટણમાં સ્થળે સ્થળે ઉત્સવ થઈ રહ્યો છે કારણકે આવતી કાલે ગુજરાતનો મહારાજાધિરાજ ભીમદેવ પોતે સેના લઈને સિંધુદેશ ઉપર સ્વારી કરી જવાનો હતો તેથી સેનાનીઓને આજનો દિવસ પોતાના માતા-પિતા-પત્ની પુત્રો વિગેરે કુટુંબીને મળવાનો અને એ રીતે આનંદનો ઉપભોગ કરવાને આપ્યો હતો કોઇ સારૂં સારૂં જમવામાં પડયા છે, કોઇ ગાનતાનમાં ગુંથાયા છે, કોઈ પોતાની પ્રિય પત્નીને રીઝવવા મંડયા છે, કોઇ પોતાના કુટુંબ સાથે રમત ગમત કરવા લાગ્યા છે, કોઇ પોતાના મિત્રો સાથે ફરવા નીકળી પડયા છે, અને કોઇ તો સુંદર વસ્ત્રા-ભૂષણો સજીને પંચાસરા પાર્શ્વનાથ કે મહાદેવના મંદિરે દર્શન કરવા નીકળી પડયા છે દરેક યોદ્ધાઓ નવા દિન ઉજવવાને આતુર થઈ રહ્યા છે ભીમદેવ પોતાના કેટલાક ખાસ યોદ્ધાઓ અને મંત્રીઓને સાથે લઇ દુ-ર્લભ સરોવરની પાળે નિશાન-પરિક્ષા કરવા માટે આવેલો છે વિશાળ દુર્લભ સરોવરની પાળ ઉપર રાજા અને મંત્રીઓ માટે જૂદાં જૂદાં આ-સનો ગોઠવી દીધેલા હતા યોદ્ધાઓ ધનુષ-બાણ હાથમાં લઇ નિશાન તાકવાને ઉભા હતા દૂર એક નિશાન માંડેલું હતું તેને અનુક્રમે તાકીને બાણ મારવાને દરેક યોદ્ધાઓને ભીમે આજ્ઞા આપી અને કહ્યું કે જેઓ બરાબર નિશાન સાધશે તેને સારૂં ઇનામ આપવામાં આવશે યોદ્ધાઓ એક પછી એક બાણ મારવા લાગ્યા, તેમાં કોઈ નિશાન સાધતા હતા અને કોઇ નિશાન ચૂકી જતા હતા દરેક યોદ્ધાઓ બાણ મારી રહ્યા ત્યાર પછી ભીમદેવે દામોદર મહેતાને કહ્યું 'હવે મંત્રીઓનો વારો આવ્યો આવો, પ્રથમ કોણ ઉઠે છે?"

દામોદર મહેતા બોલ્યા 'સંગ્રામસિંહ ઉઠો અને તમારી કુશળતાથી મહારાજને પ્રસન્ન કરો"

"સંગ્રામસિંહનો વારો પાછળથી આવશે" ભીમદેવે કહ્યું 'ધર્મસિંહ મહેતા, પહેલા તમેજ ઉઠો'

ધર્મસિંહ હવે વૃદ્ધ થયો હતો, તેના માથે ધોળા વાળ આવ્યા હતા તેમ છતાં તેનામાં હજુ અપ્રતિમ બળ હતું એક જુવાન અને જવાન ને શરમાવું પડે તેવી રીતે વૃદ્ધ ધર્મસિંહ ઉઠયો અને ધનુષબાણ હાથમાં લઇ કહ્યું "મહારાજ, હવે તો હું વૃદ્ધ થયો છું નિશાન કદિ ચૂકું તો ક્ષમા આપજો" એમ કહી જય પાર્શ્વનાથ એમ મોટેથી બોલી તેણે બાણ છોડ્યું નિશાન બરાબર સધાણું અને ભીમદેવે પોતાની ખુશાલી બતાવવા જોરથી તાળી પાડી એટલે સર્વ પ્રેક્ષકોએ પણ તાળીઓ પાડી. ધર્મસિંહ પછી કલ્યાણચંદ, પછી સંગ્રામસિંહ અને પછી દામોદર

મહેતા એમ અનુક્રમે સર્વેએ નિશાન સાંધી ભીમદેવને ખુશ કર્યો. છેવટે એક વિમલ રહ્યો. તેની તરફ જોઇ ભીમદેવે કહ્યું: " વિમલ, હવે તમેજ માત્ર બાકી રહ્યા છો. "

વિમલે નમ્રતાથી કહ્યું: " મહારાજની આજ્ઞા હોય તો હું પણ મારી કળા દર્શાવી આપું. "

" મહારાજની આજ્ઞા છે. " દામોદર મહેતાએ કહ્યું.

મોં મરડીને અને મૂછ આંમળીને વિમલ બોલ્યો: " મહેતા, અમે ગમે તેવા તો પણ વાણીયાભાઇ! ધૈંશજ્ઞાશથી અમારા દેહ બંધાયેલા, તેલની પળી ભરી જાણીએ અને હીંગ તોળી જાણીએ. બાણકળાને માટે તો તમારા જેવા ધીંગા માણસો જોઇએ. પરંતુ મહારાજની આજ્ઞાને માન આપી બાણકળા વિષે થોડું ઘણું જે જાણું છું, તે મ્હારે દર્શાવવું જોઇએ. "

ભીમદેવ વિમલના મસ્કરીના વચનો સાંભળી હસતો હસતો બોલ્યો: " વિમલ, મ્હારી આજ્ઞા છે, સુખેથી તમારી બાણકળા બતાવો "

" મહારાજની આજ્ઞા માથે ચડાવું છું. " વિમલે કહ્યું: " પરંતુ સામે નિશાન રાખીને તેને સાધવામાંજ કેવળ બાણકળા આવી જતી નથી. એવી રીતે નિશાન સાધવાની કળા તો એક સામાન્ય સૈનિક પણ જાણી શકે છે. મ્હારી બાણકળા જોવી હોય તો જમીન ઉપર એક નાના બાળકને ચતું સુવાડો અને તેના પેટ ઉપર એકસો આઠ પાન મુકો, એ પાનમાંથી કહો તેટલાં પાન બાણ મારીને વીંધી બતાવું; તેમ છતાં બાળકના શરીરને કોઈ પ્રકારની ઇજા થાય નહિ. "

" સામન્તસિંહ, " ભીમદેવે સામન્ત પ્રત્યે જોઇને કહ્યું. " વિમલ કહે છે એ પ્રમાણે ગોઠવણ કરો. "

" સાભળો મહારાજ " વિમલ બોલ્યો. " મ્હારી બીજી બાણકળા જોવી હોય તો:-સ્ત્રી વલોણું વલોવે અને હું બાણ મારીને તેના કાને ઝબકતી ઝાલને વિંધું; છતાં તે સ્ત્રીના ગાલે જરા પણ ઘસારો લાગે નહિ. મારી ત્રીજી બાણકળાની પરિક્ષા કરવી હોય તો માણસ મોકલીને તપાસ કરાવશો તો આપને ખબર પડશે કે મે છોડેલું બાણ કેટલુ દૂર જાય છે. "

વિમલના ઉપરના વચનો દામોદર મહેતાથી શ્રવણ થઇ શક્યાં નહિ. તેનું મુખ તિરસ્કારથી શ્યામ થઇ ગયુ હતું. મનનો ઉભરો મનમા નહિ સમાતાં તેણે કહ્યું: " વિમલ, તમે જે રીતે તમારી કળા દર્શાવવાનુ કહો છો તે રીતે તમારાથી થઇ ન શકે તો તમે શું હારો છો ? "

" શું હારૂં છુ ? " વિમલે ગુસ્સાથી આંખો લાલચોળ કરીને કહ્યું

"હું કહું છું તે પ્રમાણે કરતાં જો હું ચૂકી જાઉં તો મ્હારૂં માથું જાય અને નહિતર મ્હારી સાથે સરત કરનારનું જાય! છે કોઈ સરત કરવાને તૈયાર?"

ભીમદેવ બોલ્યો ' દામોદર મહેતા, વિમળની આજ્ઞા મેં એક વખત જોઈ કે તે કહે છે તેમ અવશ્ય કરી બતાવશે માટે સરતની વાત જવા દ્યો."

આ વાતચીત ચાલતી હતી એટલામાં સામન્તે ભીમદેવની આજ્ઞા પ્રમાણે ગોઠવણ કરી દીધી હતી એક નાના બાળને નીચે જમીન ઉપર એક વસ્ત્ર પાથરી તે ઉપર ચતું સુવાર્યું, અને તેના પેટ ઉપર એકસો આઠ પાન ગણીને મૂક્યા ભીમદેવની આજ્ઞા લઈ પાર્શ્વનાથનું પવિત્ર નામ સ્મરણ કરી વિમળે ધનુષ્યબાણ હાથમાં લીધું, અને સર્વના આશ્ચર્ય વચ્ચે જોરથી બાણ છોડ્યું ભીમદેવે પાંચ પાન વીંધવાનું કહ્યું હતું તે પ્રમાણે બરાબર પાંચ પાન વીંધાઈ ગયા હતા ભીમદેવ અત્યંત ખુશી થયો બીજા પ્રેક્ષકો પણ અત્યંત પ્રસન્ન થયા દામોદર મહેતા અને બીજા એક બે બ્રાહ્મણ મંત્રીઓના મ્હોડાં ઉતરી ગયાં હતાં ભીમદેવે વિમળને મંત્રી બનાવ્યો હતો પણ વિમળમાં આટલી બધી ચતુરાઈ હશે,' એમ તેના જાણવામાં નહોતું અત્યારે તે વિમળના ઉપર બહુ પ્રસન્ન થયો હતો તેથી તેણે કહ્યું "વિમળ! તમારી આજની ચતુરાઈ જોઈ હું બહુ ખુશી થયો છું અને તમારા જેવો એક સમર્થ મંત્રી મ્હારી પાસે છે તેની હું પોતે અભિમાન ધરાવું છું તમને સિંધુદેશ ઉપર સ્વારી લઈ જવાના સૈન્યના સેનાપતિનો અધિકાર આપું છું સેનાપતિને આપવાનો ઉચિત પોશાક તમને તુરતમાં મળી જશે હું પોતે પણ સ્વારીમાં આવવાનો હોવાથી પછવાડે પાટણને એકલું મૂકાશે નહિ, માટે ધર્મસિંહ અને મહેશ્વર બન્ને પાટણને સાચવવા રહે સંગ્રામસિંહ કેટલુંક સૈન્ય લઈ આપણી પછવાડ પછવાડે આવે અને દામોદર મહેતા, કલ્યાણચંદ્ર આદિ મંત્રીઓ મ્હારી સાથે આવે, આ પ્રમાણે ગોઠવણ કરવાનો મ્હારો વિચાર છે"

"મહારાજ, સંગ્રામસિંહ આપણી સાથે જ આવે તો વધારે ઠીક એમ હું માનું છું" દામોદર મહેતાએ કહ્યું વિમળને સેનાપતિનો અધિકાર મળવાથી તેના ગુસ્સાનો પાર નહોતો શ્રાવકોને આવી રીતે રાજ્યના મોટા મોટા અધિકાર મળતા હતા, તેથી તે ઉદાસ રહેતો હતો અને કોઈ પણ રીતે શ્રાવકોનું જોર તૂટે એ પ્રયાસમાં રહેતો પરંતુ દરેક પ્રસંગે તેને નિરાશ જ થવું પડતું હતું

" મહેતા, મે ગોઠવણ કરી છે તે બરાબર છે. " ભીમદેવે કહ્યું. " સંગ્રામસિંહ કેટલુંક સૈન્ય લઇ આપણી પછવાડે ચાલ્યો આવે અને જો લાગ મળે તો ચેદિદેશ ઉપર સ્વારી લઇ જવાનો ડોળ કરે; કારણકે ચેદિરાજ બહુ બળવાન નથી, તેમ તે યુદ્ધ કરવાને પણ તૈયાર નથી, એવા ખબર મને મળ્યા છે, માટે મેં જે ગોઠવણ કરી છે. તે બરાબર છે. "

આણકપાળમા જીતનારા સૈનિકો અને મંત્રીઓને યોગ્ય ઇનામ આપવાના કાર્યની શરૂઆત થઇ. કોઇને તલવાર તો કોઇને ધનુષ્યબાણ, કોઇને આભૂષણો તો કોઇને જરીનાં વસ્ત્રો, એમ સર્વને ઇનામ આપ્યા પછી જેમ બને તેમ સવારમાં વહેલા સિંધુદેશ તરફ સૈન્ય લઇ જવાની આજ્ઞા વિમલને આપી અને બીજી યોગ્ય વ્યવસ્થા કરવાનુ દામોદર મહેતાને કહી ભીમદેવ ઉઠ્યો. તે પોતાની માતા લક્ષ્મીદેવી પાસે આરામાગાર ગયો મંત્રીઓ અને સૈનિકો સર્વ ચાલ્યા ગયા. વિમલ સેનાપતિની પદવી મેળવી અનેક લોકો તરફથી સન્માન મેળવતો મેળવતો પોતાને ઘેર ગયો.

ભીમદેવ પોતાની માતા પાસે આવ્યો. રાજ્યમાતા લક્ષ્મીદેવી એક મંચક ઉપર બેઠા હતા. તેની સામે ચિંતામણી હસી હસીને વાતો કરતી હતી. ભીમદેવને આવેલો જોઇ ચિંતામણી ઉભી થઇ ગઇ અને શરમથી નીચું મુખ કરી જરા દૂર ઉભી રહી. પોતાના પરાક્રમી પુત્રને સંબોધીને લક્ષ્મીદેવી બોલ્યાં " ભીમદેવ, આ છોકરી બહુ ડાહી છે. મને તેના ઉપર પુત્રી જેવું વ્હાલ આવે છે. જોને તારાથી તે કેવી શરમાય છે ? " એમ કહી લક્ષ્મીદેવી ચિંતામણી તરફ જોઇને બોલ્યા. " ચિંતામણી બેટા, આમ તો આવ. તુ ભીમદેવથી શું કામ શરમાય છે ? "

ચિંતામણીએ કાંઇ ઉત્તર આપ્યો નહિ. પણ લક્ષ્મીદેવી સામે જોઇ જરા હસી અને પાછું નીચું મુખ કરી ઉભી હતી તેમને તેમ ઉભી રહી. ભીમદેવ તેનું અપ્રતીમ લાવણ્યયુક્ત સૌંદર્ય એક ધ્યાને જોઇ રહ્યો હતો. રાજમહાલયમાં આવ્યા પછી ચિંતામણી સુખમા પડી હતી. તેથી તેનું ભૂવનમોહનસૌંદર્ય વિશેષ ખીલી ઉઠ્યુ હતુ અને તેના પ્રત્યેક અવયવો સુગઠિત અને ઘાટીલા થયા હતા.

લક્ષ્મીદેવીએ કહ્યુ " ભીમદેવ, તુ અહી આવ્યો તે પહેલાજ ચિંતામણી વાતં કરતી હતી કે તું સિંધુદેશ ઉપર સ્વારી લઇને જાય છે, એ વાત શું સત્ય છે ? "

" હા, તે વાત સત્ય છે અને સ્વારી લઈ જવા માટે તમારી આજ્ઞા અને આશિર્વાદ મેળવવાને માટે ખાસ કરીને અહીં આવ્યો છું." ભીમદેવે કહ્યું.

"પુત્ર! શત્રુરાજા ઉપર સ્વારી લઇ જવી, એ ગુજરાતના રાજા તરીકે ત્હારૂં કર્તવ્ય છે અને તે માટે ત્હારે મ્હારી આજ્ઞા મેળવવાની જરૂર નથી જો આશિર્વાદ માગતો હો તો હુ શ્રી સોમનાથ અને શ્રી પાર્શ્વનાથના પવિત્ર નામોનું સ્મરણ કરીને કહુ છુ કે વિજયમાળા પ્રાપ્ત કરીને તુરત જ પાછો આવજે અને ત્હારી માતાની કુખને ઉજ્જ્વળ કરજે" લક્ષ્મીદેવીએ એટલુ કહી ભીમદેવની પાસે જઇ તેના માથા ઉપર પોતાનો સુકોમળ હાથ અતિ પ્રેમથી ફેરવ્યો

"પ્રિય માતુશ્રી! તમારી, ભગવાન સોમનાથ અને પાર્શ્વનાથની કૃપાથી હુ અવશ્ય વિજય મેળવીશ અને પાછો તુરતજ તમારા ચરણમા આવી નમન કરીશ" એમ કહી ભીમદેવ રાજ્યના અન્ય આવશ્યક કાર્ય માટે ત્યાંથી ચાલ્યો ગયો ભીમદેવ જ્યા સુધી ત્યા ઉભો હતો, ત્યાસુધી ચિંતામણી તેની તરફજ જોઇ રહી હતી ભીમદેવનો ભવ્ય દેખાવ જોઇ તે મનમાને મનમા હર્ષ પામતી હતી તે હર્ષનુ કોઇ કારણ હશે કે કેમ એ વિષે અમે કંઈ કહી શક્તા નથી પણ એટલુ તો અમે કહેશુ કે ભીમદેવના ગયા પછી જ્યારે લક્ષ્મીદેવીએ તેના સામે જોયુ ત્યારે તે ચિંતાતુર વદને કાઇક વિચાર કરતી ઉભી હતી લક્ષ્મીદેવીએ તેને ચિંતાનુ કારણ પૂછ્યુ ત્યારે ચિંતામણીએ હમીને વાત ઉડાવી દીધી અને જમવાને કેટલીવાર છે, એ તપાસ કરી આવુ, એમ કહી ત્યાંથી ઝપાટાબધ ચાલી ગઇ પ્રૌઢાવસ્થાને પામેલી લક્ષ્મીદેવી ચિંતામણીના ચચળ વિચારોને કોઇ પણ રીતે જાણી શકી નહિ, તેમ તેના—એક નિર્દોષ છોકરીના વિચારો જાણવાની જરૂર પણ તેને જણાઇ નહિ.



## પ્રકરણ ૧૭ મું.

### પ્રયાણ.

"આભ ધ્રૂજે, ધરણી ધમધમે, રાજ! વેના ઘોરે ગરજનાદ,
દુદુભિ બોલે મહારાજના, હો! સામન્તના જયનાદ,
મ્હારા કેસરભીના કંથ હો! સિધાવો જી રણવાટ"

કવિ ન્હાનાલાલ

વર્ષાઋતુની સમાપ્તિ અને શીતઋતુની શરૂઆત થઇ ચુકી હતી વર્ષાઋતુમા સારો વરસાદ થયેલો હોવાથી મનુષ્યોના મન ઉલ્લાસમા હતા વરસાદ એજ જેનુ જીવન છે એવા ખેડૂતોના આનન્દનો અવધિ નહોતો પૃથ્વીરૂપી સુન્દરીએ

પોતાના વરસાદરૂપી પતિના સમાગમથી લીલા રંગની સાડી પરિધાન કરેલી હતી. એટલે જ્યાં જોઇએ ત્યાં લીલાછમ જેવાં વૃક્ષો, વેલાઓ અને છોડવાઓથી સમસ્ત પૃથ્વી આચ્છાદિત થઇ ગયેલી હતી. જ્યાં જુવો ત્યાં નયનરંજક લીલો રંગજ દૃશ્યમાન થતો હતો. પવન પણ મીઠો, મધુર અને સુગંધી વાતો હતો અને તેથી વૃક્ષોની નીચે નમી ગયેલી ડાળીઓ આમતેમ આનંદથી ઝુલતી હતી. નાના પક્ષીઓ અનેક પ્રકારના વૃક્ષો ઉપર બેસી આનંદથી કીલકીલાટ કરી રહ્યાં હતા. ગાય, ભેંસ, બળદ આદિ જાનવરો શાંતિથી મીઠું અને મુલાયમ લીલું ઘાસ ચરતા હતા. મનુષ્યો રમતગમતથી, મિત્રો સાથે વાર્તાલાપ કરી, કુટું-બીઓ સાથે સંપથી રહી, પ્રિય મનુષ્યોના સહવાસથી અને ગીત–વાજીંત્રથી આનંદનો ઉપભોગ કરતાં હતાં ટુંકામા કહીએ તો ગુર્જરદેશનો પ્રત્યેક આત્મા આનંદનો અનુભવ કરતો હતો.

સાયંકાળનો સમય થવા આવ્યો હતો. આકાશમાં અનેક રંગોનું પરિવ-ર્ત્તન થતુ હતું. ઘડીમાં સિંહ તો ઘડીમાં શિયાળ એવાં વાદળાનાં વિચિત્ર આ-કારો થતાં હતાં. દુર્લભ સરોવરનાં નિર્મળ જળમાં તેનું જે પ્રતિબિંબ પડતું હતું તે અલૌકિક હતુ. સંખ્યાબંધ પક્ષીઓ સરોવરના છીછરા પાણીમાં જલ-ક્રીડા કરી રહ્યા હતાં. સરોવરની પાળ ઉપર વૃક્ષોની લાંબી હાર હતી. સંધ્યાનો સમય થયેલો હોવાથી પક્ષીઓ કલરવ કરતા પોતાના માળામાં ઉડીને ભરાઈ જવાની તૈયારી કરતાં હતાં. અસ્તાચળ તરફ પ્રયાણ કરવા આતુર થયેલા દિનકરને જોઇ મનુષ્યો પણ પોતપોતાના ઉદ્યમથી પરવારી ગૃહ તરફ જવા આતુર થયાં હતાં.

રાજ્યકાર્યથી પરવારી વિમલ ઘેર આવ્યો. પોતાની પ્રિયપત્ની શ્રીદેવીને મળવા અને સિંધ ઉપર ચડાઇ લઇ જવાના સૈન્યનો પોતે સેનાપતિ થયો છે, એ શુભ સમાચાર જણાવવા તેનું મન આતુર બન્યું. હતું. આ વખતે વિમલે રાજા તરફથી મળેલો નવો પોશાક ધારણ કર્યો હતો. તેનું સુંદર અને મુલાયમ શરીર નવાં પોશાકથી બહુજ દીપતું હતું. વિમલ પોતે આ નવા પહેરેલા પોશાકમાં કેવો લાગે છે તે વારંવાર જોતો અને મનમા ને મનમાં હર્ષ પામતો પોતાના શયનગૃહમાં આવી પહોચ્યો. વિમલનું કુટુંબ શ્રીમંત હતું અને વળી તેના પૂર્વજો રાજ્યના અમાત્ય હતા; તેથી તેનુ ગૃહ સુંદર, વિશાળ અને શોભીતુ હતું. ઘરમાં જ્યાં ત્યાં હારબંધ આરસા બાધેલા હતાં અને બારણે સુશોભિત તોરણો બાંધ્યા હતાં. પૂતળીઓમાં એવા યાંત્રિક કામની ગોઠવણ કરી હતી કે તે નીચી નમીને ઘરમાં આવનારાઓને સન્માન આપતી, કોઇ પુતળી નૃત્ય કરતી તો કોઈ વા નાંખતી. એ દૃશ્ય જોઇએ પુતળી છે કે ખરેખર સ્ત્રી છે, તે કોઇથી તુરત સમજી શકાય તેમ નહોતું. કાચની એવી બાંધણી કરેલી હતી કે તે કાચ

શ્તા જેનારને પાણીના હોજ ભર્યા હોય એમ લાગે, શયનખંડની શોભા તો અપ્રતીમ અને અપૂર્વ હતી દિવાલો ઉપર ચારે બાજુ મોટા મોટા આરસા જડી લીધા હતા નીચે બીલોરી કાચ જડેલો હતો અને ઉપર ઝુમ્મરો લટકાવેલા હતા ઝુમ્મરોમા સુગંધી દીપકો બળતા હતા શયનખંડની વચ્ચે એક હીંચકો બાંધેલો હતો ને ઉપર બેઠી બેઠી શ્રીના અવતારરૂપ શ્રીદેવી હીંચતી હતી વિમળ શયનખંડના બારણામા ઘડીવાર ઉભો રહ્યો પરન્તુ શ્રીદેવીનું ધ્યાન તેના પ્રત્યે નહોતુ તે સામેના આરસામા પોતાનુ સૌંદર્ય જોવામા તલ્લીન થઇ ગયેલી હતી વિમળ ધીમા પગને શ્રીદેવી હીંચતી હતી તે હીંચકાની પછવાડે જઇને ઉભો રહ્યો એટને તેનુ પ્રતિબિંબ પણ આરસામા પડ્યુ શ્રીદેવી પોતાના પ્રિયતમને આમ ગુપ્ત રીતે આવેલા જોઇ ચમકી અને હીંચ । ઉપરથી નીચે ઉતરી વિમળ પાસે દોડી ગઇ વિમળે સ્મિત હાસ્ય કરતા તેને પોતાની બાથમા પકડી લીધી અને શ્રીદેવી પણ પોતાના નાથના સુંદર શરીરને વેલની પેઠે વળગી પડી.

ઘડીભર બન્ને પતિ-પત્ની એ સ્થિતિમા ઉભા રહ્યા થોડીવાર પછી વિમળ શ્રીદેવીને પોતાની બાથમાથી છુટી કરી અને તેને હીંચકા પાસે લઇ ગયો, ઉભય તે ઉપર બે । શ્રીદેવી પોતાના નાથને પ્રેમથી મીઠા વચનો વડે સંતોષ પમાડતી પૂછવા લાગી " પ્રિય નાથ, આપને આ નવો પોશાક મહારાજા તરફથી મળ્યો છે કે શુ ?"

વિમલે સ્મિત હાસ્ય કરીને ઉત્તર આપ્યો '' મહારાજાજ તમને વિરહાનળમા બળતી મુકીને હું તમારાથી અધિકસુન્દર એવી કોઇ નવીન તરૂણીને વરવા જવાનો છુ અને તે માટેજ મહારાજે આ ઉત્તમ પોશાક મને અર્પણ કરેલો છે "

શ્રીદેવી વિમલના મર્મયુક્ત વચનો સમજી શકી નહિ. તેણે આશ્ચર્યચકિત થઇને પૂછ્યુ " નાથ, હજુ આપણા લગ્ન થયાને કાંઇ ઘણો સમય થયો નથી, ત્યા બીજી વરવાની ઇચ્છા કરો છો તો ભલે, પણ તે કોણ છે, કયાની છે અને કેવી છે તે તો મને કહો "

વિમલે એક વખત શ્રીદેવીના સુંદરમુખ તરફ જોયુ અને પછી કહ્યુ " તારા કરતા તે ઘણીજ સુંદર, ઘણીજ મોહક અને ઘણીજ ગુણવંતી છે '

" ત્યારે મને તેનુ નામ કેમ કહેતા નથી ? નામ આપવામા કાંઇ હરકત છે ?' શ્રીદેવીએ આતુરતાથી પૂછ્યુ.

"નામ સાભળીને તુ શુ કરીશ ? તારા નામ કરતા તેનુ નામ પણ ઘણુ સુંદર છે " વિમલે કહ્યુ

" ભલે, તેનુ નામ મ્હારા સાધારણ નામથી વધારે સુંદર હોય તેમા મને શુ હરકત છે ? આપની નવી પ્રાણપત્ની અને મ્હારી વ્હાલી બ્હેનનુ નામ સાભળીને પણ હુ તો આનંદજ પામીશ " શ્રીદેવીએ કહ્યુ

વિમલ હસતાં હસતાં બોલ્યો " તેનું નામ છે યશોમતી."

" યશોમતી ! વાહ નામ તો બહુ સુંદર છે હો ! " એમ કહેતાં કહેતાં શ્રીદેવી હસી પડી તે વિમલના મર્મવચનોને હવે સમજી ગઇ હતી, તેથી તેણે કહ્યું. " પણ યશોમતી તો અહીંજ છે અને તેની સાથે આપ હમેશાં સુખચેનમાં દિવસ વ્યતિત કરો છો; તેમ છતાં આપ તેને વરવા માટે ક્યાં જવાના છો ? "

" પ્રિયા, તને ખબર નથી કે હું મહારાજ સાથે સેનાપતિ થઇને સિંધ-દેશ ઉપર ચડાઈ લઇને જઉં છું ? એ ચડાઈમાં વિજય મેળવીને યશોમતિ ( કીર્તિ )ને વરીશ. " વિમલે કહ્યું.

" આપણી દાસી મને વાત તો હમણાંજ કરતી હતી કે મહારાજા સિંધ ઉપર ચડાઇ લઇ જનાર છે, પણ આપ સેનાપતિ થઇને સાથે જવાના છો, એની મને ખબર નહોતી. " શ્રીદેવીએ કાંઇક ઉદાસિનતાથી કહ્યું.

પોતાની પ્રીય પત્નીને પછવાડે એકલી મૂકીને પોતે યુદ્ધમાં જવાનો છે, એ કારણથી શ્રીદેવી ઉદાસ બની ગઇ હતી. પરંતુ તેને આશ્વાસન આપવા માટે તેણે શ્રીદેવી પ્રત્યે પ્રેમથી ઉભરાતા હૃદયે કહ્યું:—" વ્હાલી, તું શામાટે ઉદાસ થતી જાય છે, એ હું જાણું છું. મ્હારા વિયોગનું દુઃખ તને સાલશે એ વિચારથી તું દીલગીર થાય છે; પરન્તુ વીરપતિની પત્નીએ આવે સમયે પોતાનો શું ધર્મ છે, તે સમજવું જોઇએ. શું તું અન્ય વણિક કન્યાઓ અને વણિક વહુઓ જેવી નિર્બળ છે ? એ ખરૂં છે કે હું અને તું બન્ને વણિક છીએ; પરંતુ આપણાં પૂર્વજો કોણ અને કઇ જાતિના હતા, તે શું તું નથી જાણતી ? ભગવાન પાર્શ્વ-નાથ, નેમિનાથ અને મહાવીર પિતાના અપૂર્વ બળને અને આત્મસંયમને શું તું નથી જાણતી ? એમના જ આપણે પુત્રો છીએ અને એમનાજ ઉત્તમ સદ્‌-ગુણોનો આપણે વારસો મેળવ્યો છે; તો પછી મ્હારા અલ્પ સમય માટેના વિયોગથી અને મને યુદ્ધમાં જતો જોઇને તું શામાટે રડે છે ? "

શ્રીદેવી પોતાના વીરપતિ પ્રત્યે એકજ ધ્યાનથી જોઇ રહી હતી. વિમલના વીરતાયુક્ત વચનો સાંભળી તેના મુખ ઉપરથી ઉદાસિનતા ક્યારનીએ પલાયન કરી ગઈ હતી. અને તેના બદલે પ્રસન્નતા અને દૃઢ નિશ્ચયની છાયા પથરાઇ ગઇ હતી. તેણે કહ્યું. " નાથ, મ્હારા વીરપતિ, હું આપ યુદ્ધમાં જાઓ તેથી રડતી નથી. હું આપના જેવા વીરપતિની પત્ની છું તો પછી ભય શામાટે ધરૂં ? સ્ત્રીઓના સ્વાભાવિક સ્વભાવ મુજબ આપનો વિયોગ થશે, એમ જાણી હું સહેજ ઉદાસ થઇ હતી એટલુંજ. પણ આપ યુદ્ધમાં જઇ વિજય મેળવો, એ મ્હારી અંતઃકરણની ઇચ્છા અને આશિર્વાદ છે. "

" ધન્ય છે પ્રિયા ત્હારા વિચારને અને ત્હારી વીરતાને ! " વિમલે એમ કહી શ્રીદેવીના સુંદર ગુલાબી ગાલ ઉપર એક ચુંબન મીઠું લીધું.

"આપ, મ્હારી પ્રશંસા શાને કરો છો? પોતાના પતિને ઉત્સાહિત કરવા એ અમ સ્ત્રીજાતિનું કર્તવ્ય છે. આપ ખુશીથી યુદ્ધમાં જાઓ. મને આપનો વિયોગ થશે, એની ચિંતા આપ કરશો નહિ. હું જાણું છું કે સિંધનો રાજા બહુ અભિમાની થઈ ગયો છે અને આપણા દેશ ઉપર ચડાઈ લાવવા માટે તૈયારી કરે છે. આપ સત્વર જઈને તેનો પરાજય કરો અને તેને બતાવી આપો કે શ્રાવકોના બાવડામાં કેટલું સામર્થ્ય છે. બીજા બધા રાજાઓ શ્રાવકોને જીવદયા પાળનારા કહી વગોવે છે તો નાથ, એ જીવદયા પાળનારા શ્રાવકોના હાથ શત્રુઓ સામે કેવા બળવાન છે, તે દર્શાવી આપી યશોમતીને વરો." એવી ખુમારીથી ઉપરના વચનો બોલી તેના સુંદર મુખકમળ ઉપર વીરતાનો પ્રભાવ તરી આવ્યો હતો, તેથી તેની શોભામાં ઓર વૃદ્ધિ થઈ હતી. વિમલ તેને પોતાની બાથમાં લઈને વિશેષ ધન્યવાદ આપવા જતો હતો, પણ તેને અટકાવી શ્રીદેવી બોલી ઉઠી "નાથ! આ સમય એવી પ્રેમલીલાને માટે ઉચિત નથી. હું જો કોઈ કવિ હોત અથવા મધુર પણ ઉદ્દીપક સુરોમાં મનોભાવને પ્રકટ કરી શકતી હોત તો આ પ્રસંગે પ્રેમગીતને બદલે એકાદ શૌર્યસંગીત ગાઈ આપના આવેશને વિશેષ ઉત્તેજીત કરત અને એ રીતે સહધર્મિણીની ફરજ બજાવત. અફસોસ! અમે માત્ર પુરુષોની ક્રીડાપુતળી સિવાય બીજા કશા ઉપયોગમાં આવી શકતી નથી. પરંતુ તે વાતને જવા દ્યો. હું માત્ર આપને વિદાય આપતી વખતે એટલુંજ કહું છું કે રણસંગ્રામના મોખરે જતાં આ ગૃહિણી અને કુટુંબની તમામ ચિંતાઓને તિલાંજલી આપી માત્ર સ્વદેશ અને સ્વધર્મની ઉન્નતિનુંજ ધ્યાન કરજો. અમે સ્ત્રીઓ કાયર પુરુષોની શૃંગારશાળાની પત્નીઓ હોવા કરતાં વીરપુરુષોની વિધવાઓ હોવામાં વિશેષ ગૌરવ સમજીએ છીએ." પોતાની પત્નીના આવા આવેશભર્યા અને તેજોપૂર્ણ શબ્દો સાંભળી વિમલ થોડીવાર નિરુત્તર બની ગયો. પતિની નિરુત્તરતાનો ભંગ કરવાના ઉદ્દેશથી વિમલાએ પ્રશ્ન કર્યો —"પ્રિયતમ! યુદ્ધમાં જવાનું પ્રયાણ-મુહૂર્ત ક્યારે છે અને આપ અહીંથી ક્યારે સિધાવવાના છો?"

"પ્રિય દેવી, આવતી કાલે પ્રાતઃકાળમાં વહેલા સૈન્ય લઈને જવાની મને આજ્ઞા થયેલી છે. આજની રાત્રીજ ત્હારા સંગમાં રહેવાનો છું, માટે મને યુદ્ધમાં જવાની રજા અને આદેશ આપી દે." વિમલે કહ્યું.

'આપ યુદ્ધમાં જાઓ, અનેક સંકટો સહન કરો અને હું અહીં હવેલીમાં સુખચેનથી રહું, એ કેવળ અસંભવિત છે. હું તો આપની સાથેજ આવીશ. હું એક વીરપતિની વીરાંગના છું તો શું યુદ્ધમાં આપની સાથે આવી આપને સહાય ન કરી શકું?" શ્રીએ પૂછ્યું.

"પ્રિયા, ત્હારો યુદ્ધમાં આવવાનો ઉત્સાહ પ્રશંસનીય છે, પણ કોઈપણ

મંત્રી, સેનાપતિ કે સૈનિકો પોતાની સ્ત્રીને સાથે લેવાની મહારાજાની સખ્ત મના છે, વળી માતુશ્રીની સેવા કરવાને માટે પણ ત્યારે અહીંજ રહેવાની જરૂર છે." વિમલે કહ્યું.

શ્રીદેવી ઘડીભર વિચારમાં પડી ગઈ અને શું ઉત્તર આપવો તે વિષે કશા નિર્ણય ઉપર આવી શકી નહિ. પોતાના સ્વામીનું કથન યથાર્થ હતું, એમ તે સમજી ગઇ. તેણે આનંદથી કહ્યું. " નાથ ! આપની આજ્ઞાનો હું સ્વીકાર કરૂં છું. પણ તેથી આપની સેવા મારાથી થઇ શકશે નહિ."

" તેની કાંઇ ફીકર નહિ. માતુશ્રી વૃદ્ધ થયાં છે અને તેમની સેવા કરવાનો આ સમય છે, માટે તેમને કોઇ પ્રકારથી દુઃખ ન લાગે તે પ્રમાણે તેમની સેવા કરજે. હું અહીં આવ્યો તે પહેલાં તેમની રજા મેં લઇ લીધી છે." વિમલે કહ્યું.

" માતુશ્રીની ચિંતા કોઇપણ પ્રકારે કરશો નહિ. આપ ખુશીથી યુદ્ધમાં જાઓ અને વિજયમાળા પહેરી સત્વર પાછા પધારજો. રાત્રી ઘણી ગઇ જણાય છે, માટે આપ આ હીંચકા ઉપરજ શયન કરો અને મને સેવા કરવાનો લાભ આપો." એમ કહી શ્રીદેવીએ પોતાના પ્રિયતમને પોતાના કોમળ અંકમાં સુવાર્યો અને પોતે તેની ચરણસેવા કરતી બેઠી.

× × × ×

પ્રાતઃકાળના સમયને બહુ વાર નહોતી, તે વખતે વિમલ જાગૃત થયો. પોતાના ઘર દેરાસરમાં જઇ પરમાત્માનું એક ધ્યાને સ્મરણ કરી અને પોતાની માતા તથા પ્રિય પત્નીની રજા લઇ તેમને આશ્વાસન આપી, પોતાને સોંપવામાં આવેલા સૈન્યને લઇ વિમલ સિંધુ દેશ તરફ રવાના થઇ ગયો. રાજા ભીમદેવ પણ પોતાના ખાસ સૈન્ય સાથે વિમલની પછવાડે કુચ કરી ગયો.



# પ્રકરણ ૧૮ મું.



## હમીર સુમરો.

ઇતિહાસના સાધનોના અભાવે આપણે પૂર્વના સમયની એક પણ વાત ચોક્કસપણે કહી શકતાં નથી. ગુજરાતનો ઇતિહાસ અત્યારે જે થોડો ઘણો ઉપલબ્ધ થાય છે, તે માટે આપણે જૈનસાધુઓના આભારી છીએ, પ્રાચીન સમયમાં ઇતિહાસ લખવાની પ્રથા નહોતી એમ કહીએ તો પણ ખોટું નથી. તે સમયનો વિદ્વાન વર્ગ ઘણે ભાગે ધાર્મિક અને જ્યોતિષ વિષયક ગ્રંથો લખવામાં અને ખાસ કરીને આખ્યાનો અને ચરિત્રો રચવામાં આતુર રહેતો હતો. પ્રમા-

ણભૂત ઇતિહાસ લખવાની તે કાળે વૃત્તિજ નહિ હોય, એમ અનુમાન થઇ શકે છે તે સમયમાં જો કે ઇતિહાસના સાધનો ઘણા હતા, પણ મુસલમાનાદિ લોકોના હુમલા જે વખતે ઉપરા ઉપરી થતા હતા અને માણસોને પોતાના જાન-માલની જે વખતે ખાસ કરીને ચિંતા રહ્યા કરતી હતી તેવા વખતમાં ઇતિહાસના સાધનોનું સંશોધન થાય અને પ્રમાણભૂત ઇતિહાસ લખાય, એ અસંભવિત હતું. કવિઓએ ઘણું કરીને દંતકથા અને ભાટચારણોના દોહરા ઉપરથીજ ઇતિહાસ રચેલો જણાય છે અને તેથીજ પરસ્પર અસંબદ્ધ વાતોમાં અત્યારે આપણને મુશ્કેલી આવે છે એવા બારીક સમયમાં પણ જૈનસાધુઓએ ગુજરાતનો ઇતિહાસ જેટલો લખ્યો છે, તે ઉપરથી તે સમયની ખરી સ્થિતિ શું હશે, તેની આપણે કલ્પના કરી શકીએ છીએ અને આપણે સત્યની ખાતરી કર્યા સિવાય રહી શકતા નથી કે જૈન સાધુઓએ ગુજરાતનો ઇતિહાસ લખીને સમાજની એ અમૂલ્ય સેવા કરેલી છે રાજસ્થાનનો અને હિન્દુસ્થાનના અન્ય ભાગોનો ઇતિહાસ જરૂર જેટલો તો નહિ પણ સામાન્ય રીતે તે કાળની વસ્તુસ્થિતિ સમજી શકીએ તેટલો મળી આવે છે પરંતુ સિંધુ દેશનો ઇતિહાસ હિન્દુ ઇતિહાસકારોના હાથથી લખાયલો મળી આવતો નથી સિંધુ દેશના ઇતિહાસ માટે તો આપણે મુસલમાન ઇતિહાસકારોના વચનોમાં વિશ્વાસ રાખવો પડે છે ઈ. સ. ૭૧૧ માં આરબોએ મહમદ કાસીમની સરદારી હેઠળ સિંધ ઉપર સ્વારી કરી. તે સમયે તે દેશનો રાજા દાહિરરાય હતો પણ તે સમયમાં અને ત્યારપછી સિંધની વસ્તુસ્થિતિ કેવી હતી અને તેના ઉપર કઇ જાતના રાજાઓ રાજ્ય કરતા હતા, તે વિષે આપણે ઘણું થોડું જાણીએ છીએ. મહમદ કાસીમની સ્વારીથી સિંધ દેશ પાયમાલ થઇ ગયો હતો અને ત્યાંના રાજકર્તાઓને તેથી એટલું બધું નુકસાન થયું હતું કે તેઓ પાછા પગભર થઇ શક્યાજ નહિ. મહમદ કાસીમે સિંધના ઘણા રાજવંશીઓનો કેવળ નાશ કરી નાખ્યો હતો, તેથી તે પછી સિંધના રાજાઓ ફરીથી સ્વતંત્ર થઇ શક્યાજ ન હોતા. દાહિરરાય આરબો સાથે લડતા તેના પોતાના સેનાપતિના કાવત્રાથી અને ખુટવણીથી મરાયો, તે પછી તેના તાબાના જે ખંડિયા રાજાઓ હતા, તેમાંના ઘણાખરા આરબોની સત્તાનો સ્વીકાર કરવાથી ટકી રહ્યા હતા દાહિરરાયની નીચે ચાર વહિવટદાર રાજાઓ હતા તેઓ તેના મૃત્યુ પછી સ્વતંત્ર થયા હતા. તેઓમાં એક બ્રાહ્મણાબાદનો વહિવટદાર હતો મધ્યકાળમાં સુમરા રજપુતોનું સિંધમાં જ્યારે જોર થયું અને તેઓ કાંઇક પગભર થયા ત્યારે સિંધની સ્થિતિ કાંઇક આશાજનક થઇ હતી પરંતુ ગુજરાતના રાજા ભીમદેવે સુમરા જાતિના રાજા હમીર સુમરાના સમયમાં સિંધ ઉપર ચઢાઇ કરી સુમરા રજપુતોનું જોર પણ તોડી નાખ્યું અને ત્યારપછી

સિંધના રાજકર્તાઓ પગભર થઇ શક્યાજ નહોતા. હમીર બીજાની રાજ્યધાની બ્રાહ્મણાબાદમાં હતી તેણે સિંધના ન્હાના મ્હોટા રાજાઓ અને વહિવટદારોને પોતાને વશ કરી લીધા હતા અને કચ્છનો પણ ઘણોખરો ભાગ તેના અધિકાર નીચે હતો. કચ્છમાં કિરંતીગડનો રાજા કેસર મકવાણો તે સમયે એક જોરાવર રાજા હતો. તે હમીરસુમરાના રાજ્યમાંથી વારંવાર જાનવરો અને સ્ત્રીઓને ઉપાડી લાવતો હતો. અને બીજી ઘણી રીતે સિંધના રાજાને હેરાન કરતો હતો. એક વખતે કેસર રાજા હમીરના સત્તાસો ઘોડા લઇ આવ્યો. અને ભાટ ચારણોને દાનમાં આપી દીધા. બીજા સમયે તે હમીરના સાતસો ઉંટ ઉપાડી લાવ્યો અને તે પણ ભાટ ચારણોને વહેંચી આપ્યા. આટલું કર્યાં છતાં પણ હમીર ચૂપજ બેઠો હતો. છેવટે કેસર એક વખત પોતાનું કેટલુંક લશ્કર લઇને હમીરના રાજ્ય ઉપર ચડાઇ કરવા ગયો. આ વખતે હમીરની બ્હેન અને તેની પુત્રી રથમાં બેસીને નગર બહાર બાગમાં જતાં હતાં. કેસર ગુપ્ત રીતે બાગમાં પેસી તે બન્નેને તથા બીજી કેટલીક સુમરી રજપુતાણીઓને પોતાના નગરમાં લઇ ગયો. હમીર આથી બહુ ગુસ્સે થયો અને કિરંતીગડ ઉપર પોતાના લશ્કર સાથે ચડાઇ લઇ ગયો. કેસર અને તેના લશ્કર વચ્ચે એક મ્હોટું યુદ્ધ થયું. તેમાં કેસર મરાયો અને તે સાથે તેના કુટુંબીઓ અને સગાંઓનો ઘાણ નીકળી ગયો. હમીરે કિરંતીગઢને બાળીને જમીનદોસ્ત કરી નાંખ્યું. કેસરનો માત્ર એક ન્હાનો પુત્ર હરપાળ તે હત્યાકાંડમાંથી બચી ગયો અને ગુપ્ત રીતે દેશાવરમાં નીકળી પડયો. છેવટે ભીમદેવના પુત્ર કરણરાજાના સમયમાં તે અણહિલપુર પાટણ આવ્યો *હતો, પણ એ વાત સાથે આપણને અત્યારે કશો સંબંધ નહિ હોવાથી તેને પડતી મૂકીએ છીએ. એ હરપાળના વંશજો અત્યારે ઝાલા રજપૂતો । નામથી ઓળખાય છે.

આપણે જે સમયની આ નવલકથા વાંચીએ છીએ, તે સમયે પ્રાચીન સિંધનો મુલક વર્તમાન સિંધ કરતાં કાંઇક વિસ્તૃત હતો. તેમાં નાના નાના ઘણાં રાજાઓ, જાગીરદારો અને વહિવટદારો હતા. હમીર સુમરે નાના મોટા સર્વે રાજાઓને પોતાને વશ કરી લીધા હતા. શિવશાણ ( સીવીસ્તાન ) ના રાજાને તેણે જીતી લીધો હતો. તેમજ ઘણાએક બીજા બેટના રાજાઓ અને ગઢપતિ-

* ભાટ ચારણો આ બનાવ ગુજરાતના છેલ્લા રાજા કરણ વાઘેલાના સમયમાં બન્યાનું કહે છે, પણ ઇતિહાસ તથા સમયનો વિચાર કરતાં તે વાત સત્ય જણાતી નથી. હરપાળ અને તેના બીજા બે ભાઇઓ ભીમદેવના પુત્ર કરણ સોલંકીના સમયમાં જ પાટણમાં આવ્યા હતા અને કરણ રાજાને પ્રસન્ન કરી ઘણાં ગામો ઇનામમાં મેળવ્યાં હતા, એમ ઘણા ગ્રંથકારોનો અભિપ્રાય છે. અને અમે પણ તે તે અભિપ્રાય સાથે મળતા થઈએ છીએ.

લેખક.

ઓને તાબે કરી લીધા હતા. હમીરે ગુજરાતના રાજા ભીમદેવની અપૂર્વ કીર્તિ સાંભળી હતી, તેથી તે ભીમદેવ સાથે યુદ્ધ મચાવવા માટે આતુર થઈ રહ્યો હતો. ગુજરાત ઉપર ચડાઈ લઈ જવા માટે તેણે ખાસ સૈન્ય પણ તૈયાર કર્યું હતું, અને યોગ્ય અવસર મળેથી ગુજરાત ઉપર સ્વારી લઈ જવાને તે એક પગે તૈયાર થઈ રહ્યો હતો.

સિંધુપતિ હમીર પોતાની રાજસભાના એક સુંદર મખમલની ગાદી ઉપર બેઠેલો હતો. ઓરડો બહુ વિશાળ નહોતો. હમીર પોતાની ખાનગી સભા આ ઓરડામાં ભરતો હતો. તેમાં સ્ફટિકના સ્તંભો હતા. ઓરડામાં જમીન ઉપર મોટી જાજમ પાથરેલી હતી. મધ્યમાં રાજાની ગાદી હતી અને તે બીજી આસપાસ ગોઠવેલી સર્વ ગાદીઓ કરતાં ઉંચી હતી. બીજી આસપાસ ગોઠવેલી ગાદીઓ ઉપર હમીરના મંત્રીઓ બેઠા હતા. તેનો મુખ્ય મંત્રી રામચંદ્ર રાજાની પાસેની ગાદી ઉપર બેઠો હતો. તેણે મખમલની પાઘડી તથા ઉંચી જાતિના કાપડનો વાઘો પહેરેલો હતો. તેની પછી બીજા મંત્રીઓ પણ યોગ્ય વસ્ત્રો પરિધાન કરી બેઠેલા હતા. હમીર સુમરાની અવસ્થા જુવાની વટાવી ગઈ હતી. તેનું વય ચાળીસેક વર્ષનું હતું, તેમ છતાં તેનું શરીર કસરત કરવાની ટેવથી જોરાવર અને પુષ્ટ હતું. તેના શરીરનો રંગ સહેજ શ્યામ હતો. શરીરે તે બહુ ઉંચો હતો અને પ્રમાણમાં તેનું મ્હોં ન્હાનું હતું. તેનું નાક જરા બેઠેલું હતું અને તેનો ચહેરો જોનારને ભયંકર લાગે તેવો આગ્રહી અને ક્રોધપૂર્ણ હતો. તેની ઝીણી આંખોમાં મદની રતાશ ભરેલી રહેતી હતી. તે સ્વભાવે આગ્રહી હતો, તેથી પોતે જે કામ કરવાનું વિચારતો તે અવશ્ય કરતો. તેણે આ વખતે અતિ સુંદર અને સુશોભિત પોશાક પરીધાન કર્યો હતો. માથા ઉપર મખમલની પાઘડી પહેરેલી હતી, તે ઉપર હીરા અને મોતીથી જડેલો શિરપેચ બાંધેલો હતો. વાઘો સાવ જરીના ભરતકામનો હતો, અને કારીગરી બનાવટના સુંદર સોનાની [illegible] હતી. તેણે સુરવાળ પણ સાચી પહેરી હતી. આવી રીતે શણગારાયેલો ક્રોધથી આસપાસ જોતો હમીરસુમરો બેઠેલો હતો. મંત્રીઓ અને હમીર રાજ્યકાર્ય સંબંધી વાર્તાલાપ કરતા હતા, તે સમયે પહેરેગીરે આવી નમન કરીને કહ્યું "રાજરાજેશ્વર! ગુજરાતના રાજા ભીમદેવનો એક દૂત આવેલો છે અને તે આપના હજુર આવવા આજ્ઞા માગે છે."

'ગુજરાતના રાજાનો દૂત!' હમીર આશ્ચર્ય પામીને બોલ્યો.

'જી હા' પહેરેગીરે ઉત્તર આપ્યો.

'તેને સત્વર પ્રવેશ કરાવ' હમીરે આજ્ઞા આપી એટલે પહેરેગીર નમન કરી ચાલતો થયો.

" મંત્રીશ્વર, " હમીરે કહ્યું. "ભીમદેવ મ્હારી સત્તા અને ધાકથી સલાહ કરવા તૈયાર થયો જણાય છે. "

" મહારાજનુ અનુમાન કદાચ ખરૂં હોય, પણ ભીમદેવ એકદમ સલાહ કરવાને તૈયાર હોય, એમ હું માની શકતો નથી. દૂતની આગમનનું કારણ બીજુંજ હોવું જોઇએ. " રામચંદ્રે યોગ્ય ઉત્તર આપ્યો.

એટલામાં દૂત રાજસભામાં આવી પહોંચ્યો અને હમીરને નમન કરી નિર્ભયતાથી ઉભો રહ્યો.

" ગુજરાતના રાજા ભીમદેવે તને મ્હારી પાસે મોકલ્યો છે ? " હમીરે પૂછ્યું.

" જી હા. " દૂતે ટુંકામાંજ ઉત્તર આપ્યો.

" ભીમદેવે સુલેહ કરવાની કઇ કઇ સરતો લખી મોકલી છે ? સિંધુપતિની સ્વતંત્રતા તેણે કબુલ કરી છે કે નહિ ? " હમીરે ગર્વથી પૂછ્યું.

દૂત હમીરના નિરર્થક ગર્વનાં વચનો સાંભળી જરા હસ્યો અને બોલ્યો. સિંધુપતિ ! અમારા મહારાજા તો સલાહ કરવાને આતુર છેજ નહિ. તે તો પોતાનું પ્રચંડ સૈન્ય લઇને આપની સાથે યુદ્ધ કરવાને આવ્યા છે અને પંચનદ પાસે છાવણી નાંખીને પડ્યા છે: માટે આપ અમારા મહારાજાનું ચક્રવર્તિપણું સ્વીકારી એમની સેવા કરવાને તૈયાર છો કે નહિ તે જાણી લેવાને હું આવ્યો છું. અમારા જીવદયા પાળનારા વિમળ મહેતા કહે છે કે સિંધુપતિ જો સમજીને ગુજરાતના મહારાજાની સેવાનો સ્વીકાર કરે તો વિના કારણ અસંખ્ય મનુષ્યોની જીવહિંસા થતી અટકે.

હમીરને દૂતનું વચન ચાબુક જેવું લાગ્યું; તેના મનમાં ચટકો લાગ્યો અને ગુસ્સાથી આંખોને લાલચોળ કરીને બોલી ઉઠ્યો. " જા જા, ત્હારો કહેવાતો મહારાજા મ્હારા કશા લેખામાં પણ નથી. ત્હારા સ્વામીને લાજ નથી, તે સન્નિપાતના રોગથી બુદ્ધિશૂન્ય થઇ ગયો જણાય છે અને કાંતો મિથ્યાભિમાનથી વિવેકહિન થયો દેખાય છે. અસંખ્ય ગામોના રાજાધિરાજ અને અનેક શત્રુઓનો પલકમાં નાશ કરનાર સિંધુપતિનું રાજ્ય લેવા ગાંડો ગુજરાતનો રાજા ભીમદેવ અને પેલો જીવદયાનો પ્રતિપાળ વિમલ શ્રાવક આવ્યા છે ! અનેક ખંડિયા ઠાકોરો જેને તાબે થઇ રહ્યા છે, સમુદ્રપરના અને પૃથ્વીપરના રાજાઓ જેની આણ માને છે, જેની સ્વારીમાં અનેકવિધ વાહનો શોભી રહ્યા છે, તેના સિંધુપતિ આગળ ત્હારો રાજા ભીમદેવ તુચ્છ જેવો છે. સુતા સિંહને જગાડવાથી ત્હારો સ્વામી શું લાભ કરશે ? હવે એના દહાડા નમતા આવ્યા લાગે છે.

હવે તુ એકદમ મ્હારા રાજ્યની સીમા છોડીને ચાલ્યો જા અને ત્હારા સ્વામીને જઈને કહે કે સિંધુપતિ યુદ્ધમા આવવાને તૈયાર છે ત્હારા ગર્વના વચનો સાભળી તને મારી નાખવોજ જોઈએ, પણ દૂત જાણી જવા દઉં છુ "

દૂત ત્યારથી હમીરને નમન કર્યા સિવાય એકદમ રાજસભામાથી ચાલ્યો ગયો મ ત્રીઓ અત્યાર સુધી ચૂપ બેસી રહ્યા હતા અને હમીર તથા દૂતનો સવાદ સાભળી બોલવાને માટે આતુર થઈ રહ્યા હતા, પરતુ હમીરનો ક્રોધ અત્યારે સમાતો નહોતો અને ગુસ્સામા તે કેવી આજ્ઞા આપશે, એ નહિ સમજી શકવાથી તેઓ કાઇ પણ બોલ્યા વિના ચૂપ બેસી હતા હમીર ઘડીવાર વિચાર કરી પછી બોલ્યો " રામચદ્ર ! ભીમદેવ આવી રીતે અચાનક સ્વારી લઇ ધસી આવશે, એમ હુ માનતો નહોતો પરતુ દૂતના કહેવાથી જણાય છે કે તે ઘણો નજીક આવી પુગ્યો છે ભીમદેવને મ્હારો હાથ બતાવવાનો અને સિંધુ દેશના ઉત્તમ યે દ્ધાઓ ! શૌર્યનો રસ ચખાડવાનો આ ઉત્તમ અવસર આવેલો છે, માટે આપણુ સૈન્ય તૈયાર કરો અને યુદ્ધભૂમિ તરફ જેમ બને તેમ ત્વરતમાં જવાય એવી ગોઠવણ કરો. આપણા ગુપ્તચરોને ભીમનુ સૈન્ય કેટલુ છે અને તેની શી ધારણા છે, તે જાણી લેવાને માટે આજે ને આજે અને અત્યારેજ રવાના કરો "

રામચદ્ર બોલ્યો, " મહારાજની આજ્ઞા પ્રમાણે સર્વ વ્યવસ્થા કરૂ છુ "

" હા, અત્યારેજ જઈ સર્વ વ્યવસ્થા કરી મ્હને ખબર આપો " એમ કહી હમીરે સેનાપતિ તરફ જોઇને કહ્યુ " જયસિંહ તમે પણ મત્રીશ્વર સાથે જઈ સૈન્યને એકદમ તૈયાર કરો "

સેનાપતિ જયસિંહ, હમીરની આજ્ઞા માથે ચડાવી ચાલતો થયો બીજા મત્રીઓને પણ અમુક કાર્યો કરવાની આજ્ઞા આપી રાણીવાસ તરફ જતાં જતા હમીરે રામચદ્રને કહ્યુ " મને લાગે છે કે લડાઇ ચાલે ત્યા સુધી આપણુ મુકામ પજનદમા આપણો જે મજબુત કીલ્લો છે, ત્યાજ રાખવુ, કેમકે પચનદ ઓળગીને ભીમદેવને ત્યા આવવુ મુશ્કેલ થઇ પડશે બ્રાહ્મણાબાદમાં તો તે તુરતજ આવી શકશે, માટે આજેને આજે રાજધાની પજનદના કીલ્લામા ફેરવી નાખવાની પણ વ્યવસ્થા તાકીદે કરો કાલે પ્રભાત સમયે હુ કેટલાક સૈન્ય સાથે ત્યા આવવા રવાના થઈશ "

રામચદ્ર મત્રી ' જેવી મહારાજની આજ્ઞા ' એમ કહી નમન કરી ચાલ્યો ગયો



# પ્રકરણ ૧૯ મું.

---

## ભીમદેવની છાવણી.

બે પ્રહર જેટલી રાત્રી વીતી ગઇ હતી. પંચનદના તીરપ્રદેશમાં પોતાના સમગ્ર સૈન્યની છાવણી નાખી ભીમદેવ પડયો હતો. ગુજરાતના સૈન્યની છાવણી ઘણીજ વિશાળ હતી, તેથી દિવસે એક ન્હાના શહેર જેવો દેખાવ લાગતો હતો. છાવણી માંહેના ઘણા ખરા દ્વાનદારો પોતાની રાવટીમાં ઉંઘી ગયા હતા. ઘણા સૈનિકો પણ નિદ્રાધિન અવસ્થામાં પડ્યા હતા. કેટલાક તો રોજું વળી તાપણું સળગાવીને બેઠા બેઠા વાતોના ગપાટા મારતા હતા. કોઇ કોઇ સ્થળે રાવટીઓમાં ઝીણા દીપકો બળતા હતા અને સૈનિકો એકત્ર થઇ પૂર્વના યુદ્ધોની કથાઓ વાંચતા હતા. અસંખ્ય રાવટીઓની મધ્યમાં ભીમદેવનો વિશાળ અને સફેદ દૂધ જેવા તંબુ આવી રહ્યો હતો. ભીમદેવના તંબુની નજીક વિમલ સેનાપતિ અને બીજા સરદારો અને મંત્રીઓના ન્હાના ન્હાના તંબુઓ આવેલા હતા. તંબુઓ આગળ અને છાવણી ફરતા પહેરેગીરો પહેરો ભરતા હતા. આમાવાસ્યાની રાત્રી હોવાથી અંધકાર ચારે બાજુ પ્રસરી ગયો હતો. ગાઢ અંધકારમાં પોતાના શરીરનો કોઇ પણ ભાગ કળી શકાય તેવું નહોતું. આકાશમાં તારાઓ પ્રકાશી રહ્યા હતા, પણ તેમનું ઝાંખું તેજ પૃથ્વીપ્રદેશને પ્રકાશમાન કરી શકતું નહોતું. આખી છાવણીમાં શાંતિનું સામ્રાજ્ય પથરાઇ ગયું હતું. તમરાઓનો ગણગણાટ અને પહેરેગીરોના અવાજેથી ક્વચિત શાંતિનો ભંગ થતો હતો. તેમ કોઇ કોઇ વખતે પંચનદના જળચર પ્રાણીઓનો ખળભળાટ અને શિયાળીઆના કર્ણકઠોર સ્વરો પણ સંભળાતા હતા. આસપાસ આવેલાં વૃક્ષો રાત્રીના અંધકારમા વિશેષ ભયાનક દેખાતાં હતાં અને પંચનદના જળઘોષનો થતો ભયંકર અવાજ ભીરૂ મનુષ્યોના હૃદયને કમ્પાવતો હતો. અમાવાસ્યાની રાત્રી એટલે અંધકારનું તો જોર હોયજ, તેમાં વળી નિર્જન જંગલ એટલે પ્રકૃતિની ભયંકરતાની કોઇ પણ પ્રકારની હદજ નહોતી. પવન પણ જોરથી વાવા લાગ્યો અને ઝાડની ડાળીઓ પવનના સુસવાટાથી ઝુલતી હતી. શાંતિનું સામ્રાજ્ય જે અત્યાર સુધી પથરાયલું હતું તેના બદલે ચોતરફ પવનના અતિ જોરથી અને વૃક્ષોની ડાળીઓના અવાજથી ભયંકરતામાં વધારો થતો હતો. અને પ્રકૃતિએ જાણે વિકાળ સ્વરૂપ ધારણ કર્યું હોય નહિ, એમ જણાતું હતું આવા ભયાનક વખતે પંચનદના તીર ઉપર એક સૈનિક જેવો જણાતો પુરૂષ આમ તેમ ફરતો હતો. તેણે કાળાં વસ્ત્રો પહેરેલાં હતાં અને મ્હોડે બુકાની બાંધી લીધી હતી તેના એક હાથમા ધનુષબાણ અને બીજા હાથમાં એક મજ-

બહુત ઠાગ હતી. તેની કમરે એક તલવાર પણ લટકતી હતી. આવી અંધારી રાત્રીએ અને આવા ભયંકર સમયે નિર્ભયતાથી ફરનાર પુરુષની હિંમતના વખાણ કર્યા સિવાય કે કંઇથી રહી શકાય નહિ. તે અહીં શું મતલબથી ફરતો હશે અને કોણ હશે એ તો કલ્પના કરવી અશક્ય હતી, કારણ કે અંધારનું જોર એટલું બધું ગાઢ હતું કે તેનું મુખ જરા પણ દેખાતું નહોતું. તેમ તે અહીં શું મતલબથી આવ્યો હશે અને આમતેમ ફરતો હશે એ કલ્પના કરવી પણ અશક્ય હતી. તે પુરુષ પ્રથમ આમતેમ ફરતો ફરતો એકદમ અને ઓચિંતો ઉભો રહી ગયો. કોઇના પગલાનો અવાજ તેના કાને આવતો હતો. તેણે પોતાની અતિ તીક્ષ્ણ આંખોએ જોઇ લીધું કે સામેથી બે આકૃતિઓ પોતાના તરફ ચાલી આવતી હતી. તે બન્ને આકૃતિઓને નજીક આવેલી જોઇ પેલો પુરુષ એક વૃક્ષના થડની ઓથે છુપાઇ ગયો. બન્ને આકૃતિઓ અત્યંત નજીક આવી પહોંચી અને પોતે જે વૃક્ષ પછવાડે છુપાયો હતો તેને વટાવીને આગળ ચાલતી થઇ, તે વખતે બન્ને આકૃતિએ કોઇ સૈનિકોની હોય એમ તેણે તુરતજ જોઇ લીધું. તે બન્ને સૈનિકો છાવણીના કોઇ પહેરેગીરો હશે, એમ પ્રથમ તેણે અનુમાન કર્યું, પરંતુ તેઓએ પહેરેલો પોશાક અપરિચિત જણાતાં તેને આશ્ચર્ય થયું અને તેઓ જરા દૂર ગયા એટલે ધીમેથી તેમની પછવાડે પછવાડે તે જવા લાગ્યો. પેલા બન્ને સૈનિક જેવા જણાતા પુરુષો ધીમેથી અને અસ્પષ્ટતાથી વાતો કરતા હતા, એમ તે જાણી શક્યો પરંતુ તેઓ શું વાત કરતા હતા, તે સાંભળી શક્યો નહિ. તે બન્ને નવા જણાતા સૈનિકોને એક તરુણ જણાતો સૈનિક સામો મળ્યો. બન્ને સૈનિકો તે તરુણ સૈનિકને સામે આવતો જોઈ જરા એક બાજુ ખસી જઇને ઉભા રહ્યા. પ્રથમનો પુરુષ પણ જરા દૂર ઉભો રહ્યો. સામેથી આવતો તરુણ સૈનિક નજીક આવી પહોંચ્યો અને જરા દૂર બે વ્યક્તિઓને ઉભેલી જોઇ તેણે પૂછ્યું "કોણ છે એ?"

તેઓ બન્ને કાંઇ પણ ઉત્તર નહિ આપતા ચૂપજ ઉભા રહ્યા. પોતાના પ્રશ્નનો ઉત્તર નહિ મળવાથી તે પેલી બન્ને વ્યક્તિઓ પાસે ગયો અને પૂછ્યું "કેમ ઉત્તર આપતા નથી? કોણ છો તમે?"

તે બન્નેમાંથી એક જણ તિરસ્કારથી બોલી ઉઠ્યો "હું ગમે તે છું, તેનું તારે શું પ્રયોજન છે?"

"શું પ્રયોજન છે?" તરુણ સૈનિકે ગુસ્સાથી કહ્યું "મહારાજા ભીમદેવનો હું અંગરક્ષક છું, તેથી ગમે તે મનુષ્યને ગમે તે સમયે ગમે તેવો પ્રશ્ન પૂછવાનો મને અધિકાર છે."

"ત્હારા આધિકારની અમને દરકાર નથી." ઉનર બોલ્યો.

"હું જોઉં છું કે દરકાર છે કે નહિ." એમ કહી તરૂણે પોતાની તરવાર મ્યાનમાંથી ખેંચી કાઢી. વિજળીના ચમકારાની જેમ તે ચમકી ઉઠી.

તરૂણ સૈનિક તલવાર બતાવી કાંઇક કહેવા જતો હતો, તેટલામાં તેણે જે હાથે તલવાર પકડી હતી તે હાથ ઉપર ડાંગનો એક ફટકો જોરથી પડ્યો. તલવાર તરૂણના હાથમાંથી દૂર જઇ પડી અને હાથે કળ ચડી આવતાં તરૂણ જમીન ઉપર પટકાઇ પડ્યો. તરૂણને ડાંગ મારનાર પેલા બે સૈનિકો માંહેનો એક હતો. તેણે તરૂણને નીચે બેશુદ્ધપણે પડેલો જોઇ પોતાની તલવાર ખેંચી તરૂણ ઉપર ઘા કરવા ઉગામી. એટલામાં પછવાડેથી તેના માથા ઉપર ડાંગનો એક સખ્ત ફટકો લાગ્યો અને તે જમીન ઉપર પટકાઇ પડ્યો. બીજો સૈનિક પોતાના સાથીની આ સ્થિતિ જોઇ જીવ લઇને નાસી ગયો. આ સમયે રાત્રીનો ચતુર્થ પ્રહર ચાલતો હતો અને અમાવાસ્યાની પાછલી રાત્રે તારાગણ પ્રકાશી રહેલ હતો, તેના પ્રકાશથી પેલા સૈનિકને મારી નાંખનાર પુરૂષે આસપાસ જોયું તો પેલો તરૂણ સૈનિક બેશુદ્ધ અવસ્થામાં પાસેજ પડેલો હતો. તેને બીજો ઘા વાગ્યો છે કે નહિ તે જોવાને તેના શરીર ઉપર પોતાનો હાથ ફેરવવા લાગ્યો. તરૂણ સૈનિકની છાતી ઉપર હાથ પડતાં તે ચમક્યો અને જરા દૂર ખસી વિચારવા લાગ્યો. આ પુરૂષ તે પ્રથમનો કાળા વસ્ત્રથી આચ્છાદિત થયેલો અને મ્હોડે બુકાની બાંધેલો પુરૂષ હતો તે કહેવાની આવશ્યકતા નથી. તે પુરૂષ પેલા તરૂણની છાતી ઉપર હાથ મુકતાં વેંતજ પ્રથમ તો ચમક્યો, પણ પછી સમયસૂચકતા વાપરી પંચનદમાંથી કંઇ જળ પોતાના બે હાથના ખોબામાં લઇ આવ્યો અને તરૂણના માથા અને કપાળ ઉપર ધીમેથી છાંટવા લાગ્યો. તરૂણના જમણા હાથમાંથી ડાંગનો ઘા વાગવાથી થોડું થોડું લોહી નીકળતું હતું, તે ઠેકાણે પોતાની પાસેના એક વસ્ત્રનો છેડો ફાડી તેને જળમાં ભીંજવી તેનો પાટો તરૂણના હાથે બાંધી દીધો. ઠંડા જળના છંટકાવથી અને પ્રાતઃકાળના શીતળ પવનથી પણ તરૂણને શુદ્ધિ આવી નહિ; તેથી પેલો પુરૂષ જરા ચિંતાતુર થયો. ક્ષણવાર તેણે કાંઇક વિચાર કર્યો અને પછી પોતાના મ્હોડામાં બે હોઠ વચ્ચે પોતાના હાથની આંગળીઓ દબાવી બે ત્રણ વખત કાંઇક વિચિત્ર પ્રકારનો અવાજ કર્યો. તુરતજ બે સૈનિકો ત્યાં આવી પહોંચ્યા અને પેલા પુરૂષ સામે જોઇ આશ્ચર્ય પામ્યા અને ત્હેને નમન કરી ઉભા રહ્યા. પેલા પુરૂષે બન્ને સૈનિકોને સમજણ પાડીને સર્વ વાત કહી અને તેમને કાંઇક આજ્ઞા કરી, એટલે તેઓ તરૂણને ધીમેથી અને શાંતિથી ઉપાડી ત્યાંથી લઇ ગયા. પેલો પુરૂષ વિચારના વમળમાં ગોથાં ખાતો તેમની

પછવાડે પછવાડે ગયો. એક ન્હાના તંબુમાં તે ગયો અને પેલા બન્ને તરૂણને લઇ અંદર આવવાની નિશાની કરી તેઓ અંદર ગયા. પેલા પુરૂષે તંબુની અંદર એક બાજુએ પાથરેલા બીછાના ઉપર પેલા તરૂણને ધીમેથી સુવાડવાની સૈનિકોને આજ્ઞા કરી. સૈનિકોએ તરૂણને બીછાના ઉપર વાંકો કરીને સુવાડ્યો. પ્રાતઃકાળનો ઝાંખો પ્રકાશ પૃથ્વી ઉપર પ્રસરી ગયો હતો, આ વખતે તારાઓ અસ્ત પામી ગયા હતા, અને છાવણીમાં ચારે બાજુ શોકાર થઇ રહ્યો હતો. પેલો પુરૂષ તંબુની અંદર આવેલા એક ખંડમાં ગયો અને ધારણ કરેલો સર્વ પોશાક કાઢી નાખી તેણે પોતાનો અસલ પોશાક પહેરી લીધો. તેણે પ્રાતઃકાળની સર્વ વિધિ કરી લીધી અને પછી સર્વે સૈનિકોને તરૂણની સારવારમાં રોકાવાનું કહી તે છાવણીના મુખ્ય તંબુ તરફ ચાલ્યો. આ ગુપ્ત વેષધારી પુરૂષ વિમળ સેનાપતિ પોતે જ હતો. રાત્રીના સમયે પહેરગીરો અને સૈનિકો બરાબર સાવધ છે કે નહિ તેની છેવટે તપાસ કરવાને તે ગુપ્ત વેષે ફરવા નીકળ્યો હતો. છાવણીની ચોતરફ ફરી પવનના તીર ઉપર આમતેમ ફરતો હતો, તે વખતે ઉપરનો બનાવ બન્યો હતો, એ સ્પષ્ટતાની ખાતર વાચકોને જણાવવાની આવશ્યકતા છે. સેનાપતિ વિમળ જ્યારે ભીમદેવના તંબુ પાસે આવી પહોંચ્યો, ત્યારે ભીમદેવ પ્રાતઃકાળની આવશ્યક ક્રિયાઓને સમાપ્ત કરી સામન્ત સાથે વાતચીત કરતો બેઠો હતો. ભીમદેવને નમન કરી વિમળ યોગ્ય જગ્યાએ બેઠો. સિન્ધુરાજ તરફ મોકલેલો દૂત ગઇ કાલે પાછો આવેલો હતો અને દૂતને હમીરે જે ઉદ્ધત ઉત્તર આપેલો હતો, તે વિષે ચર્ચા ચાલી રહી હતી, એટલામાં દામોદર મહેતા અને કલ્યાણચંદ્ર મની ૯ા આવી પહોંચ્યા. સ્વારી સંબંધની કેટલીક વાતચીત થયા પછી હમીરને તૈયાર થવાનો વખત મળે તે પહેલાં ચડાઇ લઈ જવાનો નિશ્ચય કરી ભીમદેવ જમવાનો વખત થવાથી ઉઠ્યો. સર્વ મંત્રીઓ પણ પોતપોતાના તંબુએ ગયા. વિમળ પોતાના તાબાના સરદારો અને અધિકારીઓને આજ્ઞા આપી કે તુરતજ કૂચ કરી શકાય એવી રીતે સૈન્યને તૈયાર રાખવાનો હુકમ આપી પોતાના તંબુએ આવ્યો. જમવાની વેળા થયેલી હોવાથી સેવકે આવી તેને જમવા બેસવાનું કહ્યું, પરંતુ તેનો કાંઇ પ્રત્યુત્તર નહિ આપતાં તે સીધો પેલા તરૂણની ખબર લેવા ગયો. નોકરોની સંભાળભરી સારવાર અને કાળજીથી તે તરૂણની મૂર્છા તુરતજ વળી ગઇ હતી અને અત્યારે તે સાવચેતીથી પથારી ઉપર બેઠો હતો. તેના હાથ ઉપર ઘોડાની કડીઆળી ડાંગનો સજ્જડ ફટકો વાગેલો હોવાથી લોહી તો થોડું થોડું નીકળતું હતું, પણ બહુ દર્દ થતું નહોતું. વિમળને અંદર આવેલો જોઇ તે તરૂણ જરા સરકવાથી બેઠો અને

કાંઇક નિરાશા અને કાંઇક આતુરતાના દ્વિધાભાવથી વિમલના સામે તેણે જોયું. વિમલે તરૂણ પ્રત્યે જોઇને પૂછ્યું "હવે તમને આરામ છે ને?"

તરૂણે તેનો કંઇપણ ઉત્તર આપ્યો નહિ, તેથી નોકરે જ જવાબ આપ્યો. "જી હાં. જો કે હાથ ઉપર વાગેલા ઘામાંથી લોહી તો નીકળેજ છે, પણ પીડા ધીમે ધીમે ઓછી થતી જાય છે અને થોડા સમયમાં લોહી તદન બંધ થઇ જશે, એવી આશા છે."

"લાગેલા ઘા ઉપર કાંઇ ઔષધ લગાવ્યું છે?" વિમલે પૂછ્યું

"જી હા, ઔષધ લગાવ્યા પછી લોહી ઘણું ઓછું નીકળે છે." નોકરે ઉત્તર આપ્યો.

સારવારમાં રોકાયલા બન્ને સેવકોને વિમલે બહાર જવાની નિશાની કરી એટલે તેઓ ચાલ્યા ગયા હવે વિમલ અને તે તરૂણ યુવક બેજ માત્ર ત્યાં રહ્યા. તરૂણ કેવળ નીચી દૃષ્ટિ રાખીનેજ બેસી રહ્યો હતો. તે ઉંડા ગહન વિચારમાં હોય એમ જણાતું હતું. તરૂણને આવી રીતે શરમાતો જોઇને વિમલે કહ્યું. "તરૂણ યુવક, તું શા માટે શરમાય છે? તને અહી કોઇ પ્રકારનું દુઃખ તો નથી ને?"

તરૂણે એક વખત વિમલના મુખ સામે જોઇને કહ્યું. "ના, મને અહીં કોઇ પણ પ્રકારનું દુઃખ નથી: પરંતુ મ્હારા આટલા જીવન દરમ્યાન કોઇ વખત અનુભવ્યું ન હોય, એવું સુખ આ સમયે હું અનુભવું છું."

"તો પછી તું શા માટે નિરાશ દેખાય છે? તને કાંઇ દુઃખ હોવું જોઇએ, એમ હું કલ્પના કરી શકું છું. ત્હારી ખરી હકીકત જે હોય તે મને કહે: કારણ કે ત્હારો ચહેરો મેં અગાઉ જોયો હોય એમ જણાય છે." વિમલે કહ્યું.

"હું એક સૈનિક છું—મહારાજા ભીમદેવના અંગરક્ષક સૈન્ય માંહેનો એક છું, એ શું આપ નથી જાણતા?" તરૂણે પૂછ્યું.

"એ તો ત્હારો પોષાકજ કહી આપે છે, કે તું મહારાજા ભીમદેવનો અંગરક્ષક સૈનિક છો, પણ તેથી તું વાસ્તવિક રીતે કોણ છો તે હું શી રીતે જાણી શકું? પ્રથમ તો તુ પુરૂષ છો કે સ્ત્રી છો, એજ મને શંકા છે!" વિમલે પોતાની શંકા કહી બતાવી.

તરૂણ તે સાંભળી સહેજ ચમક્યો, પણ તેણે પોતાનો ગભરાટ જણાવા દીધો નહિ તેણે શાંતિથી મ્હોઢું ટાવકું રાખીને પૂછ્યું. "હું સ્ત્રી છું એમ આપ શા ઉપરથી કહો છો?"

" એનુ કારણુ કે " વિમળે કહ્યુ " તુ જ્યારે ઘાયલ થઇને પડ્યો હતો, ત્યારે તને બીજા ઘા પડેલા છે કે નહિ, તે જોવાની ખાતર ત્હારા શરીર ઉપર હાથ ફેરવતા મ્હારો હાથ ત્હારી છાતી ઉપર અચાનક પડી ગયો હતો અને તુરતજ મે મ્હારા હાથ ખેંચી લીધો હતો "

' મને અગાઉ જોયેલ હોય તો શુ આપ હવે મને ઓળખી શકતા નથી ? ' એમ કહી તે તરૂણ પથારીમાથી ઉભો થઇ એક બાજુ ઉભો રહ્યો તેણે પોતાના માથા ઉપરથી ફટકો કાઢી નાખ્યો અને શરીર ઉપ રનો બીજો સૈનિકનો પોશાક પણ કાઢી નાખી તરુણે પૂછ્યુ " હવે તો મને-આ અભાગિની અબળાને આપ ઓળખી શકશો ને ? "

સૈનિકના પોશાકમા સજ્જ થયેલ એક તરૂણ યુવકના બદલે એક સર્વાંગસુદર નવયૌવના બાળાને પોતાના પ્રત્યે અનિમેષ નયને જોતી ઉભેલી જોઇ, વિમળને ગત પ્રસગની ઘટના યાદ આવી તેણે આશ્ચર્યચકિત થતા કહ્યુ " કોણુ અબિકા ? "

' વિમળકુમાર અરે ! હવે તો મહારાજા ભીમદેવના માનીતા વિમળ સેનાપતિ ! હા, હુ તેજ અભાગિની અબિકા છુ, કે જેના પ્રેમનો આપે તિરસ્કાર કર્યો છે અને જેના જીવનાનદનો આપે નિર્દયતાથી નાશ કર્યો છે "

" અબિકા, શુ હજી તમે તમારી વાસનાનો જય કરી શક્યા નથી ? શુ હજી તમારા ચચળ ચિત્તને તમે સ્થિર બનાવી શક્યા નથી ? " વિમળે પૂછ્યુ

" વિમળકુમાર, વાસનાનો જય કરવા જેટલી મ્હારામા શક્તિજ નથી, તો પછી તેનો જય હુ શી રીતે કરી શકુ ? તમારા એક વખતના ઉપદેશથી મ્હારા ચચળ ચિત્તને કાબૂમાં કરી શકીશ, એમ મને લાગતુ હતુ પરતુ ને ઘણો પ્રયાસ કર્યો-મનને રોક્યા અને અન્ય વિષયમા જોડવા ઘણો પ્રયત્ન કર્યો છે અને કરૂ પણ છુ છતા દીલગીર છુ કે હુ સફળ નિવડી શકી નથી-મ્હારી વાસનાને હુ રોકી શકી નથી. આપ મોસાળથી પાછા આવ્યા, પરણ્યા, ગજ્યના મત્રી થયા અને છેવટે સેનાપતિ થયા, એ સર્વ હુ જાણતી હતી અને તેથીજ-આપની કીર્તિ દિનપ્રતિદિન સાભળવાથીજ મ્હારી ચિત્તવૃત્તિ પાછી એક દિવસે એકદમ જાગૃત થઇ મહારાજા ભીમદેવ સિધુદેશ ઉપર સ્વારી લઇને જાય છે અને આપ સેનાપતિ થઇને સાથે જાઓ છો, એમ સાભળ્યા પછીથી છાની રીતે હુ નાસી

છુટી અનેક યત્નો કરી સૈન્યમાં જોડાઇ. મ્હારો વિચાર એવો હતો કે ભવિષ્યમાં થનારા યુદ્ધમાં કાંઇ અસાધારણ કાર્ય કરીને આપનો પ્રેમ મેળવું, ત્યાંસુધી ગુપ્ત રીતે સૈનિકના વેષમાંજ રહીશ, પરંતુ દૈવયોગે આપની સાથે અચાનક આવી રીતે મેળાપ થઇ ગયો. હવે મ્હારી વિનતિનો સ્વીકાર કરો. ચારણ જાતિની સ્ત્રીઓનો સ્વભાવ બહુ ઉગ્ર હોય છે. માટે આપને સર્વ વાત સ્પષ્ટ કહી દીધી છે. મને આપના ચરણની દાસી બનાવો અને આપના ત્રિલોકસુંદર સૌંદર્યના સંયોગનો મને લાભ લેવા દો." અંબિકાએ આવેશથી સર્વ હકીકત કહી દીધી.

વિમલ એકધ્યાને અંબિકાના પ્રત્યેક વચનો સાંભળી રહ્યો હતો. છતાં તેણે કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ. અંબિકા ફરીથી બોલી:—"વિમલકુમાર. શું વિચાર કરો છો ? આપના માટે મ્હારા હૃદયમાં કેટલો પ્રેમ છે, તેની આપને શું શંકા છે ? તે માટે શું આપ વિચાર કરો છો ? મ્હારા પ્રેમની પરીક્ષા કરવી હોય તો મારા પ્રત્યેક અવયવને તલવારથી કાપી કાપીને જુઓ અને મ્હારી છાતીમાં કટારી ભોંકી દઇને જુઓ કે શરીરના પ્રત્યેક ભાગમાં આપની સુંદર છબી રહેલી છે કે નહિ ? મ્હારા માથાના પ્રત્યેક વાળે જાણે સાચાં મોતી પરોવ્યાં ન હોય, તેમ આપનું પવિત્ર નામ પ્રત્યેક વાળે પરોવાઇ ગયેલું જોશો, આપ જરા પરીક્ષા તો કરો.'

વિમળથી હવે રહી શકાયું નહિ. અંબિકાના ખરા હૃદયના વચનો તેનાથી સહી શકાયા નહિ તેણે કહ્યું "અંબિકા. મ્હારા જેવા એક સામાન્ય મનુષ્યને માટે તમે આટલો પ્રેમ ધરાવો છો. તે કરતાં તમે તમારો અરધો પ્રેમ જો દેવાધિદેવ શ્રી પાર્શ્વનાથ પ્રભુને સમર્પો અને મ્હારા જેવા એક મનુષ્યની સેવા કરતાં કરતાં તે પરમ પિતાની સેવા કરવા તૈયાર થાઓ, તો તમે તુરતજ જીવનમુક્ત થઇ પરમપદને પ્રાપ્ત કરી શકશો."

"વિમલકુમાર," અંબિકાએ કહ્યું "મ્હારે તમારો એ ઉપદેશ સાંભળવો નથી. મ્હારે તો તમારા ચરણકમળની સેવા કરીને જીવનમુક્ત થવું છે, તેથી હા કે નાનો ઉત્તરજ મ્હારે આપની પાસેથી જોઇએ છીએ. ઉત્તર આપતાં બહુ વિચાર કરજો કે હું કોણ છું ? હું એક ચારણકન્યા અંબિકા છું, એમજ આપ સમજો છો: પરંતુ મ્હારે કહેવું જોઇએ કે હું ચારણકન્યા તો છું, પણ સાક્ષાત્ શ્રી જગદંબા અંબાજીદેવીનો અવતાર છું. મ્હારામાં દેવી શ્રી અંબાજીનો અંશ છે. હું તેનુંજ સ્વરૂપ છું. કહો હવે આપ શું કહો છો ?"

પરમ જોબનવતી અને મદમાતી અંબિકાનું આવેશયુક્ત સૌંદર્ય જો-

મને ગમે તેવા વિરાગી પુરુષ પણ ચલાયમાન થઇ જાય, પણ ખરો વીર વિમલ રચમાત્ર પણ ડગ્યો નહિ. તેણે કહ્યું " અંબિકા, હું પરકીયા, પરસ્ત્રી, પરદારા, પરકીયા પરકન્યા વિગેરેનો ત્યાગી અને સ્વદારા સંતોષી છું. પછી ચાહે તે મોટી રાજરાણી હોય કે જગદીશ્વરી હોય, મને તેની દરકાર નથી. તમે તમને પોતાને જગદંબાના સ્વરૂપ તરીકે ઓળખાવી પોતાનાજ પુત્ર પાસે અયોગ્ય માગણી કરો છો. એ શું ઇષ્ટ છે ? "

' એક સ્ત્રી કે એક દેવી એક બે, કે હજારો, લાખોની માતા હોય, પણ એની તો તે સ્ત્રી-પત્ની હોવી જોઇએ ને ' એ રીતે હું આપની પત્ની થવા ઇચ્છું છું " અંબિકાએ એક ગંભીર સવાલ રજુ કર્યો.

' તમે દેવી સ્વરૂપ છો તો પછી મને તમારો પતિ કરતા પુત્ર થવાનોજ લાભ આપો તો કેવું ઉત્તમ ? મ્હારા ઉપર એટલી કૃપા કરો તો કેવું સારૂં ? " વિમલે પણ તેવોજ ઉત્તર આપ્યો. " તમારા જેવી સુંદર સ્ત્રી મ્હારી પત્ની કરતા મ્હારી માતા થાય તેમ હું હૃદયથી ઇચ્છું છું "

અંબિકા, વિમલના પ્રશ્નનો ઉત્તર આપી શકી નહિ. તે ઘડીભર વિચારમાં પડી ગઇ. છેવટે તેણે કહ્યું " વિમલકુમાર, તમારા છેવટના પ્રશ્નનો ઉત્તર મ્હારાથી આપી શકાય તેમ નથી. ઠીક છે, અત્યારે તો હું જાઉં છું અને મ્હારાથી બનશે તો વામનાને રોકવાનો પ્રયત્ન કરીશ, પરંતુ યાદ રાખજો કે એક દિવસે તો આપને મ્હારા પ્રેમનો સ્વીકાર કરવો પડશેજ " એમ કહી અંબિકાએ સૈનિકનો વેષ ત્વરાથી પહેરી લીધો અને વિમલના સુંદર મુખકમળને તે વખતે સગભગ ધ્યાનપૂર્વક જોઇ ત્યાંથી ચાલતી થઇ.

" હું એકપત્નીવ્રતધારી અને સ્વદારા સંતોષી શ્રાવક છું. પ્રાણાન્તે પણ મ્હારા વૃત્તને હું ચુકીશ નહિ ' વિમલના આ વચનો અંબિકાએ સાંભળ્યા કે નહિ, તે અમે કહી શકતા નથી. અંબિકા ત્વરાથી વિજળી વેગે ચાલી અને વિમલ વિચારમાં ને વિચારમાં ત્યાંજ ઉભો થઇ રહ્યો.



# પ્રકરણ ૨૦ મું.

## યુદ્ધ.

સૂર્યનારાયણનો ઉદય થયો તે સાથેજ ગુજરાતી સૈનિકો તૈયાર થઇ ગયા. સિંધની જોડાજોડ પંજાબ છે, ત્યાંથી પાંચ નદીઓ જેલમ, ચિનાબ, રાવી, બિયાસ અને સતલજનું પાણી એકઠું મળી સિંધુ નદીને મળે છે, અને એક ન્હાના સરખા સમુદ્રનો દેખાવ થઇ રહે છે. સિંધુ નદીને પાંચ નદીઓ મળતી હોવાથી તેનું નામ પંચનદ પણ કહેવાય છે. આ પંચનદના તટ પ્રદેશમાં ભીમદેવનું સૈન્ય આવીને પડયું હતું, તે આપણે વાંચી ગયા છીએ. પ્રાતઃકાલના સોનેરી કીરણો પંચનદના સુંદર સફેદ જલ સાથે સમિશ્રણ થઇ વિવિધ રંગો ઉત્પન્ન કરતાં હતાં. પંચનદનું જલ, તરંગોથી આકાશને અડતું, અતિ વિસ્તાર પામતું અને તટ ઉપર આવેલાં તરૂઓને પાડતું વહેતું હતું. પંચનદ ઉપર પુલ બાંધીને પેલે પાર ગુજરાતના સૈન્યને જવાનું હતું. તેથી પર્વતોને તોડી તોડીને તેના મ્હોટા પથ્થરોથી, મ્હોટા મ્હોટા વૃક્ષોથી અને વિશાળ શિલાઓથી પંચનદ ઉપર પુલ બંધાવા માંડ્યો. સૈનિકોએ સતત્ આઠ દિવસ તનતોડ મહેનત કરી પુલનું કામ પુરૂં કર્યું એટલે જેમ અગ્નિ ઉપર મૂકેલું દૂધ ઉભરાઇ જાય છે, તેમ પ્રવાહના પાણીના ભાગ પડી ગયા અને તે બીજે ઠેકાણે વહેવા લાગ્યું. આ જોઈ ભીમદેવ અત્યંત ખુશી થયો અને સૈનિકોને ઇનામ આદિ આપી રાજી કર્યા. ભીમદેવની આજ્ઞા મળે એટલે તુરતજ પુલ ઉપર થઇને સૈનિકોને જવાનું હોવાથી પ્રાતઃકાળથીજ તેઓ સર્વ તૈયાર થઇ રહ્યા હતા. સેનાપતિ વિમલ અને અન્ય સરદારો ઝપાટાબંધ સૈન્યની તૈયારી કરી રહ્યા હતા. સૈનિકોએ ભાલોડાંના ભાથા ભર્યા, સગણી, શીંગણી, પાલી, પટા, કટારી, કાતર, કરકટી, ગદા, ગોળા, ગોફણ, ભાલા, હળ, મૂશળ, મોગરી, ચક્ર, વાંકી અને ગાંઠાવાળી ગેડી, શંખ, શક્તિ, તોમર, તલવાર, તમંચા, નારાચ, ખાડાં, ધણુ, ઘુઘરા, બંસી, છાપર, છરા, ફરસી, હડબડી અને ત્રિશૂળ વિગેરે વેરીના માથાને ભેદનારાં અનેક હથીયારો લીધાં અને પોતાને બંધ બેસતાં સુંદર ટોપ પહેરી લીધા. અને દુશ્મનને દાદ દેવા મજબુત જીવરખી શરીરે પહેરી. પર્વત જેવા મોટા હાથી કે જે બળવાન, શરીરે કાળા, યુદ્ધમાં આનંદ પામનારા અને ક્રોધથી ફરનારા છે, તેમને પણ અનેક પ્રકારે શણગારી તેના ઉપર દક્ષ માવતો અને વીર નાયકોને બેસારવામાં આવ્યા. તીખા અને ચંચળ ઘોડાને મોતીના હાર પહેરાવી અને તેમના ઉપર કીમતી લીલા હોડા નાંખી ઘોડેસ્વારો તૈયાર થઇ રહ્યા છે. આવી રીતે પ્રત્યેક સૈનિક, ઘોડેસ્વાર અને સરદાર તૈયાર થઇ રહ્યા કે તુરતજ પુલ ઓ-

ળ ની આગળ તરવાની બોમરંવની આના થ । તુરંગાતનુ નિનાળ મૈન્ય ન ચવા લાગ્યુ રથના ગડગડાટથી ધરતી ધ્રુજી ઉઠી, રણવાદ્યના ગર્જારવથી દિશાઓ ગાજી ઉઠી અને હાથીઓ ઘોડાઓ, માણસોઓ આદિ જાનવરો અને મૈનિકાના ચાલવાથી ધુળના ગોટેગોટા આકાશમા ઉડવા લાગ્યા યુદ્ધભૂમિ તરીકે જા ણીતી થયેલી એક વિશાળ જગ્યાએ મૈન્યને થોભવાની આજ્ઞા થઇ કાર ણકે હમીરનુ મૈન્ય પણ સામેથી ચાલ્યુ આવતુ હતુ યુદ્ધમા કુશળ અને નિશાન મા વામા પાવરધા એવા મખ્ખામધ પાળા અને ખામ ચુટી કાઢેલા અંગરક્ષકો લઠ, તેમજ રથ, હાથી અને ઘોડા ઉપર પલાણ નાખી સિધુરાજ હમીર ધસ્યો આવતો હતો સિધુદેશની સ્ત્રીઓ હમીરના સૈન્યને રણભૂમિ તરફ જતુ જોઇને જે આ ત્હારો સગો ચાલ્યો, આ મ્હારો અમુક સગો નીકળ્યો, જે આ મ્હારા પતિ, આનુ નામ તે હાથી એમ પરસ્પર વાતો કરતી હતી એક સ્ત્રી બોલી, મે તો કહ્યુ કે પ્રિય ! તમે મ્હારા ઉપર પ્રેમ આણ્યો નહિ તેમ ધરનો મોહ રાખરો નહિ જીવતા-મરતા સદા હુ તમારી સગાતે હુ દેવનોમા જઇ ત્યાની શોભા વધા રીશુ બીજી સ્ત્રીએ કહ્યુ મે તો એમ કહ્યુ કે કથ ! મ્હારા નયનબાણ તમે સહન કરી શક્તા નહોતા, તો યુદ્ધમા શત્રુના બાણો શી રીતે સહી શકશો ? એકની માતાએ કહ્યુ, બહાદૂર બેટા ! રણમાં એવી રીતે લડજે કે જેથી ત્હારા બાપને નીચુ જોવુ પડે નહિ 'વીર જનની' એ પ વી મને મળે અને પૃથ્વી ઉપર હુ વિખ્યાત થાઉં સિધુરાજ તથા તેના સૈનિકો પોતના દેશની સ્ત્રીઓની ઉપર્યુક્ત વાતાઓ સાભળીને યુદ્ધમા વિજય મે ળવવા અત્યત આતુર થઇ ગયા હતા

રણભૂમિ ઉપર બન્ને સૈન્યો સામસામે ગોઠવાઇ ગયા હતા. મધ્યાહ્ન સમય થવાને હાઇ ઘણી વાર નહોતી સૂર્યના પ્રચડ આતાપથી અને પ્રસ્વેદથી સૈનિકો રેબઝેબ થઇ ગયા હતા બરાબર મધ્યાહ્ન સમય થતા યુદ્ધ શરૂ કરવાની આજ્ઞારૂપે વાજિત્રો વાગવા લા ગ્યા સૈનિકો સૈનિકો સાથે રથીઓ રથીઓ સાથે, ઘોડેસ્વારો ઘોડેસ્વારો સાથે તુરતજ પોતાના અતુલ બળથી લડવા લાગ્યા રણવાદ્યો જોરથી વાગવા લાગ્યા અને ભાટ ચારણો સૈનિકોને જુસ્સો ચડાવવા બિરુદાવલી બોલવા લાગ્યા મહાવીર યોદ્ધાઓ ઉત્તેજીત થઇને ક્રોધથી શસ્ત્રો ઉપર ધમતા જાય છે અને અન્યોઅન્યને મારવા પોતાના અસ્ત્ર શસ્ત્રનો ઉપયાગ કરે છે અણી ાર ભયકર ભાલાના વા ગવાથી લડવૈયાઓ ચિત્કાર કરે છે બાણના વાગવાથી યોદ્ધાઓના શરીરો ચાળણી જેવા થવા લાગ્યા તલવારથી એક બીજાના શરીરો કપાવા લાગ્યા ભોમરીઓ અને ઘણુથી એકબીજાનાં મસ્તકોમાથી લોહીની ધા

રાઓ વરસવા લાગી. મદોન્મત હાથીઓ ગર્જના કરતાં શત્રુદલ ઉપર તુટી પડવા લાગ્યા. અસંખ્ય બાણોથી વીંધાઇને ઘડવૈયાઓ ભૂમિ ઉપર ટપોટપ પડવા લાગ્યા. કેટલાક જંગલમાં નાસી જવા લાગ્યા. સમળીઓ અને ગીધોના ટોળેટોળાં મૃત યોદ્ધાઓના શરીરોમાંથી માંસ તોડી લેવા આસપાસથી ઉડીને એકત્ર થવા લાગ્યા. આકાશમા અદૃશ્યપણે અનેક અપ્સરાઓ વિજયની માળાઓ લઇ વીર સૈનિકોના કંઠમાં પહેરાવવા એકત્ર થઇ હતી. ઘવાયેલા ઘોડેસ્વાર વીરોના દેહો તાપમાં તરફડવા લાગ્યા. રણજ્વાળા વધીને ચોતરફ પથરાઇ ગઇ અને તેથી અનેક સૈનિકો બળવા લાગ્યા. હોકારા અને ગર્જનાથી આખો પ્રદેશ ભયંકર રીતે ગાજી ઉઠયો હતો. રણવાદ્યોનો ઘોર એટલો તો ભયંકર રીતે થતો હતો કે જેના સાંભળવા માત્રથી કાન ફુટી જતા હતા. બન્ને સૈન્યમાંથી અસંખ્ય મનુષ્યોનો ઘાણ નીકળી ગયો હતો. સિંધુ દેશનું સૈન્ય ઘણીજ બહાદુરીથી લડતું હતું. ગુજરાતનું સૈન્ય ઘણાં દિવસના શ્રમ અને મહેનતથી થાકી ગયું હતું અને ધીમે ધીમે પાછળ હઠતું હતું. તેને આરામની જરૂર હતી. સેનાપતિ વિમલ સૈન્યની ખરી સ્થિતિ જાણી ગયો; તેથી તે યુદ્ધ બંધ રાખવાને ઇચ્છતો હતો. થોડાજ સમયમાં સૂર્યનો અસ્ત થયો. મનુષ્યોની એકબીજા પ્રત્યેની ભિષણ ક્રિયા જોઈ સૂર્યનારાયણ ક્રોધથી રક્તમુખ કરી પલાયન કરી ગયા. સમસ્ત પૃથ્વી ઉપર એકદમ અંધકારનું સામ્રાજ્ય પથરાઇ ગયું. આવા અંધકારમાં તીક્ષણ હથિયારો ચમકવા લાગ્યા. યોદ્ધાઓ પણ ભયંકર રૂપ કરી અતિ વેગથી લડવા લાગ્યા. એટલામાં બન્ને તરફથી યુદ્ધ બંધ કરવાના વાદ્યો વાગ્યા. સર્વ સૈનિકો પોતપોતાની છાવણી તરફ ચાલ્યા ગયા.

રાત્રીનો અંધકાર ધીમે ધીમે વૃદ્ધિ પામતો હતો. ચંદ્રનો થોડી વાર ઉદય રહી તુરતજ અસ્ત થઇ ગયો. સર્વત્ર ભયંકર અંધકારનું સામ્રાજ્ય અધિકાર ભોગવી રહ્યું હતુ. આકાશમાં ચમકતા તારાઓ જાણે દેવોના નેત્રો હોય તેમ જણાતું હતુ, અને પોતાના એ નેત્રો દ્વારાએ યુદ્ધભૂમિની ભયંકરતાને જોઈ દેવો દીલગીર થતાં હોય, એવી કલ્પના કરવાને મન લલચાતું હતું યુદ્ધભૂમિના વિશાળ મેદાન ઉપર અસંખ્ય મનુષ્યોના મૃતદેહો પડેલા હતા ઘાયલ મનુષ્યોના ચિત્કારથી આખું મેદાન ગાજી રહ્યું હતું. લોહીની નદીઓ ચાલી રહેલી હતી. શિયાળીઆ અને અન્ય હિંસક પ્રાણીઓને આજે મનુષ્યના લોહી માંસની ઉજાણી મળેલી હોવાથી આનંદમાં આવી મૃત મનુષ્યોના દેહને ખાઇ જતા હતા. આવા ભયાનક સમયે બન્ને છાવણીઓમાં ઝાંખા દીપકો બળતા હતા, સૈનિકો આરામ લેવાને આડે પડખે પડેલા હતા, સેનાપતિ

અને સરદારો બીજા દિવસના યુદ્ધની રચના કરવામાં ગુંથાયા હતા. એક તરફ હમીર પોતાના સરદારોને એકત્ર કરીને યુદ્ધની ચર્ચા કરતો હતો અને બીજી તરફ ભીમદેવ અને વિમલ પોતાના સૈન્યની થયેલી ખુવારી માટે વિચાર કરતા હતા. બીજા દિવસનું પ્રભાત કેવું ઉગશે અને કોની હાર-જીત થશે, તે કંઇ જાણતું નહોતું. પ્રાતઃકાળ થયા કે તુરત જ બન્ને સૈન્યો સજ્જ થઇ સામસામા આવીને ખડાં થયાં. યુદ્ધનાં વાજિંત્રો વાગ્યાં અને સૈનિકો લડવાને તૈયાર થઇ ગયા. સંધ્યા સમય સુધી તો આગલા દિવસની માફક સૈનિકો વચ્ચે કાપાકાપી ચાલી રહી. આવી રીતે હમેશાં ચાલ્યા કરે તો યુદ્ધનો અંત તુરત આવશે નહિ, એમ વિચારી સેનાપતિ વિમલ ભીમદેવની આજ્ઞા લઇ પોતાના ચુનંદા પાંચ હજાર ઘોડેસ્વાર લઇ યુદ્ધભૂમિમાં ઉતરી આવ્યો. વિમલના અંગરખાની તાણીને બાંધેલી કસો તડાતડ તુટવા લાગી. તેનું સુંદર મુખકમળ ક્રોધથી લાલ થઇ ગયું હતું. ગર્જના કરતો અને સૈનિકોને ઉત્તેજીત કરતો વિમલને આવેલો જોઇ ગુજરાતી સૈનિકો જોસમાં આવી ગયા અને ઉત્તેજીત થઇને લડવા લાગ્યા. વિમલ તથા તેના ઘોડેસ્વાર એકદમ શત્રુ સૈન્ય ઉપર ધસી ગયા. સિંધી સૈન્ય આ નવા આક્રમણથી ભય પામ્યું અને અચાનક મારો સહન ન કરી શકવાથી પાછું હઠવા લાગ્યું. વિમલના ઘોડેસ્વારો અજેય અને અજીત હતા. તેમના હુમલાથી સિંધી સૈન્યના અનેક યોદ્ધાઓ મરણને શરણ થયા, અને તેમાં ભંગાણ પડવા માંડયું. હમીર પોતાના સૈન્યની દુર્દશા જોઇ એકદમ જાતે ઘોડા ઉપર બેસી રણભૂમિમાં આવી પહોંચ્યો. પોતના સૈન્યને નાસી જતું જોઇ તેને શુરાતનનાં વચનોથી ઉત્તેજીત કરવા લાગ્યો. પોતના રાજાને આવેલો જોઇ સિંધી સૈન્ય સાવધ થઇ લડવા લાગ્યું, પરંતુ વિમલના ઘોડેસ્વારો આગળ તેનું કશું જોર ચાલ્યું નહિ. હમીર પોતે પણ એક નામી રાજા હતો, તેનાથી પોતાના સૈન્યની ખુવારી સહન થઇ શકી નહિ. તે પોતાનો ઘોડો દોડાવતો એકદમ વિમલના સામે આવી ઉભો રહ્યો અને ગર્વથી બોલી ઉઠ્યો

"સેનાપતિ ! નિર્બળ સૈનિકોને મારવામાં તમારી બહાદુરી નથી. તમારામાં બળ અને હિંમત હોય તો મારી સામે આવી જાઓ."

વિમલ હમીરના ગર્વ ભરેલાં વચનો સાંભળી બોલ્યો: "રાજાજી ! બળ અને હિંમત તમારામાંજ છે. અમે તો જીવદયાના પાળક શ્રાવક ! અમારામાં બળ ક્યાંથી હોય ?"

વિમલના મશ્કરીના વચનો સાંભળી હમીર એકદમ આગળ ધસી

આવ્યો. તેણે ભાલાનો વિમલ ઉપર જોરથી ઘા કર્યો. વિમલ સાવધજ હતો. તેણે નીચે નમી જઇ પોતાનો બચાવ કરી લીધો. હમીરે ફરીથી ઘા કર્યો પણ વિમલની સાવચેતીથી તે પણ વ્યર્થ ગયો. હવે વિમલે ક્રોધી આંખે હમીર સામું જોયું અને મોં મરડીને ગર્વપૂર્વક મૂછ ઉપર હાથ નાંખ્યો; જોરથી દાંત કચકચા અને પોતાની તલવાર મ્યાનમાંથી બહાર કાઢી હમીર ઉપર ધસી જઇને જોરથી ઘા કર્યો હમીરે તેને ઢાલથી ઝીલી લીધો તો ખરો, પણ ઢાલના ચૂરેચૂરા થઇ ગયા અને તેના હાથના આગળા કપાઇ ગયા. હજુ તો હમીર સાવચેત થાય છે એટલામા વિમલે હમીરના ઘોડાને જોરથી ભાલો માર્યો. ઘોડો જોરથી કુદી હમીરને નીચે પાડી નાંખી નાસી ગયો. પછાડ લાગવાથી હમીર બેશુદ્ધ થઇ ગયો હતો ગુર્જરની ચોતરફ અને સૈનિકો તેને જીવથી મારી નાખવા ધસી આવ્યા, પરંતુ ઉદાર દીલના વિમલે તેમ કરતાં તેમને સર્વને અટકાવ્યા. હમીરને તેણે કેદ કરી પોતાની છાવણીમા મોકલાવી દીધો. સિંધી સૈન્ય પોતાના રાજાને રણભૂમિમાં પડેલો જાણી ચોતરફ નાસવા લાગ્યું. ગુજરાતી સૈનિકો તેની પાછળ પડી તેમનો કચ્ચરઘાણ વાળવા લાગ્યા. વિમલે એકદમ યુદ્ધ બંધ કરવાનો હુકમ કર્યો અને નાસી જતા સૈનિકોને નહિ મારવાની આજ્ઞા ફેરવાવી દીધી. ગુજરાતી છાવણીમાં જીતનાં વાદ્યો વાગવા લાગ્યા. મહારાજ ભીમદેવ અને સેનાપતિ વિમલનો જયજયકાર બોલાવ્યો. વિમલે સમસ્ત સિંધુદેશ ઉપર મહારાજ ભીમદેવની આણ વર્તાવી દીધી. હમીરના ખંડીઆ રાજાઓ ભીમદેવ અને વિમલના શરણે આવ્યા. તેમને સર્વને અભયદાન દીધું અને તેમનાં રાજ્યો તેમને પાછાં સોંપ્યાં. સર્વ પ્રકારનો બંદોબસ્ત કરી, સિંધમાં પુનઃ શાંતિ સ્થાપી. ભીમદેવ અને વિમલ સૈન્ય સહિત પાછા ફર્યા. હાલ તુરત સિંધુદેશની વ્યવસ્થા કરવાને કલ્યાણચંદને તેના દંડનાયક બનાવ્યો અને સર્વ સત્તા તેને આપવામાં આવી. ગુજરાતી સૈન્ય પંચનદને ઓળંગી આ તરફ આવ્યું અને ધીમે ધીમે ચેદિદેશ તરફ ચાલવા લાગ્યું. સૈન્યને પુરતો આરામ મળે તે ખાતર ધીમે ધીમે ચાલવાનો હુકમ સેનાપતિએ કર્યો હતો. વિમલની આ મહાન જીતથી ભીમદેવ તેના ઉપર બહુ ખુશી થયો હતો અને તેને મ્હોટાં મ્હોટાં ઇનામો આપી નવાજ્યો હતો. હમીરને બંદીવાન તરીકે સાથે લેવામાં આવ્યો. તે જો કે હારી ગયો હતો અને ભીમદેવનો કેદી હતો, તોપણ તેને પુરતા માનમર્તબાથી લઇ જવામાં આવતો હતો. તે એક રાજા છે એમ જાણીનેજ તેના પ્રત્યે સર્વ વર્તન કરતા હતા. હમીર પણ પોતાનો ગર્વ ભૂલી ગયો હતો અને શાંત સ્વભાવનો થઇને રહેતો હતો. ગુજરાતી સૈન્ય ચેદિદેશની સરહદ ઉપર આવી પહોંચ્યું તે વખતે બરાબર

સંગ્રામસિંહ પણ પોતાનું સૈન્ય લઈને ત્યાં આવી પહોંચ્યો. ચેદિ દેશ તરફ જતા રસ્તામાં જે જે દેશ આવ્યા તે સર્વના રાજાઓને વિમલ સેનાપતિની કુનેહથી ભીમદેવ તાબે કરતો ગયો. ચેદિરાજ કર્ણે ભીમદેવને વિશાળ સેના સહિત પાસે આવતો સાંભળ્યો એટલે તેણે પહાડી અને જંગલી લોકોની સેના એકઠી કરી પરંતુ ચેદિ નરેશ કર્ણે ગુર્જરાતના રાજા ભીમદેવ અને તેના સેનાપતિ વિમલ તથા સંગ્રામસિંહના અતુલનીય બળ વિષે સાંભળ્યું હતું, અને તેને લાગ્યું કે ભીમદેવને જીતવો એ સહેલું નથી તેથી તેની સાથે લડવાનો વિચાર તેણે માંડી વાળ્યો અને કોઈપણ રીતે ભીમદેવની સાથે સલાહ કરવાનો વિચાર કર્યો. ભીમદેવનું સૈન્ય જો કે વિશાળ હતું પણ સિંધુરાજ સાથે થયેલી લડાઈમાં ઘણા સૈનિકો કપાઈ ગયા હતા અને બાકીના થાકેલા હતા, તેથી તે પણ લડાઈ કરવા કરતા સલાહથી ચેદિરાજ વશ થાય તો સારું એમ ઇચ્છતા હતા. આ વિચાર ભીમદેવે પોતાના મંત્રીઓની સભા ભરી તેણે કહી બતાવ્યો. સર્વેએ તેના વિચારને અનુમોદન આપ્યું, અને દામોદર મહેતાને ચેદિરાજ પાસે મોકલવાનો નિશ્ચય કર્યો. બીજે દિવસે દામોદર મહેતા મુખ્ય મંત્રિને છાજે તેવા ઠાઠમાઠથી ચેદિરાજ પાસે જવા નીકળ્યો, અને બે ત્રણ દિવસે ચેદિદેશની રાજધાનીમાં પહોંચ્યો. ચેદિ નરેશે તેનો સારો સત્કાર કર્યો. દામોદર મહેતાએ ચેદિરાજ કર્ણને કહ્યું કે અમારા રાજાધિરાજે દશાર્ણવ, રાજગૃહ, નગર, અયોધ્યા, ગાંધાર, સિંધુ આદિ અનેક મોટા દેશોના રાજાઓને હરાવીને જીત મેળવી છે હમણા સિંધુદેશ જીત્યાની વાત તો તમે સાંભળી હશે. તેના રાજા હમીરને કેદ કરી અમારી સાથે લીધેલો છે, માટે તમે અમારા રાજાધિરાજનું આધિપત્ય કબુલ કરી ખંડણી આપો તો નાહક સૈનિકોના પ્રાણ ગુમાવરાવવાનો અમારો વિચાર નથી. કર્ણરાજાએ કેટલીક ઘડભાંજ કરી ભીમદેવના કરારો માન્ય રાખ્યા અને દામોદરની સાથે સોનું, હાથીઓ, પવનવેગી ઘોડા અને બીજા મૂલ્યવાન પદાર્થોનું નજરાણું મોકલ્યું. તેમ માળવાના રાજા ભોજ પાસેથી સોનાની પાલખી લીધી હતી, તે પણ મોકલી. દામોદર આ સઘળી ભેટ લઈ ભીમદેવ પાસે આવ્યો. ભીમદેવે સર્વ ભેટ કબુલ રાખી અને 'ચેદિરાજને ભીમદેવ હવેથી પોતાના એક મિત્ર ગણશે,' એમ ચેદિના આવેલ રાજપુરુષો સાથે કહાવી મોકલ્યું. આવી રીતે બે મોટા રાજાઓ ઉપર જીત મેળવી ભીમદેવ ગુર્જરાત તરફ પાછો ફર્યો.

---

# પ્રકરણ ૨૧ મું.

## કારાગૃહમાંથી મુક્તિ.

પોતાના અતિ પ્રિય મિત્ર ચંદ્રને પ્રકાશવાનો અવકાશ આપવા પરોપકારી સૂર્યનારાયણ પશ્ચિમ દિશા તરફ પલાયન કરી ગયા હતા. સૂર્યનારાયણની પ્રિય પત્ની સંધ્યાસુંદરી આખો દિવસ સતત કામ કરી પરિશ્રમિત થયેલા પોતાના પતિનો શ્રમ ઉતારવા માટે ચંચળા નારીની જેમ સલજ્જ ભાવે વિશ્રાંતિમંદિરના દ્વારે આતુર હૃદયે ઉભેલી હતી. રાત્રીના ભયંકર અંધકારથી ત્રાસી ગયેલાં પશુ-પક્ષીઓ પોતાના પિતા સૂર્યનો અસ્ત થવાનો હોઇ પોતાના નિવાસસ્થાન તિ વહેલાં પ્રયાણ કરી ગયાં હતાં. કમળનાં પુષ્પોએ પોતાને જીવન અર્પનાર પરોપકારી પુરૂષને અદૃશ્ય થતા જોઇને પોતાના કોમળ દેહોને અતિ શોકથી દુર્બળ બનાવી દીધા હતા. ધારાનગરીના પ્રજાજનો રાત્રીનો અંધકાર ધીમે ધીમે વૃદ્ધિ પામતો જોઇને પોતાના ગૃહ તરફ ચાલ્યા જતા હતા. પશુરક્ષક ગોવાળો પોતાના વ્હાલા પશુઓને પોતાના નિવાસસ્થાન તરફ હાંકીને લઇ ગયા હતા. હોંશીલી અને રસિક યુવાન સ્ત્રીઓ પોતાના પ્રિયતમને જમાડી-રમાડી અને તેમની ચરણસેવા કરી તેમના પરિશ્રમને દૂર કરતી હતી. સકળ વિશ્વ ઉપર શાંતિનું સામ્રાજ્ય પથરાઇ ગયું હતું. ભક્તજનો પરમાત્મા મહાવીરનું પવિત્ર નામ સ્મરણ કરતાં અનિવાર્ય કાળની ગતિનો સદુપયોગ કરતાં હતાં, આત્મધ્યાની પુરૂષો અધ્યાત્મરસનું પાન કરતા અને ચંદ્રની શીતળતાને ઉપાલંભ આપતાં સુંદર સફેદ શય્યામાં આરામથી નિદ્રા લેવાને બદલે આમતેમ આળોટતા હતા. સમસ્ત ધારાનગરી ચંદ્રના રૂપેરી અજવાળામાં ન્હાઇ રહી હતી અને નગરજનોના આવાસ કૃત્રિમ દીપકોથી દીપાયમાન લાગતા હતા. માત્ર ધારાનગરીનું કારાગૃહ ભીષણ અંધકારથી ભયંકર લાગતું હતું. કાળા પત્થરની મ્હોટી મ્હોટી દિવાલોથી તેની ભયંકરતામાં ઓર વૃદ્ધિ થતી હતી. ધારાનગરીમાં સર્વ મનુષ્યો અને પશુ-પક્ષીઓ પોતાને પ્રાપ્ત વસ્તુઓથી સંતોષ ધારણ કરી શાંતિનો અનુભવ કરતાં શય્યાધિન થયેલાં હતાં; ત્યારે આ ભયાનક કારાગૃહમાં એક દુઃખી અને હમેશની ચિંતાથી દુર્બળ થઇ ગયેલો એવો પુરૂષ એક ફાટેલી ચટાઇ ઉપર બેહેલો હતો. મધ્યરાત્રીનો સમય થયેલો હોવા છતાં નિદ્રાદેવીએ તેના ઉપર કૃપા કરેલી નહોતી. ગાલ ઉપર પોતાના હાથ ટેકાવી ચિંતાના બોજાથી દબાયેલા મનુષ્યને જોઇ કોને-કયા સહૃદયી મનુષ્યને દયા ન ઉત્પન્ન થાય ? પણ એ કારાગૃહમાં તેની દયા ખાનાર કોઇ હાજર નહોતું. કારાગૃહના દરવાજા ઉપર બે પહેરેગીરો સાવ-

ચેનીથી પહેરો ભરતા હતા કારાગૃહમા જો કે ગાઢ અધકાર હતો, તો પણ એક લેખક કે કવિને ત્યાની સ્થિતિ જોવાને કશી અડચણ પડતી નહોતી, કારણકે તે જગતના સર્વ સ્થળો અને જગતની સર્વ ઘટનાઓને જોઇ અને જાણી શકે છે રાજાઓના રાણીવાસમા, ગુપ્ત આવાસોમા અને મનુષ્ય માત્રના–સ્ત્રીઓ કે પુરૂષો ઉભયના હૃદયમદિરોમા પણ લેખક કે કવિ નિઃસંકોચભાવે પ્રવેશ કરી શકે છે લેખક અને કવિની શક્તિ અગાધ છે અને જો તેનો સદુપયોગ કરવામા આવે તો જનસમાજ ઉપર તેઓ અનેક ઉપકાર કરી શકે છે કારાગૃહમા કેદી થયેલા પુરૂષના મનના ઉભરાઓ તથા શોકના ઉદ્‌ગારો આપણે સાભળવાનો પ્રયાસ કરીએ

"અતિશય શુરવીરપણાનુ ગોભા રૂપી ખડ્ગ ધારણ કરી અનેક નિર્દોષ મનુષ્યોનો વિના કારણ નાશ કરવામા અને અધિકારના મદમા અનેક અપકૃત્યો કરવામા મે અત્યાર સુધી મ્હારો જન્મ વૃથા ગુમાવી નાખ્યો છે રાજાની એકનિષ્ઠાથી સેવા કરી તેનુ હુ આ ફળ ભોગવુ છુ હીરાદેવીનો મ્હારા ઉપર અત્યત પ્રેમ છે, એમ હુ પ્રથમ માનતો હતો, પરતુ શાસ્ત્રકારો કહે છે તેમ સ્ત્રીઓ ખરો પ્રેમ કોઇ પણ ઉપર રાખતી નથી હીરાદેવી જો ધારે તો પોતાના પિતાને સમજાવી મને અહીંથી છુટો ન કરાવી શકે? આટલા દિવસો સુધી તેણે મ્હારી સભાળ સરખી પણ લીધી નહિ અને મને આશ્વાસનનો સદેશો પણ મોકલ્યો નહિ, તો પછી તેનો પ્રેમ કેવો સમજવો? સ્ત્રીઓ કૃત્રિમ પ્રેમનેજ ધારણ કરનારી હોય છે, એમ અનુભવથી મને હવે સમજાય છે સ્ત્રીઓની ઠીલચાલ, તેઓની વાતચિત, તેઓના હાવભાવ, તેઓનુ હસવુ અને તેઓની રીતભાત સર્વમા કૃત્રિમતાજ જોવામા આવે છે સ્ત્રીઓ એકને પ્રેમ દેખાડે છે, બીજાની સાથે હસે છે, ત્રીજાની સાથે વાર્તાલાપ કરે છે અને ચોથાની સાથે સબધ બાધે છે, એવી તેમની ન સમજી શકાય તેવી ગહન ગતિ છે હીરાદેવી લાવણ્યનો ભડાર છે તેના રૂપથી મોહિત થઇ હુ તેનો પૂજારી બન્યો હતો, પણ તેણે મ્હારા પ્રેમનો બદલો કેવી રીતે આપ્યો, તેનો વિચાર અત્યારેજ મને સુઝી આવે છે સ્ત્રીઓના વિશ્વાસે જે પુરૂષો પોતાનુ જીવન ગુજારે છે, તેઓ છેવટે નાસીપાસ થાય છે" આ પ્રમાણે તે દુખી પુરૂષ સ્ત્રીજાતિને ઉપાલભ આપતો અનેક પ્રકારના વિચારો કરતો હતો એટલામા કારાગૃહનુ દ્વાર ઉઘડ્યુ અને કોઇના પગલાનો અવાજ સભળાયો તે દુખી પુરૂષે એક પ્રકારના શ્રમથી કહ્યુ, "જે હોય તે ખુશીથી આવો અને મહારાજાએ જે પ્રમાણે હુકમ આપ્યો હોય તે પ્રમાણે મ્હારો નાશ કરો"

કારાગૃહમા આવનાર વ્યક્તિને પોતાની પાસે નજીક આવેલી જોઇ તે પુરૂષ તેને બરાબર ધ્યાનપૂર્વક નિહાળવા લાગ્યો. તે વ્યક્તિએ પહેરેલા સુદર

ઉજ્જવલ વસ્ત્રો અને તેના સ્વાભાવિક સૌંદર્યથી કારાગૃહમાં ઝાંખો પ્રકાશ પ્રસરી ગ ા હતો. તે પુ ષે આવનાર વ્યક્તિને ઓળખી લીધી હતી અને તેથી તેના આશ્ચર્યનો પાર રહ્યો નહોતો. તે વ્યક્તિએ પોતાના વસ્ત્રોમાં છુપાવી રાખેલી બત્તી બહાર કાઢી અને તેને જમીન ઉપર મૂકતાં આખુ કારાગૃહ પ્રકાશમાન થઇ રહ્યું. બન્ને અન્યોઅન્યને ઓળખતા હતા, પણ પ્રથમ મૌનનો ભંગ કોણ કરે એ સવાલ હતો. ઘડીભર ઉભય એમને એમ એકબીજા પ્રતિ સ્થિર દ્રષ્ટિથી જોતાં ઉભાં રહ્યા. છેવટે તે દુઃખી પુરૂષે મૌનનો ત્યાગ કરી કહ્યું. "રાજકુમારી, તમે અહીં ક્યાંથી? શું આ દુઃખી જીવાત્માના દુઃખનો અનુભવ લેવા આવ્યાં છો?"

આવનાર વ્યક્તિ કે જે રાજકુમારી હીરાદેવી હતી, તેણે ઉત્તર આપ્યો. "મંત્રીશ્વર કુળચંદ, કેવા અસહ્ય દુઃખોને તમારે સહન કરવાં પડ્યાં છે, એ તો હું સારી પેઠે જાણું છું: એટલે હવે તેનો અનુભવ લેવાની જરૂરીઆત નથી. 'તમે અહી ક્યાંથી,' એ તમારા પ્રશ્નના ઉત્તરમાં મારે કહેવું જોઇએ કે તમને આ કારાગૃહમાથી મુક્ત કરવાને માટેજ મ્હારૂં અહી આવવું થયું છે."

"હીરાદેવી! મને માફ કરજો. પણ મ્હારે કહેવું જોઇએ કે તમે મને મુક્ત કરવા આવ્યા છો, એ સબંધમાં મને શંકા રહે છે; કારણ કે તમારા હૃદયમાં મને મુક્ત કરાવવાનો વિચાર આવ્યો હોત તો આટલો લાંબો વખત મારે કારાગૃહનાં દુઃખો સહન કરવા પડત નહિ." કુળચંદે પોતાનો મનોભાવ કહી બતાવ્યો.

હીરદેવીએ સંતપ્ત હૃદયથી કહ્યું. "કુળચંદ્ર! કદાચ તમારૂં મગજ દુઃખના અસહ્ય બોજાથી ભ્રમિત થયેલું હશે, એમ જણાય છે; નહિ તો તમે મ્હારાં વચનોમાં શંકા લાવત નહિ તમે શાંતચિત્તે વિચાર કરો તો તમને સમજાશે કે આવી ભયંકર મધ્યરાત્રીએ કારાગૃહમાંથી તમને મુક્ત કરવા સિવાય બીજું શુ પ્રયોજન હોય?"

કુળચંદે ઉત્તર આપ્યો "સ્ત્રીઓનાં અને તેમાંએ વળી એક રાજકુમારીનાં વચનોમાં વિશ્વાસ રાખવો, એ કેવળ મૂર્ખતા છે, એમ અનુભવથી હવે મને સમજાય છે, માટે જેમ આવ્યા છો તેમ પાછાં ચાલ્યાં જાઓ. આ કારાગૃહજ મ્હારૂં જીવનપર્યંતનુ નિવાસસ્થાન છે અને તેમાંથી મુક્ત થઈ અન્ય માનસિક ઉપાધિઓમા પડવાની મ્હારી ઇચ્છા નથી."

હીરાદેવી, કુળચંદના આવા લુખા ઉત્તરથી નિરાશ થઇ ગઇ. તેના સુંદર કપોલ પ્રદેશ ઉપર પ્રસ્વેદનાં બિંદુઓ બાઝી ગયાં હતાં. તેણે પોતાના અંતઃકરણની ઉર્મિઓથી ધીમા અવાજે કહ્યું. "મંત્રીશ્વર, તમને આ શું થયું? સ્ત્રીઓ માટે તમારો આવો હલકો વિચાર શાથી થઇ ગયો? મ્હારા પ્રત્યેનો

તમારો પ્રેમભાવ ક્યાં ગયો ? મહાકાળેશ્વરના મંદિરમાં આપણો પ્રથમ થયેલો સમાગમ અને આપણે એકબીજાએ અન્યોઅન્યને આપેલાં વચનો એ સર્વ શું તમે વિસરી ગયા છો ? અરે મ્હારા મહાલયના બાગની આરામમાં આપણો હમણાંજ થયેલો સમાગમને પણ શું તમે ભૂલી ગયા ? ”

“ રાજકુમારી ! ભૂતકાળની સર્વ ઘટના મ્હારા સ્મરણમાં છે. તમારો ઉપરનો પ્રેમભાવ જ્યારે મને યાદ આવે છે, ત્યારે મ્હારૂં હૃદય ઘડીભર કોમળ બને છે પરંતુ અત્યારે હવે એ સમય નથી. તમે મને ચાહતા હતા એ સત્ય છે, પણ તમારી એ ચાહના કેવા પ્રકારની હતી, એ હું અત્યારેજ સમજી શક્યો છું. મ્હારા ઉપરનો તમારો પ્રેમ જો સત્યજ હોત, તો તમે મહારાજાને ગમે તે ઉપાયે સમજાવી મને તુરતજ મુક્ત કર્યો હોત. મ્હારા જેવા એક સામાન્ય માણસ ઉપર માલવાના મહારાજાની અતિ વ્હાલી પુત્રીનો પ્રેમભાવ કાયમ ટકી રહે, એવું મ્હારૂં સદ્ભાગ્ય ક્યાંથી હોય ? ” કુળચંદ્રે હૃદયના અતિ વેગથી ઉત્તર આપ્યો.

કુળચંદ્રનાં આવાં આકરાં વચનો સાંભળી રાજકુમારી હીરાદેવીનું કોમળ હૃદય અતિ દુઃખી થયું. તેનાં કમળસમાન નેત્રોમાંથી અશ્રુની ધારા વહેવા લાગી. પણ તેને ગુપ્ત રીતે વસ્ત્રના પાલવથી લુછી નાખીને તેણે દયામણા અવાજથી કહ્યું “ કુળચંદ્ર ! હું માલવરાજની અતિ માનિતી અને અતિ વ્હાલી પુત્રી છું પણ પ્રેમભાવે તમારી તો દાસી છું. મ્હારો પ્રેમ જેવો હતો તેવો ને તેવોજ છે. અને મ્હારા અંતઃકરણથી હું ઈચ્છું છું કે તે જેવો છે તેવો કાયમ રહેજ. મહારાજાને મેં ઘણીવાર સમજાવ્યા પણ કોઈ રીતે તે સમજ્યા નહિ. તેથી છેવટે મ્હારા જીવના જોખમે પણ તમને આ ભયંકર કારાગૃહમાંથી મુક્ત કરવા અને હું આવેલી છું. માટે મ્હારા હૃદયના આધાર ! તમારી દાસી બનેલી માલવાની રાજકુમારીના વચનમાં વિશ્વાસ રાખી તેની સાથે આ કારાગૃહમાંથી મુક્ત થવા તૈયાર થાઓ. ”

“ રાજકુમારી, મ્હારા અપરાધને ક્ષમા કરો. તમારા માટે અત્યાર પહેલાં ઘણા ખરાબ વિચારો મેં બાંધ્યા હતા. પણ હવે મને તે માટે અતિ પસ્તાવો થાય છે. અત્યારે પણ મેં તમને અપમાન કરવામાં કશી પણ મણા રાખેલી નથી. તમારા ખરા પ્રેમને હું ઓળખી શક્યો નહિ માટે હું બહુ દીલગીર છું. ચાલો તમારી સાથે હું તે સ્થળે અને તમે જ્યાં લઈ જાઓ ત્યાં આવવાને તૈયાર છું. ” કુળચંદ્રે ખરા અંતઃકરણથી કહ્યું. હીરાદેવીનો અવિચળ પ્રેમ જોઈ તેનો ભ્રમ દૂર થઈ ગયો અને પહેલાંની જેમ તેના તરફ માનબુદ્ધિ ઉત્પન્ન થઈ.

હીરાદેવીએ કહ્યું ‘ મંત્રીશ્વર ! દુઃખમાં મનુષ્યમાત્રની બુદ્ધિમાં ભ્રમ થાય

છે, માટે તેમાં તમારો દોષ નથી. તમારો અપરાધજ થયો નથી એટલે ક્ષમાની વાતજ રહેતી નથી."

કુળચંદ્રે કહ્યું. "હીરાદેવી ! તમે સ્ત્રીઓમાં એક રત્ન સમાન છો. મ્હારા જેવા એક સામાન્ય અને કેદી થયેલા પુરૂષ ઉપર પણ તમે ખરો પ્રેમ નિભાવી રાખો છો, તે માટે તમને જેટલો ધન્યવાદ આપું તેટલો થોડો છે. પ્રિય રાજકુમારી, તમારી પાસે હું એક પામર આત્મા છું."

"મનના ઉભરાઓને ખાલી કરવાનો બીજો ઘણો સમય મળશે, માટે અત્યારે તો એ વાત પડતી મૂકો. મધ્યરાત્રી વીતી ગઇ છે, તેથી જેમ ધારેલા સ્થળે પહોંચી જવાય તેમ ઉત્તમ છે. મ્હારી પછવાડે નિર્ભયતાથી ચાલ્યા આવો." હીરાદેવીએ જરા હસીને કહ્યું

"પણ પહેરેગીરો આપણને અટકાવશે નહિ ?"

"એ સંબધી આપને કશી ચિંતા કરવાની અગત્ય નથી. સર્વ વ્યવસ્થા પ્રથમથીજ મેં કરી રાખેલી છે, એટલે આપણું નામ પણ કોઇ લે તેમ નથી."

હીરાદેવી અને પછવાડે કુળચંદ્ર કારાગૃહમાંથી બહાર નીકળ્યાં. હીરાદેવીએ પોતાની પાસે જે બત્તી હતી તે વસ્ત્રમાં છુપાવી દીધી. કારાગૃહના મુખ્ય દ્વારે બે પહેરેગીરો હથિયારબંધ ઉભા હતા પણ કોઇએ તેમને અટકાવ્યા નહિ. કારાગૃહના કીલ્લાની બહાર બીજા બે મનુષ્યો ઉભા હતા તેમને હીરાદેવી મળી અને તેમના કાનમાં કાંઇક ગુપ્ત વાત કરી, કુળચંદ્રને તેમની સાથે જવાનું કહ્યું તે બન્ને માણસો કુળચંદ્રને લઇ ત્યાંથી ચાલ્યા ગયા અને ત્યાર પછી રાજકુમારી હીરાદેવી પણ ત્યાંથી ચાલી ગઇ.

---

# પ્રકરણ ૨૨ મું.

## કુલચંદ્રનું કૌશલ્ય.

ઉજ્જયિની અથવા ધારાનગરી શહેરની ભાગોળે વહેતી ક્ષિપ્રા નદીના કીનારા ઉપર ન્હાનો પણ સુંદર ઘાટનો એક મહેલ શોભી રહ્યો હતો. ક્ષિપ્રા નદીના સુંદર અને સ્વચ્છ જળમાં તેનું જે પ્રતિબિંબ પડતું તે પ્રેક્ષકોને આનંદદાયક લાગતું હતું. સંધ્યા સમયના ઝાંખા પ્રકાશમાં આકાશસ્થિત શુભ્ર મેઘ જેવો તે મહેલ દેદીપ્યમાન લાગતો હતો. સૂર્યનારાયણનું રક્ત થયેલું અર્દ્ધું

બિબ પશ્ચિમ દિશાની ઉંચટની મર્યાદામા ડુબી ગયેલુ જોવામા આવતુ હતુ સાય કાળના સમયને નજીકમા આવતો જોઇને પશુરક્ષક ગોવાળો ત્વરાથી પોતાના પ્રિય પશુઓને વનમાથી નગર ભણી આનદમા મ્હાનતા મ્હાનતા હાકી જતા હતા પશુઓના ચાલવાથી ઉડેલી રજ સૂર્યના ઝાખા પડી ગયેલા પ્રકાશને વિશેષ તેજહિન કરતી હતી ક્ષિપ્રા નદીનો ભયકર તીરપ્રદેશ પૃથ્વી ઉપર છવાઈ જતા અધકારને લીધે વધારે ભયકર લાગતો હતો સ્વચ્છ આકાશમા ન્હાના મ્હોટા પક્ષીઓનો સમૂહ પોતાના માળા ભણી અતિ વેગથી ઉડી જતો જોવામા આવતો હતો ક્ષિપ્રા નદીનો જળપ્રવાહ નિર્મળ સ્થિતિમા ધીમે ધીમે ગતિ કરતો હતો આવા અતિ સુદર અને અલ્હાદદાયક સમયે ઉપર્યુક્ત મહેલમા કુળચદ્ર પ્રફુલ્લ મુખમુદ્રાએ હીરાદેવી સાથે વાર્તાલાપ કરતો હતો હીરાદેવી પોતાના પ્રિય પતિની વાર્તા આનદથી સાભળતી હતી અને હસી હસીને તેનો યોગ્ય ઉત્તર આપતી હતી રાજા ભોજે પોતાની અતિ પ્રિય અને માનીતી પુત્રી હીરાદેવીના ક્રીડાસ્થાન તરીકે આ મહેલને બધાવ્યો હતો આ મહેલ જો કે ન્હાનો હતો, પણ તેમા દરેક પ્રકારની સગવડતા હતી મહેલની આસપાસ મજબુત પથ્થરનો કોટ ચણી લેવામા આવ્યા હતો અને કોટના દરવાજા ઉપર ચાર પહેરગીરો રાત્રી દિવસ પહેરો ભરતા હતા કોટની અદર અને મહેલની આસપાસ ન્હાનો સરખો સુદર બાગ બનાવવામા આવ્યો હતો તથા બાગના મધ્યભાગમા એક લતામડપ રચવામા આવ્યો હતો આ લતામડપમા કોમળ લતા જેવી રાજકુમારી હીરાદેવી દિવસનો ઘણો સમય ગાળતી અને પોતાની સખીઓ સાથે ક્રીડા કરતી

રાત્રીનો સમય થયેલો હોવાથી અધકારનુ જોર ધીમે ધીમે વૃદ્ધિને પામતુ હતુ એક દાસીએ આવીને કુળચદ્ર અને હીરાદેવી બેઠા હતા ત્યા દીપક પ્રગટાવ્યો દીપકના ઉજ્જવલ પ્રકાશ સાથે હીરાદેવીનુ ઉજ્જવલ સૌંદર્ય મળી જતા અને એ રીતે માનુષી અને પ્રાકૃતિક પ્રકાશનો સયોગ થતા હીરાદેવીમા અવર્ણનીય રૂપનો અબાર પ્રકાશિત થયો કુળચદ્રે એ જોઇને જરા સ્મિત હાસ્ય કર્યું હીરાદેવી તેનો ભાવ સમજી ગઇ અને તેના લાવણ્યના ભડાર સમાન મુખ ઉપર પણ મદ સ્મિત છવાઇ ગયુ અહો! એ મદ સ્મિત ભરેલા નયન મનોહર મુખચદ્રના સૌંદર્યને વર્ણવવા જેટલી અમારી લેખિનીમા શક્તિ નથી અમે તો એટલુ કહી શકીએ કે રાજકુમારી હીરાદેવી રૂપની રાશિ અને સૌંદર્યનો સાગર છે

કુળચદ્ર અને હીરાદેવી જે મીઠી વાર્તાઓ કરતા હતા તે એમને એમ ક્યા સુધી ચાલત તે અમે કહી શક્તા નથી પરતુ એટલામા એક દાસી ત્વરાથી દોડતી ત્યા આવી અને ફાટી ગયેલા સાદથી બોલી ઉઠી ' મહારાજા ભોજ ત્વરાથી ચાલ્યા આવે છે કોટની અદર તેઓ આવી ગયા છે અને

જે સમય જાય છે તેટલામા તેઓ અહીં આપની સન્મુખ આવી પહોંચવા જોઇએ " હીરાદેવી અને કુળચંદ્ર ઉભય આ ખબર સાંભળી ચિંતાતુર બની ગયા. ઉભયના મુખ ઉપર શોકની છાયા પથરાઈ ગઇ અને હવે શી રીતે બચાવ કરવો, તેની વિમાસણમાં પડ્યા. હીરાદેવીએ કુળચંદ્ર સામે જોયુ અને કાંઇ કહેવાને ઇચ્છ્યું. પણ તેનાથી બોલાયું નહિ એક ક્ષણ પહેલાં બન્ને પ્રેમીઓ આનંદનો ઉપભોગ કરતા હતાં, તેના બદલે અત્યારે તેઓ બન્ને શોકસાગરમાં ડુબી ગયાં હતાં. શું કરવું અને શું ન કરવું. એ વિચારજ ઉભયના મનમાં ઘોળાઇ રહ્યો હતો તેઓ પોતાના રક્ષણને માટે કાંઇ કરે તે પહેલાં મૂર્તિમંત, ક્રોધસ્વરૂપ માલવરાજ ભોજ ત્યાં આવી પહોંચ્યો. હીરાદેવી અને કુળચંદ્ર બેઠા હતા તે ઉભા થઇ ગયા ભોજ તેમને જોઇ અત્યંત ગુસ્સે થયો. તેની બન્ને આંખોમાંથી અગ્નિકણો વર્ષવા લાગ્યા તેણે શબ્દો ઉપર અતિ ભાર દઇને જેટલાં જોરથી બોલાય તેટલા અવાજથી કહ્યું " કુળચંદ્ર, દુષ્ટ, નરાધમ, તું અહીં ક્યાંથી? મ્હારી પુત્રીના મહેલમાં તુ શી રીતે આવ્યો?"

કુળચંદ્રે કાંઇપણ ઉત્તર આપ્યો નહિ. તે નીચું મુખ કરી નિર્ભયતાથી ઉભો હતો. કુળચંદ્રને નિરૂત્તર જોઇ રાજાના ક્રોધની સીમા રહી નહિ તેણે હવે એક સમયની પોતાની વ્હાલી પણ હવેથી દુશ્મન થઇ પડેલી પુત્રી સામે જોઇને કહ્યું. " કુળ કલંકિની, એ દુષ્ટ અહીં શી રીતે આવ્યો? કારાગૃહમાથી તેને કોણે મુક્ત કર્યો? બોલ, જે સત્ય હોય તે તુરત કહી દે; નહિ તો પ્રથમ ત્હારો વધ કરીશ."

રાજકુમારી હીરાદેવી ભયથી ધ્રુજી ઉઠી. તેણે પોતાના બે હાથ જોડી પોતાના પિતાની ક્ષમા માગવા પ્રયત્ન કર્યો.

" પાપિની, ત્હારોજ સર્વ અપરાધ છે. તેજ તે દુષ્ટને મુક્ત કર્યો જણાય છે. ઠીક છે, એ અપરાધની તનેજ દોષિત ઠરાવી તેનો ઉચિત દંડ તને આપું છું અને જગતને બતાવી આપીશ કે માલવાનો અધિપતિ પોતાની અતિ પ્રિય છતાં અપરાધિની પુત્રીને પણ ક્ષમા આપતો નથી." ભોજે એમ કહી ત્વરાથી પોતાની કમરે લટકતી તલવાર ખેંચી કાઢી અને તેને હીરાદેવી ઉપર ઘા કરવા ઉગામી. હીરાદેવી અને ભોજ ઉભા હતા તે વચ્ચે એકદમ કુળચંદ્ર કુદી પડયો અને એ રીતે હીરાદેવીને બચાવવા પોતે રાજાની તલવારનો ભોગ થવાને તૈયાર થયો. કુળચંદ્રને વચ્ચે આવેલો જોઇ ભોજ બોલી ઉઠયો. " તું શુ કામ ઉતાવળો થાય છે ત્હારી પણ એજ દશા થવાની છે. તમારા બન્નેના રક્તથી મ્હારી તલવાર જ્યારે તરબોળ થશે. ત્યારેજ મને શાંતિ થશે."

કુળચંદ્ર આવેશથી બોલી ઉઠ્યો ' મહારાજા, રાજકુમારી નિર્દોષ છે.

અને હુ દોષિત છુ, માટે મને જ મારો. મારાજ રક્તથી આપની તલવારને રંગિત કરો."

"પણ તને કારાગૃહમાથી મુક્ત કરનાર કોણ છે, તે મ્હારે જાણવુ છે, અને જેવી ત્હારી દશા તેવીજ તેની દશા પણ કરવાની છે" રાજાએ જરા શાંતિનુ અવલબન લઇને કહ્યુ

"આપને ઉડી તપાસ કરવાનુ શુ પ્રયોજન છે? સર્વ અપરાધનુ હુ મેજ મૂળ છુ, માટ મ્હારો ત્વરાથી વધ કરો" કુળચદ્રે એકસરખા આગ્રહથી કહ્યુ

જે પુરૂષને ખુદ માળવાના અધિપતિએ કેદ કર્યો છે, તેને મુક્ત કરવા જેટલી હિમત બતાવનારની મ્હારે પ્રથમ તપાસ કરવી છે અને ત્હારા મુખેજ તેનુ નામ લેવરાવવુ છે" ભોજે આગ્રહથી કહ્યુ

"આપની ઇચ્છામા આવે એવી રીતે મ્હારો નાશ કરો મૃત્યુનો મને ભય નથી, પરતુ જેણે મને કારાગૃહમાથી મુક્ત કરી નવુ જીવન આપ્યુ છે, તેવા ઉપકારી મનુષ્યનુ નામ તો મ્હારાવી નહિજ અપાય." કુળચદ્રે પણ તેવાજ આગ્રહથી ઉત્તર આપ્યો

ભોજનુ આખુ શરીર ક્રોધથી સળગી ઉઠયુ તેણે રોષના એકસરખા આવેશથી પોતાની તલવાર કુળચદ્ર ઉપર ઉગામી અને તેના મસ્તક ઉપર ઘા કરવાનો પ્રયત્ન કર્યો હીરાદેવી જે અત્યારસુધી ભયથી ધ્રુજતી ઉભી હતી તે પોતાના પ્રિયનુ પોતાના પિતાના હાથે ખુન થતુ જોઇ અતિ દુખી થઇ તેનો ભય ક્ષણમાત્રમા ચાલ્યો ગયો અને હિમત લાવી તે આવેશથી બોલી ઉઠી 'પિતાશ્રી! તે નિર્દોષ છે અને હુ અપરાધિની છુ મે તેમને કારાગૃહમાથી મુક્ત કર્યા છે મને જે દડ દેવો હોય તે હુ સહન કરવા તૈયાર છુ"

'પણ તેને કારાગૃહમાંથી મુક્ત કરવાનુ તને શુ પ્રયોજન હતુ?" ભોજે પૂછ્યુ

"કારણ? કારણ એજ કે મે તેમને મ્હારા જીવનના સાથી તરીકે પસદ કર્યા છે" હીરાદેવીએ હિમતથી ઉત્તર આપ્યો

"પ્રથમ અવસ્થામા ભીખારી અને હાલમા રાજાના કોપનો ભોગ થઇ પડેલા એક કેદી પુરૂષને પોતાના જીવનનો સાથી બનાવવા માટે પસદ કરતા મ્હારી પુત્રીને કુળકલકીની બનતા લજ્જા ન આવી?" ભોજે આતુરતાથી પૂછ્યુ

"પિતાશ્રી! જે કાર્ય મે યોગ્ય સમજીને કર્યુ છે, તેમા લજ્જા શી? આપે જેને

આપના રાજ્યના મુખ્ય મંત્રી બનાવેલા છે અને જે શુરવીરોમાં શિરોમણી સમાન છે, તેવા યોગ્ય પુરૂષને મ્હારા પતિ તરીકે પસંદ કરવામાં મેં કાંઇપણ અયોગ્ય કર્યું હોય, એમ મને જણાતું નથી." હીરાદેવીએ રાજાના પ્રશ્નનો યોગ્ય ઉત્તર આપ્યો.

"પુત્રી! તું અસત્ય બોલે છે. સુરાચાર્ય જેવા એક જૈનસાધુને પણ જે ન પકડી શક્યો, તેને તું શુરવીરોનો શિરોમણી બનાવે છે, એ કેવું અને કેટલું ભયંકર અસત્ય છે?" રાજાએ પૂછ્યું.

કુળચંદ જે અત્યારસુધી પિતા પુત્રીનો વિવાદ સાંભળતો હતો તે બોલી ઉઠ્યો "મહારાજા, રાજકુમારી કેવળ સત્ય બોલે છે. આત્મશ્લાઘાનો જરા પણ ભય રાખ્યા સિવાય મ્હારે કહેવું પડે છે કે આપના સહવાસમાં હું લાંબો સમય રહ્યો છું. તોપણ આપ મ્હારા સામર્થ્યને જાણી શક્યા નથી"

રાજાએ ગુસ્સાને ધારણ કરીને કહ્યુ. "મ્હારે ત્હારૂં સામર્થ્ય જાણવું નથી તેમ તમારો બચાવ પણ સાંભળવો નથી, માટે તમો ઉભય મ્હારી તલવારનો ભોગ થવાને તૈયાર થાઓ."

"પિતાશ્રી! રાજકુમારીએ ધીમાશથી કહ્યું. "અમને જો મારવાનો આપે નિશ્ચય કર્યો હોય તો અમે મરવાને ખુશીથી તૈયાર છીએ. બીજી તૈયારી કરવાની અમને આવશ્યકતા નથી, કારણ કે મૃત્યુનો અમને ભય નથી; પરંતુ અમારા કાંઇપણ વ્યાજબી અપરાધ વિના અમને દેહાંત દંડ દેશો તો પાછળથી આપ પસ્તાશો અને માળવાના મહારાજા ભોજની અન્ય દેશોમાં ઉદારતા આદિ ગુણોની જે કીર્ત્તિ ગવાય છે, તેના બદલે આપની અપકીર્તિ ચોતરફ પ્રસરી જશે, માટે જે કાર્ય કરો તે વિચારીને કરજો"

"તમારા ઉભયના અપરાધો મહાન્ છે અને તે પ્રમાણે તમને સજા થવીજ જોઇએ." રાજાએ દ્રઢતાથી કહ્યું.

"મ્હારી એક વાત માનશો?" હીરાદેવીએ કહ્યું "રાજા ભોજ દરેકને મોઢે માગ્યું દાન આપે છે, એમ સર્વ કોઇ કહે છે; તેથી હું આપના મંત્રીના જીવનનું દાન માગું છું; શું તે આપ નહીં આપો?"

હીરાદેવીનાં વચનો સાંભળી રાજા જરા વિચારમાં પડી ગયો. ઘણો સમય સુધી તે કાંઇ બોલ્યો નહિ એટલે કુળચંદ બોલી ઉઠ્યો. "મહારાજા, આપની મુંઝવણને હું જાણી ગયો છું, આપ રાજકુમારીને તો જીવિતદાન આપવાને તૈયાર છો, પણ મને જીવિતદાન આપવું કે કેમ, એજ વિચારમાં આપ મુંઝાઓ છો; એટલે મને જીવિતદાનની જરૂર નથી. પરંતુ મ્હારી એક સરત કબુલ કરો. ગુજરાત દેશ ઉપર ચડાઇ લઇ જવાને આપ કેટલોક સમય

થવા આતુર થઇ રહ્યા છો પણ યોગ્ય અવસર અને લાગ મળતો નથી એટલે આપ ચુપ બેસી રહ્યા છો, અત્યારે મગાસર સમય આવી પહોંચ્યો છે, કારણકે ભીમદેવ પોતાના વિશાળ સૈન્ય સહિત સિંધુ અને ચેદિ દેશો ઉપર ચડાઈ લઇને ગયેલ છે ગુજરાતમાં તેનું સૈન્ય અત્યારે ઘણુ થોડુ છે, માટે મને આજ્ઞા આપો તો સૈન્ય લઇને ગુજરાત ઉપર ચડાઇ કરૂં જો ત્યાંથી જીત મેળવીને અને જયપત્ર લખાવીને આવુ તો મ્હારા અપરાધની ક્ષમા આપવી અને રાજ્યમારી તથા મ્હારા વચ્ચે જે પ્રેમ બંધાયો છે તે આપે કબુલ રાખવો નહિ તો પછી આપને જે યોગ્ય લાગે તે સજા મને કરજો અને તેને હું ખુશીથી સહન કરી લઇશ "

ભોજ રાજા હતો અને તેના અંગે તે ક્રોધી અને અભિમાની હતો, તેમ છતાં તેનામાં ઉદારતાનો મહાન્ સદ્ગુણ હતો પોતાની વ્હાલી પુત્રીનો દયામણો ચહેરો જોઇ તેના હૃદયમાં દયાનો આવિર્ભાવ થયો, પરંતુ કુળચંદ્રને ક્ષમા આપવા જેટલું તેનું હૃદય કોમળ થયુ નહોતું પોતાના પિતાને શંકાશીલ જોઇ રાજકુમારી હીરાદેવી પોતાની કોમળ વાણીથી બોલી " પિતાશ્રી, આપના એક સમયના અતિ માનનીય મંત્રીની સરતને કબુલ કરો કાઇ નહિ તો મ્હારા ઉપર દયાની ખાતર પણ એ સરતનો સ્વીકાર કરો "

ભોજનું ઉદાર હૃદય હીરાદેવીની કોમળ વાણી સાંભળી પીગળી ગયુ, તેણે પોતાની તલવારને મ્યાન કરતા કહ્યુ " કુળચંદ્ર, મારી પુત્રીની ખાતર તમારી સરતનો હું સ્વીકાર કરૂં છુ એટલે કાલે પ્રભાતેજ સૈન્ય લઇને ગુજરાત ઉપર ચડાઇ લઇ જાઓ અને જો તમે જીત મેળવીને આવશો તો તમારા અપરાધની ક્ષમા આપવાની સાથે મારી પુત્રીનો લગ્નસંબંધ તમારી સાથે જોડી આપીશ અત્યારે અહીંથી મ્હારી સાથેજ ચાલો આ રાત્રી તમારે હજુ મ્હારા કેદી તરીકેજ ગુજારવી પડશે."

ભોજ અને તેની પછવાડે કુળચંદ્ર ત્યાંથી ચાલ્યા ગયા હીરાદેવી ભવિષ્યમાં શું થશે એ સબંધી ચિંતા કરતી જતા ઉભી હતી ત્યાંજ બેસી ગઇ અને ભગવાન મહાકાળેશ્વરનું સ્મરણ કરતા કરતા તે મૃગનયના સુંદરીના ગૌરવર્ણી ગાલો ઉપર અશ્રુની અવિરલ ધારા વહન થવા લાગી



# પ્રકરણ ૨૩ મું.

## વિવાદ.

" તમે ધર્મસિંહ મહેતાનો એકલાનોજ દોષ કહાડો છો, તે વ્યાજબી નથી. મહેશ્વર મંત્રી પણ જયપત્ર લખી આપવામાં સામેલ હતા, એ કેમ ભૂલી જાઓ છો ? " વિમલે સહજ ગુસ્સાથી કહ્યું.

" એમાં ગુસ્સે થવાનું કાંઇ પ્રયોજન નથી; કોનો દોષ થયો છે એ મહારાજ જોશે. " દામોદર મહેતાએ કહ્યું.

" પણ મહારાજ વ્યાજબી રીતે જોશેને ? "

ઉપર પ્રમાણે બન્ને પ્રતિસ્પર્ધીઓ ભીમદેવના ખાનગી બેઠકના ખંડમાં બેઠા બેઠા વિવાદ કરી રહ્યા હતા. સિંધુ અને ચેદિદેશ ઉપર વિજય મેળવીને ભીમદેવને પોતાની રાજધાની પાટણમાં આવ્યાને આજે પાંચેક દિવસ થયા હતા. ભીમદેવ પોતાના વિશાળ સૈન્ય સહિત જે દિવસે પાટણના પાધરે આવી પહોંચ્યો, ત્યારે નગરના લોકો જાણે ઉત્સવનો દિવસ હોય તેમ સારાં લુગડાંલત્તા પહેરીને આનંદભર્યા તેના સામા ગયા. મહાજન અને મોટા મોટા શેઠીયા વિગેરે સૌએ મળીને અપાર હર્ષથી સામૈયું કર્યું. નગરમાં સુંદર તોરણો બંધાયાં, અબીલ ગુલાલ ઉડવા લાગ્યા. પાટણની શેરીએ શેરીએ લલિત લલનાઓએ ભીમદેવને પુષ્પવૃષ્ટિ કરી વધાવી લીધો. કેમકે ભીમના રાજ્યમાં તેઓ સર્વ પ્રકારે સુખી હતી તેથી તેના ઉપર પ્રજાની પ્રીતિ હતી. ભીમદેવે તે દિવસને ઉત્સવનો દિવસ ઠરાવી પંચાસરા પાર્શ્વનાથ તથા મહાદેવના મંદિરે પૂજા રચાવી, તેમજ તેણે લક્ષ્મીને આનંદ પમાડયો એટલે તેનું દાન કર્યું. તે એવી રીતે કે પાટણમાં કોઇ પણ મનુષ્ય દરિદ્રી કે ભયભીત રહ્યું નહિ. ભીમદેવ સિંધુ તથા ચેદિ જેવા દેશો ઉપર વિજય મેળવવાથી આનંદિત થયો હતો, પણ તેનો એ આનંદ પોતાના મહાલયમા પેસતાં સુધીજ ટકી રહ્યો. ધર્મસિંહ અને મહેશ્વરના મુખેથી જે વાર્તા સાંભળી તેને શોક થયો અને તેના ક્રોધની સીમા રહી નહિ, જે વાર્તાને સાંભળવાથી તેના આનંદનો નાશ થયો હતો, તે વાર્તા જાણવાનો આપણે પ્રયત્ન કરીએ.

ભીમદેવ પોતાના સેનાપતિ અને સમર્થ મંત્રીઓને સાથે લઇ વિશાળ સૈન્ય સહિત સિંધુ અને ચેદિ દેશો ઉપર ચડાઇ લઇને ગયો અને ત્યાંથી વિજય મેળવી તે પાછો ગુજરાત તરફ ચાલ્યો આવતો હતો, તે દરમ્યાન તેની, તેના મંત્રીઓની અને સૈન્યની ગેરહાજરીનો લાભ લઇ માળવાનો મુખ્ય મંત્રી

કુળચંદ્ર માળવી સેના લઈને ગુજરાત ઉપર ચડી આવ્યો. લુંટ કરતો અને ગ્રામ વર્તાવતો તે પાટણના પાધરે આવી પહોંચ્યો ત્યાંસુધી પાટણમાં રહેનાર મંત્રીઓને કશી ખબર પડી નહોતી. પાટણમાં પેસીને પણ જ્યારે તેણે ઉપદ્રવ કરવા માંડ્યો ત્યારે ધર્મસિંહના જાણવામાં એ હકીકત આવી. તેણે તુરતજ મહેશ્વરને બોલાવ્યો અને હવે શું કરવું તે વિષે તેનો અભિપ્રાય પૂછ્યો. મહેશ્વર કશો પણ અભિપ્રાય આપી શક્યો નહિ એટલે તેણે પાટણમાં જે સૈન્ય રહેતું હતું તેને એકત્ર કરવાને માટે યુદ્ધનાં વાજીંત્રો વગડાવ્યાં. શૂર પટણીઓ એકદમ રાજમહાલય પાસે એકત્ર થઇ ગયા અને તેમના જાણવામાં એ વાત આવી એટલે તેઓ અત્યંત ગુસ્સે થઇ ગયા. ધર્મસિંહ કે પોતાના અધિકારીની કોઇ પણ પ્રકારની આજ્ઞા વિના તેઓ એકદમ માળવાનું જે સૈન્ય નગરમાં પેસી ગયું હતું તેના ઉપર ધસી ગયા અને પોતાના શસ્ત્રોનો ઉપયોગ કરવા લાગી ગયા. માળવાના સૈનિકો પટણી યોદ્ધાઓના આકસ્મિત હુમલાથી વિસ્મિત થઇ ગયા અને તેઓ મા ભગાણું પડવા લાગ્યું. બન્ને સૈનિકો વચ્ચે સખત ઝપાઝપી ચાલી રહી હતી. કુળચંદ્ર સુરાચાર્યજીની શોધમાં પડ્યો હતો. અને જો તેઓ માલુમ પડી આવે તો તેમને પકડીને ધારાનગરી લઈ જવાનો તેનો વિચાર હતો. તેણે પોતાની એ ઇચ્છાથી શ્રાવકોના પ્રત્યેક ઉપાશ્રય અને મંદિરોમાં તપાસ કરી પણ તેમનો પત્તો લાગ્યો નહિ. છેવટે તેના જાણવામાં આવ્યું કે દ્રોણાચાર્ય તથા સુરાચાર્ય ઉભય કેટલોક સમય થયાં પાટણમાંથી વિહાર કરી અન્યત્ર ચાલ્યા ગયા છે ત્યારે તે નિરાશ થયો અને વિશેષ તજવીજ કરવાનું તેણે માંડી વાળ્યું. બન્ને સૈન્યસમૂહનો નાશ થતો હતો અને તેમાં પટણીઓની સંખ્યા થોડી હોવાથી તેમનો વિશેષ પ્રમાણમાં ઘાણ નીકળી ગયો હતો. ધર્મસિંહે જ્યારે આ હકીકત જાણી ત્યારે તે જાતે ઘોડા ઉપર બેસી ત્યાં આવ્યો અને પટણી યોદ્ધાઓને તેણે લડતા અટકાવ્યા. ત્યારપછી તે કુળચંદ્ર પાસે ગયો. ગુજરાતના મહારાજા તરફથી તે સનાહ કરવાને તૈયાર છે, એમ જ્યારે તેણે કહ્યું ત્યારે કુળચંદ્ર ખુશી થયો અને પોતે પણ તેમ કરવાને આતુર છે, એમ તેણે કહ્યું. કુળચંદ્રની સરત એ હતી કે રાજમહાલયના દરવાજે કોડીયો દાટવી અને પોતાને જીત મેળવ્યાનું જયપત્ર લખી આપવું. ધર્મસિંહે વખત વિચારી તેની તે સરતો કબુલ કરી અને મહેશ્વરનો અભિપ્રાય લઇ તે પ્રમાણે સનાહ કરી. કુળચંદ્ર રાજમહાલયના દરવાજા આગળ કોડીયો વવરાવી અને જયપત્ર લઇ માળવે ચાલ્યો ગયો.

ધર્મસિંહ અને મહેશ્વરે ઉપરની હકીકત ભીમદેવને કહી ત્યારે તેનો આનંદ ક્રોધના રૂપમાં બદલાઇ ગયો અને તેને ઉભય મંત્રીઓ ઉપર અપાર ગુસ્સો ઉત્પન્ન થયો. તેણે આજે મધ્યાહ્ન સમયે સર્વ મંત્રીઓને એકત્ર થવાને

આજ્ઞા કરી. આજની આ ખાનગી સભામાં ધર્મસિંહ અને મહેશ્વરે માળવા સાથે કરેલ સલાહ માટે, તેમને ઉચિત શિક્ષા કરવા વિષે અને માળવા ઉપરના વેરની શી રીતે વસુલાત કરવી તે વિષે ચર્ચા ચાલવાની હતી. શ્રાવક મંત્રીઓ ઉપર દ્વેષ રાખનાર દામોદર અને વિજયથી વિશેષ માની બનેલા વિમળને, માળવા સાથે સલાહ કરવામાં અને કુળચંદને જયપત્ર લખી આપવામાં કોનો દોષ છે, તે વિષે મહારાજની ખાનગી બેઠકમાં ઉપર મુજબ વિવાદ કરતાં આપણે જોઇ ગયા છીએ. દામોદર મહેતા, શ્રાવક મંત્રીઓ ઉપર વેર વાળવાનો આવો ઉત્તમ અવસર આવેલો જાણી અંતરમાં ઘણોજ આનંદિત થયો હતો. તે બધો દોષ ધર્મસિંહ ઉપર ઢોળી પાડવા ઇચ્છતો હતો. કેમકે તે શ્રાવક મંત્રી હતો અને વિશેષમાં રાજ્યકાર્યમાં તેની મહત્તા સારી મનાતી હતી. વિમળનું કહેવું એમ હતું કે ધર્મસિંહ અને મહેશ્વર ઉભયે એકત્ર થઇને એ સલાહ કરેલી છે; અને તેમણે જે કર્યું છે તે સંયોગવશાત ઉચિતજ હતું, તેમ છતાં દોષ કોનો થયો છે, એ તપાસવાનું મહારાજનું કાર્ય છે. તેઓ વચ્ચે ચાલતો વિવાદ કદાચ વધુ લંબાત પણ ધર્મસિંહ અને મહેશ્વર વાતો કરતાં કરતાં ત્યાં આવી પહોંચ્યા, એટલે તેઓ પ્રસ્તુત વિષયને પડતો મૂકી રાજ્યકાર્યના અન્ય વિષયમાં જોડાયા. થોડી વાર થઇ એટલે સંગ્રામસિંહ મૂછો ઉપર હાથ ફેરવતો અને દૃઢતાથી પગલાં ભરતો આવી પહોંચ્યો. સંગ્રામસિંહ પણ ત્યાં બેઠેલા મંત્રીઓ સાથે વાર્તાલાપ કરવામાં જોડાયો. શ્રાવક અને બ્રાહ્મણ મંત્રીઓ વચ્ચેનો વિરોધ દિનપ્રતિદિન વધતો જતો હતો અને અન્યોન્યના દોષો શોધી કહાડી એકબીજાને ઉતારી પાડવાનો તેઓ પ્રયાસ કરતા હતા. શ્રાવક મંત્રીઓ અભિમાની, સત્ય નિષ્ઠાવાળા અને ઉદાર હૃદયના હતા અને તેથીજ રાજ્યમાં તેઓનું જોર જામેલું હતું. માળવાના સેનાપતિ કુળચંદ્ર સાથે સલાહ કરી તેને જયપત્ર લખી આપવાનો સવ દોષ, બ્રાહ્મણ મંત્રીઓ ધર્મસિંહના માથે ઓઢાડવા માગતા હતા. શ્રાવક મંત્રીઓનો તે સંબંધમાં બચાવ એ હતો કે ધર્મસિંહ તથા મહેશ્વર બન્નેએ એકત્રતાથીજ તે કાર્ય કરેલુ છે અને પ્રસંગને અનુસરી એમ કરવું ઉચિતજ હતું; કારણકે તેઓ જો માળવાની સેના સામે થયા હોત તો સૈન્યના અભાવે તેઓને મ્હોટી હાર ખાવી પડત અને તેથી ગુજરાત તેમજ પાટણને જે નુકશાન થાત, તેનો બદલો ભવિષ્યમાં વાળવાનું મુશ્કેલીભર્યું થઇ પડત. સંગ્રામસિંહ ન્યાયી હતો, તેથી જેનો મત રાજ્યને હિતકર થઇ પડે તેવો હોય તે મતનેજ તે પુષ્ટી આપતો હતો. જો કે જૈનધર્મનો તે રાગી હતો. અને શ્રાવકોની કાર્યકુળશતા માટે તેનો ઉચ્ચ અભિપ્રાય હતો તો પણ રાજ્યકાર્યના વિષયમાં તે બ્રાહ્મણ અને શ્રાવક મંત્રીઓ વચ્ચેના વિવાદ પ્રત્યે તટસ્થ બુદ્ધિવાળો હતો. સામન્તને કેટલેક અંશે દામોદર મહેતાએ પોતાના પક્ષમાં

ભેળવ્યો હતો સામન્તને તેના પક્ષમા ભળવાનુ બીજુ એક કારણ હતુ અને તે આગળ ઉપર પ્રસ્તુત નવલકથાના પ્રવાહમા આપણે જોશુ આવી રીતે પાટણના મત્રીઓ વચ્ચે જે વિરોધ ચાલતો હતો, તેનુ મુખ્ય કારણ ધર્મનો ભેદભાવ હતુ ધર્મનો ભેદભાવ ઘણા પ્રાચીન સમયનો હતો જૈન ધર્મે વેદ ધર્મના યજ્ઞાદિ હિસાયુક્ત કર્મકાડ સામે પ્રબળ વિરોધ ઉઠાવ્યો હતો અને અહિસા ધર્મ એજ સર્વને માટે હિતકર માર્ગ છે, એમ જ્યારે જગતને સમજાવ્યુ, ત્યારથી બન્ને ધર્મના અનુયાયીઓ વચ્ચે કુસપ ચાલ્યો આવતો હતો. રાજકાજમા અને અન્ય કાર્યોમા પણ તેઓ દરેક સમયે વિરૂદ્ધ પડતા હતા બન્ને ધર્મના આચાર્યો પણ અન્યોઅન્ય શાસ્ત્રાર્થ કરવા ઉતરી પડતા અને એ રીતે પોતપોતાના ધર્મનુ વર્ચસ્વ વધારવાનો પ્રયાસ કરતા હતા ભીમદેવ પહેલાના રાજાઓ જો કે ઘણા અશે જૈનધર્મના રાગી હતા અને કેટલાક શૈવ ધર્મના પણ રાગી હતા, તેમ છતા તેઓ હમેશા ધર્મના વાદવિવાદમા તટસ્થ રહેતા હતા ભીમદેવ પણ ધર્મ સબધી વિવાદમા તટસ્થવૃત્તિનો હતો તે શૈવ ધર્મનો રાગી હતો, પણ શ્રાવક મત્રીઓની કાર્ય-કુશળતા માટે અને જૈનધર્મના અહિસાદિ ઉચ્ચ સિદ્ધાન્તો માટે તેને માન હતુ પોતાના મત્રીઓ ધર્મના કારણથી અન્યોઅન્ય વિરોધી ભાવવાળા છે, તે ભીમદેવ સમજતો હતો અને તેથી તે બન્ને પક્ષને સમાન સ્થિતિએ રાખવાનો પ્રયાસ કરતો હતો

મુખ્ય મત્રી દામોદર, વિમલ સેનાપતિ સગ્રામસિહ, ધર્મસિહ અને મહેશ્વર સર્વ વિવાદગ્રસ્ત વાર્તાલાપ કરી રહ્યા હતા એટલામા આગળ સત્તાના અવતાર સ્વરૂપ મહારાજ ભીમદેવ અને પછવાડે તેનો માનીતો અને વિશ્વાસુ અગરક્ષક સામન્ત ત્યા આવ્યા સર્વ મત્રીઓએ ઉભા થઈને તેને માન આપ્યુ ભીમદેવ પોતાના આસને બેઠો એટલે મત્રીઓ પણ ગોઠવાઈને બેસી ગયા ભીમદેવનો ચહેરો અત્યારે ક્રોધાયમાન દેખાતો હતો શ્રાવક મત્રીઓ તેનો ચહેરો જોઈ ધર્મસિહ ઉપર તેનો ક્રોધ ઉતરશે, એમ કલ્પના કરતા હતા. દામોદર શ્રાવક મત્રીઓની સ્થિતિ જોઈ મનમા ને મનમા હસતો હતો અને આનન્દના અતિરેકથી તેનુ સહેજ શ્યામ રગનુ મુખ આનદિત દેખાતુ હતુ થોડો સમય શાતિ પથરાઈ ગઈ હતી, તેનો ભગ કરતા ભીમદેવે કહ્યુ 'દામોદર મહેતા, માળવા સાથે સલાહ કરી તેના સેનાપતિને જયપત્ર લખી આપ્યાની હકીકત જ્યારથી મે સાભળી છે, ત્યારથી મ્હારૂ મન અતિશય દીલગીર થઈ ગયુ છે ગુજરાતના ગૌરવની તેથી ન્યુનતા થઈ છે અને ગુજરાતના રાજાની કીર્તિને કલકનો કાળો ડાઘ લાગ્યો છે "

દામોદર મહેતાએ ભીમદેવની હામા હા મેળવીને કહ્યુ 'મહારાજનુ કથન કેવળ સત્ય છે માળવાના સેનાપતિને જયપત્ર લખી આપવાથી ગુજરા

તના ગૌરવનો નાશ થયો છે. અને તેથી આપને દીલગીરી થાય એ સ્વાભાવિક છે. મેં પણ જ્યારથી આ વાત સાંભળી છે, ત્યારથી મ્હારૂં મન તલપાપડ થઇ રહ્યું છે અને ક્યારે માળવા ઉપર ચઢાઇ લઇ જાઉં અને ક્યારે એ અપમાનનું વેર વાળું, એમ રાત્રી દિવસ જીવને થયાં કરે છે."

દામોદરનાં આવાં અતિ ખુશામતનાં વચનો સાંભળી વિમલનું અભિમાનભર્યું મુખ લાલચોળ થઇ ગયું અને તેના અસત્ય કથનનો ઉત્તર આપવા તેનું મન આતુર થઇ ગયું; પરંતુ ભીમદેવને કાંઇક બોલતો જોઇ તે ચૂપ રહ્યો.

"પણ આવી રીતે સલાહ કરવાનું અને જયપત્ર લખી આપવાનું ધર્મસિંહને શું કારણ હતું તે હું સમજી શકતો નથી. ધર્મસિંહે તેનો યોગ્ય અને સંતોષકારક ખુલાસો કરવો જોઇએ અને નહિ તો ઉચિત શિક્ષા તેણે સહન કરવી જોઇએ." ભીમદેવે સત્તાવાહક અવાજે કહ્યું.

દામોદર મહેતાએ ધર્મસિંહના સામે જોયું એટલે ધર્મસિંહ ખુલાસો કરવા જતો હતો, પણ વિમલે તેને અટકાવીને કહ્યું: "મહારાજ! આપ ન્યાય દ્રષ્ટિએ તપાસ કરો અને ધર્મસિંહ દોષિત ઠરે તો આપ ઉચિત શિક્ષા કરવા મુખત્યાર છો. એક રાજભક્ત સેવક તરીકે ધર્મસિંહે શિક્ષાને સહન પણ કરી લેવી જોઇએ, પરંતુ મહારાજને કોઇએ એકતરફી વાત કહેલી છે."

"એટલા માટેજ હું ધર્મસિંહનો વ્યાજબી ખુલાસો માંગું છું." ભીમદેવે સખ્તાઇથી કહ્યું.

"હકીકત એમ છે કે ધર્મસિંહ મહેતાએ પોતાની એકલાની બુદ્ધિથી એ કાર્ય કરેલુ નથી, તેમણે મહેશ્વર મહેતાનો અભિપ્રાય પૂછી અને તેમની સંમતિ મેળવીને તથા તે સમયના સંયોગોનો વિચાર કરીને જ એ કાર્ય કરેલું છે; એટલે જો આપ દોષિત ઠરાવો તો બન્નેને શિક્ષા થવી જોઇએ." વિમલે સત્ય હકીકત કહી બતાવી.

ભીમદેવે મહેશ્વર તરફ નજર નાંખી એટલે મહેશ્વર બોલી ઉઠ્યો. "ધર્મસિંહ મહેતાએ મ્હારો અભિપ્રાય પૂછ્યો હતો, એ સત્ય છે. પરંતુ મેં હા કે ના કાંઇ કહેલું નહોતુ એટલે મ્હારી સંમતિ મેળવ્યાનું કહેવામાં આવે છે, તે અસત્ય છે. તેમ છતા મહારાજનો હું વિશ્વાસુ મંત્રી છું, અને તેઓશ્રી મને જે દંડ આપે, તે સહન કરવાને તૈયાર છું."

"ધર્મસિંહ તરફથી હવે તમારો શું ખુલાસો છે?" ભીમદેવે મહેશ્વરનો ઉત્તર સાંભળી વિમલને પૃછ્યું.

વિમલે શાંતિને ધારણ કરીને કહ્યું: "મહારાજ, ધર્મસિંહ મહેતાએ

મને અથેતિ સર્વ હકીકત કહી છે, તે ઉપરથી હુ કહેવાને હિમત ધરૂ છુ કે મહેશ્વર મહેતાની સમતિ મેળવ્યા પછીજ તેમણે જયપત્ર લખી આપ્યો હતો વળી આપ શાતિથી વિચાર કરી જોશો તો જણાશે કે ધર્મસિંહ મહેતાએ તે સમય અને સયોગનો વિચાર કરીને જે કર્યું છે, તે યોગ્યજ કર્યું છે, કારણ કે આપણુ સૈન્ય તે સમયે પાટણમા નહોતુ પાટણમા માત્ર નગરરક્ષક સૈન્યજ હતુ, અને સૈન્યની એટલી થોડી સખ્યા સહિત જો માળવાના વિશાળ સૈન્ય સામે ધર્મસિંહ મહેતા થયા હોત તો અવશ્ય હાર ખાવી પડત અને ગુજરાતના ગારવની અધિક ન્યુનતા થાત. હુ પોતે પણ કબુલ કરૂ છુ કે જે થયુ છે, તે ખોટુ થયુ છે, પરતુ સમય અને પરિસ્થિતિનો વિચાર કરતા જે થયુ છે, તે યોગ્ય જ થયુ છે, અને તેથીજ ધર્મસિંહ તથા મહેશ્વર મહેતાનો દોષ ક્ષમા આપવા લાયક છે ”

દામોદર ઉતાવળે બોલી ઉઠ્યો “ ધર્મસિંહ મહેતા સાથે મહેશ્વરનો દોષ ગણવામા આવે છે, પરતુ તે તો પોતાના દોષનો ઇન્કાર કરે છે, તેનુ કેમ ? ”

“ ત્યારે શુ ધર્મસિંહ મહેતા કહે છે કે મે મહેશ્વર મહેતાનો અભિપ્રાય લઇ તથા તેમની સમતિ મેળવીને જયપત્ર લખી આપેલ છે, તે અસત્ય છે ? ” વિમલે આતુરતાથી પૂછ્યુ

“ત્યારે મહેશ્વર મહેતા કહે છે કે મે સમતિ આપેલી નથી, તે શુ અસત્ય છે ?” દામોદર નેત્રોની ભ્રકુટી ચડાવીને સામો પ્રશ્ન કર્યો

વિમલે ભીમદેવ પ્રત્યે જોઇને કહ્યુ ' મહારાજાને હુ વિનતિ કરૂ છુ કે આ સબધે પૂરતી તપાસ થવાની અત્યત અગત્ય છે અન્યોઅન્યનો દોષ કહાડી મૂળ વાતને ગોટાળામા નાખી દેવી તથા સમતિ આપ્યા પછી ખરા સમયે ફરી જવુ, એ મુત્સદ્દી પુરૂષનુ કર્તવ્ય નથી.

“ પરતુ મે સમતિ આપી છે, એમ તમે શા આધારે કહો છો ? ” મહેશ્વરે પૂછ્યુ

મહેશ્વરને ઉઘાડી રીતે અસત્ય બોલતો જોઈ વૃદ્ધ ધર્મસિંહનુ અગ ક્રોધથી કપી ઉઠ્યુ તેણે મોટે અવાજે કહ્યુ ' શુ તમે મને સમતિ નથી આપી ? હા કહો છો કે ના ? ભગવાન સોમનાથનુ પવિત્ર નામ સ્મરણ કરીને જે સત્ય હોય તે કહો."

મહેશ્વર મુઝવણમા પડ્યો શુ ઉત્તર આપવો તે તેને સુઝયુ નહિ હા કે ના કાઇ તેનાથી કહેવાય તેમ નહોતુ કારણ કે ધર્મસિંહને તેણે સમતિ

આપેલી હતી, પણ દામોદરની સલાહથી તે ઇન્કાર જતો હતો. ભીમદેવ જાણતો હતો કે બ્રાહ્મણ મંત્રીઓ સ્વાર્થી છે અને શ્રાવક મંત્રીઓ અભિમાની છે. એટલે તેઓ વચ્ચેના આ સામાન્ય વિવાદનું જો વચ્ચે પડી હાલ તુરત સમાધાન કરવામાં નહિ આવે, તો કુસંપ વધી પડશે અને તેમનો કુસંપ રાજ્યનેજ નુકશાનકારક થશે: તેથી તેણે સમાધાન કરાવવાના હેતુથી કહ્યું: "દામોદર મહેતા ! વિમલ મંત્રીએ પ્રથમ કહેલી હકીકતથી અને તેમણે ધર્મસિંહ તરફથી કરેલા ખુલાસાથી મને સંતોષ થયો છે; તેથી ધર્મસિંહ તથા મહેશ્વરનો કોઇનો કાંઇ અપરાધ થયેલો નહિ હોઇ ક્ષમા આપવાની આવશ્યકતા નથી."

"મહારાજે દર્શાવેલી ઉદારતા માટે અમે સર્વે મહારાજનો ઉપકાર માનીએ છીએ." વિમલે સર્વ મંત્રીઓની વતી ભીમદેવનો ઉપકાર માનતા કહ્યું; "પરંતુ તે સાથે મ્હારી એક વિનંતિ છે કે માલવરાજે આપણી ગેરહાજરીનો લાભ લઇ ગુજરાત ઉપર ચડાઇ મોકલી જે ઉદ્ધતપણું બતાવ્યું છે, તેનો બદલો તેને અવશ્ય આપવો જોઇએ. મહારાજની આજ્ઞા હોય તો હું અથવા સંગ્રામસિંહ જેને આપ આજ્ઞા આપો તે વિશાળ સૈન્ય સહિત માળવા ઉપર ચડાઇ લઇ જવાને તૈયાર છીએ. કેમ સેનાપતિ ?"

પોતાને પૂછેલા પ્રશ્નનો ઉત્તર આપતાં સંગ્રામસિંહે કહ્યું. "મહારાજ ! વિમલ મહેતાનું કહેવું સત્ય છે. મને આજ્ઞા હોય તો હું પણ જવાને તૈયાર છું."

ભીમદેવે વિચાર કરીને કહ્યું: "માળવાના સેનાપતિને જયપત્ર લખી આપવા માટે શ્રાવક મંત્રીનો દોષ કહાડવામા આવે છે: તેથી વિમલ અને ધર્મસિંહ બન્ને આપણું અર્ધ ભાગનું સૈન્ય લઇને પ્રથમ માળવા ઉપર સ્વારી લઇ જાય અને માલવરાજને જીતીને તેમને માથે આવેલ દોષનું નિવારણ કરે એ ઉત્તમ છે મ્હારી પોતાની ઇચ્છા પણ આ સ્વારીમાં આવવાની છે, એટલે પછવાડે કેટલુંક સૈન્ય લઇને હું તથા દામોદર આવીશું. સંગ્રામસિંહ અને મહેશ્વરને પાટણમાંજ રહેવાની આવશ્યકતા છે. સંગ્રામસિંહને સાથે લેવાની મારી ઇચ્છા હતી, પણ પાટણને સાચવવાની પૂરતી અગત્ય પછવાડેથી રહે છે: તેથી તેણે ખાસ કરીને પાટણની વ્યવસ્થા રાખવી અને પાટણના રાજ્યકાર્યની બધી જવાબદારી તેના શીરે રહેશે."

"મહારાજની આજ્ઞાનો અમે સર્વ મંત્રીઓ સ્વીકાર કરીએ છીએ." દામોદરે સર્વ મંત્રીઓ વતી એટલા શબ્દો કહ્યા કે તુરતજ ભીમદેવ ઉઠયો. સર્વ મંત્રીઓ પણ ઉભા થયા. ભીમદેવ સૈન્યને તૈયાર કરી લેવાનું વિમલને કહી તથા સંગ્રામસિંહને પોતાની સાથે આવવાનું કહી ત્યાંથી ચાલતો થયો. મંત્રીઓ પણ બની ગયેલી ઘટના વિષે વિચાર કરતા કરતા ત્યાંથી રવાના થઇ ગયા.

---

# પ્રકરણ ૨૪ મું

## સુલોચના.

ભીમદેવે પહેરેલાં કપડાં ઉતારતાં ઉતારતાં મંત્રી સામંતસિંહને કહ્યું "મંત્રીઓ વચ્ચે કુસંપ દિનપ્રતિદિન વધતો જાય છે અને જો એ કુસંપને દૂર કરવાનો પ્રયાસ કરવામાં નહિ આવે, તો તેનાં કડવાં ફળો રાજ્યને જ ચાખવાં પડશે. પરંતુ તે માટે કરવું શું, તેનો વિચાર તમને કાંઈ સુઝે છે?"

"વિચારો અને ઉપાયો અનેક છે, પણ તેને કેવી રીતે અમલમાં મૂકવા, તે વિષે પૂરતો વિચાર અને અવકાશની અગત્ય છે" મંત્રી સામંતસિંહે ઉત્તર આપ્યો.

"તમારૂં કહેવું ખરૂં છે, પણ આમને આમ ક્યાં સુધી ચલાવી લેવું? મંત્રીઓના દાબમાં મ્હારે ક્યાં સુધી દબાઈ રહેવું? ગુજરાતના રાજાધિરાજ તરીકે મ્હારે શું મ્હારી સત્તાનો કશો પણ ઉપયોગ કરવો નહિ?" ભીમદેવે ત્વરાથી પૂછ્યું.

"સત્તાનો ઉપયોગ સમય અને સ્થિતિનો વિચાર કરીને જ કરવામાં ડહાપણ છે, ઉતાવળે કાર્ય કરવામાં સુજ્ઞપણું રહેલું નથી." સામંતસિંહે ઠંડે પેટે જવાબ આપ્યો.

"મને તમારૂં સુજ્ઞપણું રૂચતું નથી. આટલું મંત્રીઓનું વધી પડેલું જોર હવે મ્હારાથી સહન થઈ શકતું નથી. તમારી સલાહ મેં દરેક સમયે માન્ય કરી છે, પણ હવે મ્હારી બુદ્ધિનો ઉપયોગ કરવાનું મને મન થયું છે અને કોઈ પણ રીતે મ્હારે મ્હારા સામર્થ્યનો ખ્યાલ મંત્રીઓને કરાવવો છે" ભીમદેવે નિશ્ચયાત્મક ભાવથી કહ્યું.

"મ્હારો ભાણેજ અને ગુજરાતનો રાજાધિરાજ પોતાની બુદ્ધિનો ઉપયોગ કરે, એ જોવા હું આતુર છું. પરંતુ સત્તાની ખોટી લાલચથી તન, મન અને ધનથી સર્વ અર્પનાર મંત્રીઓને નારાજ કરવા એ પોતાનું તથા પોતાના રાજ્યનું હિત કરનાર વાત ઉચિત નથી. મંત્રીઓનું પાટણમાં જોર થઈ પડ્યું છે, એ હું કબુલ કરૂં છું. પરંતુ પાટણના રાજ્યની સત્તા વધારવામાં અને તેને ગુજરાતની આબાદીની ટોચે પહોંચાડવામાં જે જે પ્રયાસો મંત્રીઓએ કર્યા છે અને તેમ જ પાટણમાં મારવાડમાંથી આવ્યા પછી મેં જે જે વાતો સાંભળી છે તેને ધ્યાનમાં રાખીને જે કરવું હોય તે વિચારીને કરજો." સામંતસિંહે કહ્યું.

સામંતસિંહનાં આ વચન સાંભળીને ભીમદેવ વિચારમાં પડી ગયો. તેનો

ક્રોધી અને ભવ્ય ચહેરો સહેજ નરમ પડી ગયો. ભીમદેવે કાંઇ ઉત્તર ન આપ્યો એટલે સંગ્રામસિંહ ફરીથી બોલવા લાગ્યો "મહારાજ, તમે વિચાર કરો તો તમને સ્પષ્ટ માલુમ પડી આવશે કે સિંધુ અને ચેદી દેશોના રાજાઓ ઉપર વિજય મેળવવામાં વિમલ મહેતાએ જે અપ્રતીમ શૌર્ય દાખવ્યું હતું, તે શું તમે ભૂલી ગયા ? અને ધર્મસિંહ મહેતાએ માળવાના સેનાપતિ સાથે સલાહ કરવામાં બહુજ ડહાપણ વાપર્યું છે, તેમ રાજમહેલના દરવાજે કોડીયો વાવવા દીધી, તે પણ યોગ્યજ કર્યું છે. કેમકે તેથી માળવાનું ધન પાટણમાં આવશે અને આપણે માળવા ઉપર અત્યારે નહિ તો ભવિષ્યમાં મ્હોટી જીત મેળવી શકશું. ધર્મસિંહ મહેતા ઉપર દેખાડેલો ક્રોધ સકારણ નહોતો, એમ હવે તમને સમજાય છે ?"

ભીમદેવ, વૃદ્ધાવસ્થાએ પહોંચવા આવેલા પોતાના મામા અને સેનાપતિ સંગ્રામસિંહનાં વચનો શાંતિથી સાંભળી રહ્યો હતો અને સામન્ત તો આ વૃદ્ધ ક્ષત્રિય યોદ્ધાની મુસદ્દીગીરી જોઇ કેવળ આશ્ચર્યમાં લીન થઇ ગયો હતો. ભીમદેવ ન છુટકે જાણે ઉંઘમાંથી જાગ્યો હોય એવા અવાજે બોલ્યો: "ઠીક છે, પણ તમે તપાસ કરો કે વિમલ અને ધર્મસિંહ માળવા ઉપર સેના લઇને જવાને તૈયાર છે કે નહિ ? નહિતો બીજી વ્યવસ્થા કરીએ."

"તેઓ જવાને તૈયાર હોવાજ જોઇએ, તેમ છતાં હું ધર્મસિંહ મહેતાની હવેલીએ જાઉ છુ અને તેના વિચારો જાણી તથા વિમલ મહેતાને મળી તમને ખબર આપવા આવીશ, પરંતુ મ્હારા વિચારો વિષે ખુબ મનન કરવાની તમને મ્હારી ખાસ ભલામણ છે. કેમ સામન્ત, તને મ્હારા વિચારો ગમ્યા કે નહિ ? અને જો તું મ્હારા મતને મળતો થા તો મહારાજને વિસ્તારથી મ્હારા વિચારનો ભાવાર્થ સમજાવજે." છેલ્લું વાક્ય સામન્ત પ્રત્યે પોતાની પ્રભાવશાલી આંખો ઠરાવી તેને સંબોધીને કહી સંગ્રામસિંહ સ્મિત હાસ્ય કરતો કરતો ત્યાંથી ચાલ્યો ગયો.

સેનાપતિ સંગ્રામસિંહ પોતાના ભાણેજ અને રાજધિરાજ ભીમદેવની સાથે શ્રાવક મંત્રીઓ સંબધી થયેલ ચર્ચા વિષે અનેક પ્રકારના વિચારો કરતો નીચી નજરે ધર્મસિંહ મહેતાની હવેલી તરફ ચાલ્યો જતો હતો. શ્રાવક અને બ્રાહ્મણ મંત્રીઓના કુસંપથી સંગ્રામસિંહ બહુજ દિલગીર થતો અને તે જાણતો હતો કે તેઓની વચ્ચેનો વિરોધ પ્રતિદિવસે વધતો જતો હતો અને ભવિષ્યમાં તેઓના વિરોધથી રાજ્ય અને પ્રજાને સહન કરવું પડશે. સંગ્રામસિંહ જો કે જૈન ધર્મનો રાગી હતો અને જૈન ધર્મ એ સર્વોત્તમ છે, એમ તે દઢતાથી માનતો હતો, તેમ છતાં તે બ્રાહ્મણ મંત્રીઓનો વિરોધી નહોતો. બ્રાહ્મણ મંત્રીઓના મિથ્યાભિમાન અને સ્વાર્થવૃત્તિ તથા જૈન મંત્રીઓના સાચા અભિમાન

અને પ્રબળતાને તે જાણતો હતો પરંતુ તે તો બન્ને વિરોધીઓને સમાન દૃષ્ટિએ જોતો હતો અને તેઓ વચ્ચેના કુસંપને જેમ બને તેમ દૂર કરવાનો પ્રયાસ કરતો હતો. સામસિહ ક્ષત્રિય હતો અને ક્ષત્રિયવટની સર્વ રીતિને દૃઢતાથી વળગી રહેનારો હતો. તેમ છતા ક્ષત્રિયવટનુ તેને ખોટુ અભિમાન નહોતુ અને તેથીજ તે મુત્સદ્દીગીરીથી વર્તતો હતો. તે જે સમયે ધર્મસિંહ મહેતાના વિચારો જાણી લેવાના હેતુથી તેની હવેલીએ જતો હતો, તે સમય મધ્યાનો હતો, સૂર્યનારાયણનો અસ્ત જો કે હજુ થયો નહોતો, પણ તેનો પ્રકાશ ધીમે ધીમે ઓછો થતો જતો હતો. પાટણનો વિશાળ જનસમૂહ પોતપોતાના ધંધાથી પરવારી સવેગે ઘર તરફ જઇ રહ્યો હતો, પણ તે પ્રત્યે સામસિહનુ ધ્યાન નહોતુ. નગરજનોમાંથી જેઓ તેને ઓળખતા તેઓ તેને આમ વિચારમગ્ન ચાલ્યો જતો જોઇ આશ્ચર્ય પામતા પામતા માન આપતા હતા, તે તરફ પણ તેની દૃષ્ટિ નહોતી. તે એક સરખા ધ્યાનથી ઉતાવળો ઉતાવળો ચાલ્યો જતો હતો. ધર્મસિંહ મહેતાની હવેલી હવે બહુ દૂર રહી નહોતી. થોડીજ વારમા તે ત્યા આવી પહોચ્યો. હવેલીના દરવાને તેને માન આપ્યુ અને ધર્મસિંહ મહેતા અંદર છે કે નહિ એમ સામસિહે પૂછતા તેના ઉત્તરમા તેણે હા કહી એટલે તે અંદર ચાલ્યો. હવેલીમા જતા પાછળના ભાગમા એક સુંદર બગીચો હતો કે જ્યા આ વખતે કોઇ પરસ્પર વાતો કરતુ હોય, એવો અવાજ તેના કાન ઉપર આવ્યો. ધર્મસિંહ મહેતા કદાચ કોઇની સાથે વાડામાજ વાતો કરતા બેઠા હશે, એમ કલ્પના કરી તે હવેલીમા નહિ જતા વાડા તરફ ગયો. વાડામા વૃક્ષોની ઘટાને લઇ સૂર્યનો ઝાંખો થએલો પ્રકાશ દેખાતો નહોતો. પણ સહેજ અંધારૂ થઇ ગયુ હતુ. સામસિહ આગળ ચાલ્યો એટલે ધર્મસિંહ મહેતા તો જોવામા આવ્યા નહિ, પણ વાડામા આવેલા પત્થરથી બાંધેલા જળકુંડ ઉપર એક સુંદર અને નવયૌવના બાળા બેઠેલી હતી અને તેના સામે એક પુરૂષ કેડે હાથ ટેકવી રૂવાબથી ઉભો હતો તથા તે બાળા સાથે વાતો કરી રહ્યો હતો, એમ તેણે જોયુ. તેઓ શુ વાતો કરે છે તે જાણી લેવાના હેતુથી એક વિશાળ વૃક્ષની ઓથે ઉભા રહી સાંભળવાનો તેણે નિશ્ચય કર્યો. તેણે વૃક્ષની ઓથે ઉભા રહેવાને આમતેમ જોયુ તો સામેની બાજુએ એક વૃક્ષની ઓથે કોઇને ગુપ્ત રીતે ઉભેલો જોયો. તે હવેલી ફરીને વૃક્ષની ઓથે ઉભેલા મનુષ્ય પાસે આવી પહોચ્યો અને ત્યા ઉભેલા પુરૂષને જોઇ તે આશ્ચર્યથી ચમક્યો. વૃક્ષની ઓથે ઉભેલા પુરૂષે તેને ચૂપ રહેવાની નીશાની કરી એટલે બન્ને જણ ત્યાજ ગુપ્ત રીતે ઉભા રહી પેલા બન્નેની વાત સાંભળવા લાગ્યા. સામસિહ તે બાળા તથા તે પુરૂષને ઓળખતો હોવાથી તેઓ શુ વાતો કરે છે, તે સમજવાની તેને મુશ્કેલી પડી નહિ.

"કેમ શું વિચાર કર્યો ? મ્હારી સાથે આવવાને તમે તૈયાર છો ને ?" તે પુરૂષ બાળાને પૂછ્યું.

"તમે ક્યા ધર્મના અનુયાયી છો, તે જાણ્યા સિવાય હું કાંઇ પણ ચોક્કસ કહી શકતી નથી." બાળાએ ઉત્તર આપ્યો.

પુરૂષે પૂછ્યું. "ત્યારે તમે અત્યાર સુધી મ્હારા પ્રત્યે જે પ્રેમ દર્શાવતાં હતાં તે કેવળ મ્હોડાની ફોકટ વાતોજ હતીને ?"

"તમારા પ્રત્યે મ્હારા હૃદયમાં જે પ્રેમ હતો અને હાલ છે, તે કરતાં મ્હારા ધર્મ પ્રત્યે મને વધુ પ્રેમ છે. અને તમારો ધર્મ શું છે. તે મને નહિ જણાવો, ત્યાં સુધી હું હા કે ના કાંઈ કહેવાની નથી." બાળાએ પોતાની ધર્મ-ભાવના વ્યક્ત કરતાં દ્રઢતાથી જવાબ આપ્યો.

"આ ઉપરથી તમારા કહેવાનો ભાવાર્થ એવો થાય છે કે જો હું જૈન ધર્મનો અનુયાયી ન હોઉં અને શૈવ ધર્મનો ભક્ત હોઉં તો તમે મ્હારી સાથે આવવાને તૈયાર નથી." તે પુરૂષે સ્પષ્ટતાથી કહ્યું.

"તમારી કલ્પના સત્ય છે. જેનો પિતા અને જેનું કુટુંબ જૈનધર્મી હોય તથા જે પોતે પણ જૈનધર્મની પરમ ઉપાસિકા હોય, તેનો પતિ પણ શું જૈન ધર્મી ન હોવો જોઇએ ?" બાળાએ વિશેષ દ્રઢતાથી તે પુરૂષને પૂછ્યું.

"પણ જે ગુજરાતના રાજધિરાજના મંત્રીશ્વરની અતિ પ્રિય પુત્રી છે, તેનો પતિ એક રાજા અથવા મંત્રી થાય, એ શું ઇચ્છવા યોગ્ય નથી." તે પુરૂષે એક બીજોજ પ્રશ્ન રજુ કર્યો.

"તમે તો રાજાએ નથી. તેમ મંત્રીએ નથી, પણ ચંદ્રાવતીના એક સામાન્ય ક્ષત્રિય છો તેનું કેમ ?" બાળાએ જરા સ્મિત કરતાં પુછ્યું.

"પણ જો હું એક રાજા હોઉં તો તમે મ્હારી સાથે આવશોને ?" પુરૂષે પ્રશ્ન કર્યો.

બાળાએ પોતાના નિશ્ચયને વળગી રહેતાં કહ્યું: "તમે રાજા હો કે મહારાજા હો, તેની મને દરકાર નથી, પરંતુ હું તો તમારો ધર્મ જાણવા માગું છું અને તે વિના હું કશું પણ કહી શકતી નથી."

"જો એમજ હોય તો મ્હારે સ્પષ્ટતાથી કહેવું જોઇએ કે હું શૈવધર્મી અને ભગવાન સોમનાથનો પરમોપાસક છું અને તમારા જૈનધર્મ પ્રત્યે મને સહેજ પણ માન નથી" તે પુરૂષે કહ્યું.

"તો પછી મ્હારા ધર્મના દ્વેષી પુરૂષને હું કદિ પણ મ્હારા પતિ તરીકે

પસંદ કરૂં નહિ. આપણો અત્યારસુધી જે પ્રેમસંબંધ હતો, તેને હવે ભૂલી જવાનો પ્રયત્ન કરજો. " બાળાએ મ્હેજ દીલગીરી ભરેલા અવાજે કહ્યું.

" પરંતુ તમે મને ખરા સ્વરૂપમાં ઓળખતા નથી, ત્યાંસુધી જ તમારૂં ધર્માભિમાન ટકી રહેલું છે. હું એક સામાન્ય ક્ષત્રિય નથી, પણ અઢારસે ગામનો ધણી એવો ચંદ્રાવતીનો રાજા ધંધુકરાજ છું. કહો હવે મ્હારી સાથે આવવા તૈયાર છો કે ? " તે પુરૂષ કે જે ખરેખર ચંદ્રાવતીનો પરમાર રાજા ધંધુક હતો, તેણે ગર્વથી કહ્યું.

આ શબ્દો સાંભળી વૃક્ષની ઓથે ઉભેલા મંગ્રામસિંહ અને અન્ય પુરૂષ આશ્ચર્યથી ચમક્યા અને અન્યોઅન્ય સામસામે જોઈ રહ્યા. તે બાળાએ જરા ક્રોધના આવેશથી ઉત્તર આપ્યો. " તમે તો માત્ર અમારા રાજાધિરાજના એક ખંડિયા રાજા છો, પણ કદાચને તમે માળવા કે કાશીનગરના મહારાજા હોત તો પણ ધર્મના વિરોધથી હું તમને મ્હારા પતિ તરીકે કદાપિ પસંદ ન કરૂં."

" સુલોચના, " ધંધુકે નમ્રતાથી કહ્યું. " હું તમને ખરા અંતઃકરણથી ચાહું છું, માટે મ્હારી સાથે ચાલો. ગુપ્તરીતે ચાલ્યા જવાની મેં સર્વ વ્યવસ્થા કરી રાખી છે અને ત્યાં ગયા પછી હું તમને ચંદ્રાવતીની રાજરાણી બનાવીશ."

તે બાળા કે જેનું નામ સુલોચના હતું, તેણે કહ્યું. " તમારા એ પ્રલોભનમય વચનોનો અને તમારો પણ હું તીરસ્કાર કરૂં છું, માટે તમે હવે અહીંથી ચાલ્યા જાઓ. "

" પણ હું તમને બળાત્કારે મ્હારી સાથે આવવાની ફરજ પાડીશ તો પછી શું કરશો ? " ધંધુકે પૂછ્યું.

" શું કહીશ ? " સુલોચનાએ ક્રોધથી ઉભા થતાં કહ્યું. " મને હથિયાર-એક તરવાર આપો પછી જુઓ કે હું શું કરૂં છું. તમે મને ડરાવવા માગતા હો તો તેમાં તમને નિષ્ફળતા મળશે. પાટણના એક બાહોસ અને વીર મંત્રી ધર્મસિંહ મહેતાની પુત્રી તમારા જેવા એક સામાન્ય રાજાથી મહેજ પણ ડરતી નથી."

" ઠીક છે, ત્હારૂં એ અભિમાન ક્યાંસુધી ટકી રહે છે તે હું હમણાંજ જોવા ઇચ્છું છું. " એમ કહી ધંધુક સુલોચના પાસે ગયો અને તેનો કોમળ કર જોરથી પકડી તેને પોતા તરફ ખેંચી.

સુલોચનાએ જોરથી ધંધુકનો હાથ તરછોડી નાખ્યો અને સિંહણના જેમ કુદીને દૂર જઇ ઉભી. તેનો કોમળ દેહ ધ્રુજતો અને અત્યંત ક્રોધાવેશથી કંપતી હતી અને તેનું સુંદર મુખ લાલ થઇ ગયું હતું. તેણે ક્રોધના એકસરખા

આવેગથી કહ્યુ: ધંધુકરાજ, તમે અહીંથી જેમ આવ્યા છો તેમ ચાલ્યા જાઓ. તમારી દુષ્ટતાનું પરિણામ સારૂં નહિ આવે, માટે મ્હારા આવવાની આશા મૂકી દો અને મને ભૂલી જાઓ. નહિ તો પછી તમે કરેલ સાહસના અપમાનનું વેર લેવાની મ્હારામાં શક્તિ છે. યાદ રાખજો કે મ્હારા પિતાના કાને તમારા અત્યારના વર્તનની વાત મૂકતાંજ તે તમને ખુવાર કરશે. ”

“ દયાધર્મ પાળનારા ત્હારા પિતા જેવા શ્રાવક મંત્રીની મને જરાપણુ દરકાર નથી. ” એમ કહેતાં ધંધુક સુલોચનારૂપી હરિણી તરફ સિંહની પેઠે ધસ્યો અને તેને કમરમાંથી ઉંચકી જોરથી પગલાં ભરતો ચાલવા લાગ્યો.

સુલોચના ગમે તેમ તોપણુ ગમે અબળા હતી. એક ક્ષત્રિય આગળ તેનું કેટલું જોર ? તેણે ધધુકના પાસમાંથી છુટવાનો પ્રયાસ કર્યો, પણ લોખંડી બાંધાના એ ક્ષત્રિયે તેને જોરથી પકડેલી હતી એટલે તેનો પ્રયાસ વૃથા ગયો. વૃક્ષની ઓથે ઉભેલો સંગ્રામસિંહ આ વિચિત્ર ઘટના જોઇને કેવળ મંત્રમુગ્ધ બના ગયો હતો; પરંતુ અન્ય પુરૂષ તો સાવધ હતો અને સુલોચના ઉપર ગુજરતી નિર્દયતાને જોઇ તેણે પોતાની કમરે લટકતી તલવાર ઉપર હાથ મૂકયો. તે વૃક્ષની ઓથેથી એકદમ બહાર નીકળી આવ્યો અને ધંધુકની ગરદન પકડી જોરથી તેણે તેને દબાવી. ધંધુકે આમ અચાનક પોતાની ઉપર અન્ય પુરૂષનું આક્રમણ થતુ જોઇ, સુલોચનાને છોડી દીધી અને મ્યાનમાંથી તલવાર ખેંચી તે પેલા પુરૂષ ઉપર ધસ્યો. સંગ્રામસિંહ પણ આ ઘટના દરમ્યાન સાવધ થઇ ત્યાં આવી પહોંચ્યો હતો. પોતાની સન્મુખ બે પુરૂષોને ઉભેલા જોઈ ધધુક જરા ખંચાયો, પણ તે ડરી જાય તેવો નહોતો. તેણે પેલા પુરૂષ પ્રત્યે જોઇને કહ્યું: “ વિમલ મહેતા ! મ્હારા કાર્યમાં વચ્ચે પડવાનું તમને શું પ્રયોજન હતુ ? હુ ક્ષત્રિય છું અને એનું હું બરાબર વેર લઇશ. ”

વિમલે કહ્યું: “ માનસિંહ, અરે ! હવે તો ધંધુકરાજ, તમારે વેર લેવુ છે તો હુ તૈયાર જ છુ, પરંતુ એક કુળવતી બાળાને અપમાન પહોંચાડવાનું અને તેના ઉપર બળાત્કાર કરવાનુ તમને શું પ્રયોજન હતું ?

ધંધુકે કોપયુક્ત સ્વરથી પૂછ્યુ: “ પણ એ ખુલાસાની તમને શું અગત્ય છે ?’

“ વિમળે પણ જુસ્સાથી કહ્યું: “ મને તમારા ખુલાસાની અગત્ય છે અને તમારે તે કરવોજ પડશે સમજ્યા કે ? ”

“ ચંદ્રાવતીના રાજા પાસે એક નિર્માલ્ય શ્રાવક મંત્રી ખુલાસો માગવા આવ્યો છે કેમ ? મ્હારી આ તલવાર જ તેનો ખુલાસો કરશે. ” એમ કહેતાં ધંધુકે તલવારનો એક ફટકો વિમલ ઉપર લગાવ્યો.

વિમલ આવા અચાનક હુમલાના પ્રકારથી સાવધજ હતો. તે ત્વરાથી દૂર

ખમી ગયો અને ધ ધુકનો ઘા ખાલી ગયો વિમલે પોતાની તલવાર ખેંચી કાઢી અને ગુસ્સાથી બોલી ઉઠયો "શ્રાવક મ ત્રીઓ નિર્માલ્ય નથી, તે તો સબળ છે, પરંતુ એક અબળા ઉપર બળાત્કાર કરનાર ચંદ્રાવતીનો પરમાર રાજા ધંધુક નિર્બળ અને નિર્દય છે" એમ કહી તેણે જોરથી ધંધુકે જે હાથે તલવાર પકડી હતી, તે હાથ ઉપર તલવારનો ફટકો માર્યો. ધંધુના હાથમાથી તલવાર છુટી જઇ ખણખણાટ કરતી દૂર જઇ પડી અને તેના હાથમાથી લોહીની ધારા વહેવા લાગી આ સમયનો લાગ જોઇ સગ્રામસિંહ ધ ધુક ઉપર ધસ્યો, પણ વિમલે તેને વારી રાખ્યો અને કહ્યુ નિ શસ્ત્ર થયેલા શત્રુ ઉપર ઘા કરવો ઉચિત નથી. તેના ઉપર તો કરૂણાજ દર્શાવવી જોઇએ"

વિમલના આવા ગૌરવના વચનો સાભળી ધ ધુક નીચુ જોઇ ગયો સગ્રામસિંહે ઉત્તેજીત અવાજથી કહ્યુ 'માનસિંહ—અરે નહિ, ધ ધુકરાજ! વિમલ મ ત્રીએ મને જો ન અટકાવ્યો હોત તો તમારા જેવા ક્ષત્રિય કુળકલ કના જીવનનો અવધિ અત્યારેજ આવી ગયો હોત "

ધ ધુકે કાઇપણ ઉત્તર આપ્યો નહિ એટલે વિમલે કહ્યુ "ધ ધુકરાજ! એક ક્ષણની પણ ઢીલ કર્યા વિના ત્વરાથી બારોબાર ચદ્રાવતી ચાલ્યા જાઓ, નહિ તો મહારાજના કાને જો તમારા અત્યાચારની વાત આવશે, તો તમારા જીવનની અહિંજ પૂર્ણાહુતિ થશે અને ચ દ્રાવતીના કે તમારા કુટુ બના દર્શન પણ કરી શકશો નહિ "

વિમલ એટલુ કહી સગ્રામસિંહનો હસ્ત પકડી હવેલી તરફ જવા લાગ્યો એટલે ધધુક પણ પોતાની દૂર જઇ પડેલી તલવારને લઇ વાડામા આવવાના ડુમ માર્ગ તરફ ચાલતો થયો તેણે જતા જતા વિમલ પ્રત્યે કરડી આખે જોયુ અને ત્યારબાદ અદશ્ય થયો. અત્યારે સૂર્યાસ્ત થઇ ગયો હતો અને વાડામા અધકાર પ્રસરી રહ્યો હતો. જતા જતા વિમલે આસપાસ જોયુ પણ સુલોચના ત્યા જોવામા આવી નહિ એટલે બનેલી ઘટના વિષે આશ્ચર્ય પામતા સગ્રામસિંહ અને વિમલ હવેલીમા ગયા તત્વોજ કરતા ધર્મસિંહ મહેતા પ્રતિક્રમણમા હોવાનુ જણાતા તેઓ બન્ને બેઠકના ખડમા તેની રાહ જોતા બેઠા. થોડીવાર થઇ એટલે ધર્મસિંહ આવી પહોચ્યો. તેણે બન્નેને આવકાર આપ્યો અને તેમની પાસે જઇને બેઠો. સાળવા ઉપર આવતી કાલેજ ચડાઇ લઇ જવાની હોવાથી મોડી રાત સુધી તેઓ અનેક પ્રકારના વિચારો ઘડતા અને કલ્પનાઓ કરતા ત્યાજ બેસી રહ્યા. છેવટ વિમલ અને સગ્રામસિંહ ઉઠયા અને સ્વસ્થાનકે ગયા ધર્મસિંહ મહેતા સુવાની તૈયારી કરતા હતા એટલામા સુલોચના ત્યા આવી પોતાના પિતાની સ મુખ જઇને ઉભી રહી ધર્મસિંહે

તેના પ્રત્યે જોઇને કહ્યું "બેટા સુલોચના, અત્યાર સુધી શું તું જાગતી હતી! અત્યારે મ્હારી પાસે આવવાનું શું કારણ છે?"

"પિતાજી," સુલોચનાએ કોમળ સ્વરે કહ્યું. મ્હારો અપરાધ થયો છે અને તેની ક્ષમા માગવાને માટે આપની પાસે આવી છું."

"ત્હારો અપરાધ થયો છે? સુલોચના! તું શું કહે છે, તે હું સમજી શકતો નથી." ધર્મસિંહે આતુરતાથી પૂછ્યું.

સુલોચનાએ આર્જવતાથી કહ્યું "હા, પિતાજી, મ્હારો અપરાધ થયો છે અને તેને આપ આગળ કહીને આપની ક્ષમા મેળવવા માટે જ અત્યાર સુધી હું જાગતી રહી છું."

ધર્મસિંહ મહેતાએ સુલોચનાના ઉદાસ થયેલા મુખકમળને જોઇને તેને માથે હાથ ફેરવતાં વ્હાલથી કહ્યું "પ્રિય પુત્રી, ત્હારા મનમા જે હોય તે નિર્ભયતાથી કહે. હું તને ત્હારો અપરાધ જો ખરેખર થયો હશે, તો પણ ક્ષમા આપીશ."

સુલોચનાએ થોડા સમય ઉપર બનેલી સર્વ ઘટના કહી બતાવી અને ધંધુક જેવા અજાણ્યા પુરૂષ પ્રત્યે પ્રેમ રાખવાને માટે તેણે પોતાના પિતાની ક્ષમા માગી. ધર્મસિંહે તેની વાત સાંભળી લીધા પછી કહ્યું "સુલોચના! માતા પિતા પોતાના પુત્ર પુત્રીના લગ્નનો બોજો પોતાના ઉપર રાખે છે, તેનું કારણ હવે સમજાયું હશે ત્હારો અપરાધ અવશ્ય થયો છે, પણ તેં દર્શાવેલી હિંમત અને ધર્માભિમાન જોઇ તું કેવળ નિર્દોષ ઠરે છે. માટે તને ક્ષમા આપું છુ. પરંતુ આપણે ત્યાં મ્હેમાન થઇને આવેલો એ માનસિંહ શુ ચંદ્રાવતીનો પરમાર રાજા ધંધુક હતો અને તેણે તને લલચાવવાને આટલી બધી હિંમત દર્શાવી હતી?"

"મેં આપને જે હકીકત કહી, તે સર્વાંશે સત્ય જ છે." સુલોચનાએ ઉત્તર આપ્યો.

"પણ વિમલ મહેતાએ અને સંગ્રામસિંહે મને કેમ કાંઇ કહ્યું નહિ?" ધર્મસિંહે ફરીથી પૂછ્યું.

સુલોચનાએ જવાબ આપ્યો "કદાચ આપ મ્હારા પર ગુસ્સે થાવ, એ હેતુથી તેમણે આપને કાંઇ કહ્યુ નહિ હોય."

"ઠીક છે, હવે તુ જા અને સુવાની તૈયારી કર, કારણ કે રાત ઘણી વહી ગઇ છે." ધર્મસિંહે એમ કહ્યું એટલે સુલોચના ત્યાંથી ચાલી ગઇ અને ધર્મસિંહ વિચાર કરતો તેમજ ધંધુક ઉપર ક્રોધ દર્શાવતો સુવાના ખંડમાં ગયો.



# પ્રકરણ ૨૫ મું

## ભોજનો પરાજય

'કેમ દામોદર મહેતા ! કાશીનરેશે આપણા કોલકરારો કબુલ કર્યા કે નહિ ?" ભીમદેવે માળવાની સરહદમા નાખેલી છાવણીમાંના પોતાના તંબુમા આમથી તેમ અને તેમથી આમ આંટા મારતા મારતા કાશીનગરથી તુરતના આવેલા અને સામે ઉભેલા દામોદર મહેતાને પૂછ્યુ

"જી હા, આપણા દરેક કોલકરારો તેણે ઘણી ખુશીથી કબુલ કર્યા છે તેમ માળવા ઉપર સૈન્ય લઇને આવવાની તૈયારી તે કરી રહ્યા છે અને થોડા દિવસમા તે અહીં આવી પહોચશે." દામોદર મહેતાએ ઉત્તર આપ્યો

"શુ કાશીનરેશ જાતે સૈન્ય લઇને આવશે ?" ભીમદેવે ફરીને પૂછ્યુ'

'હાજી, તે જાતે આવનાર છે જ્યારે માળવાના રાજા ભોજ ઉપર ચડાઇ લઇ જવાના સબધમા મે વાતની શરૂઆત કરી કે તરતજ તેણે આપણી વાતને કબુલ કરી લીધી કારણ કે તે માળવા ઉપર ચડાઇ લઇ આવવાને તૈયારી કરી રહ્યા હતા અને આપણી મદદ માગવાને માટે પણ તેણે નિશ્ચય કરી રાખ્યો હતો.' દામોદર મત્રીએ જવાબ આપ્યો

"ત્યારે તો આપણે ભોજને સખ્ત હાર ખવરાવી શકશુ કેમ ?" ભીમદેવે સહેજ સ્મિત કરતા કહ્યુ

"મહારાજનુ ધારવુ સત્ય છે ભગવાન સોમનાથની કૃપાથી ભોજનો પરાજય જ આ વખતે નિશ્ચય થવાનો છે" દામોદરે કહ્યુ

"ભગવાન સોમનાથની કૃપાથી બધુ સારૂ થશે, પણ તમને એક સૂચના કરવાની છે અને તે એ કે કાશીનરેશ સૈન્ય સહિત આવી પહોચે એટલે ગુજરાતના પ્રતિનિધિ તરીકે તમારે તેની છાવણીમા રહેવાનુ છે કારણકે કર્ણ રાજા અતિ બળવાન છે અને ૧૩૬ રાજાઓનો તે અધિપતિ છે એટલે તેની દરેક હીલચાલ ઉપર તમારે ત્યા રહીને ધ્યાન રાખવાનુ છે ભોજની સાથે તે કદાચ જૂદી સલાહ કરી નાખે અને આપણી સામે થાય, તો આપણને પરદેશમા ભારે પડી જાય માટે તેમ થવા ન પામે એ હેતુથી તમારે તેની છાવણીમાં રહેવાનુ છે" ભીમદેવે કહ્યુ

ભીમદેવના આવા ઉત્તમ બુદ્ધિચાતુર્યથી આશ્ચર્ય પામતા પામતા દામોદરે કહ્યુ "આપની કલ્પના ખરી છે અને તેથી કર્ણ રાજા અહીં આવી પહોચે કે તુરત હુ આપણા ઘોડેસ્વારોને લઇ તેની છાવણીમા જઇને રહીશ."

"ઠીક ત્યારે, તમે તમારા માટે નિયત કરેલા મુકામે જાઓ અને મુસાફરીથી લાગેલા પરિશ્રમને દૂર કરો." ભીમદેવે તેને રજા આપતાં કહ્યું.

દામોદર નમન કરી તુરત ત્યાંથી પોતાના મુકામે ચાલ્યો ગયો. ભીમદેવ જે અત્યારસુધી આંટા મારતો હતો, તે ત્યાં બીછાવેલ ગાદી તકીએ આડો પડ્યો અને અનેક પ્રકારના વિચારો કરવામાં તલ્લીન થઇ ગયો.

ભીમદેવ, ધર્મસિંહ અને વિમલ મંત્રીને સાથે લઇ પોતાના વિશાળ સૈન્ય સહિત માળવાની સરહદ ઉપર બે દિવસ થયાં આવી છાવણી નાંખીને પડ્યો હતો. કાશીનરેશ કર્ણરાજા માળવાના રાજા ભોજની કીર્તિની અદેખાઈ કરે છે અને તેથી તેના ઉપર ચઢાઈ કરવાને તૈયારી કરી રહ્યો છે, એમ પોતાના દેશાવરમાં ફરતા દૂતો પાસેથી ભીમદેવે સાંભળ્યુ હતું; તેથી કર્ણને પોતાના પક્ષમાં લેવા તેણે દામોદરને પાટણથી સૈન્ય સાથે નીકળતી વખતે તેની પાસે બારોબાર મોકલ્યો હતો. દામોદરે કાશીનરેશને પોતાની હંમેશની રાજ્યકાર્ય કુશળતાથી સમજાવી અને અનુકૂળ કોલકરારો કરાવી પોતાના પક્ષમાં લીધો હતો, એ આપણે ભીમદેવ તથા તેની વચ્ચેની વાતચિતથી સારી રીતે સમજી શકીએ તેમ છીએ. દામોદરની રાહ જોવાજ ભીમદેવ માળવાની સરહદ ઉપર છાવણી નાંખીને પડ્યો હતો અને તેના આવ્યા પછી તેના વિચારો જાણી તેણે આગળ વધવાનો વિચાર કરી રાખ્યો હતો. ભીમદેવ આવી રીતે ક્યાં સુધી વિચારમાં તલ્લીન રહેત, તે અમે કહી શકતા નથી; પરંતુ એટલામાં ધર્મસિંહ અને વિમલ મંત્રીના આવી પહોંચવાથી તેની વિચારમાળા તુટી અને તેણે હસીને બન્ને મંત્રીઓ સામે જોયુ. ધર્મસિંહ અને વિમલ. ભીમદેવને નમન કરી તેની સામે બેઠા.

ભીમદેવે બન્ને મંત્રીઓ તરફ જોઇને કહ્યું: "દામોદર મહેતા, કાશીનરેશને આપણા પક્ષમાં ભેળવી તથા તેની સાથે કોલકરારો કરી આવી ગયા છે અને જે દિવસો જાય છે તેમાં કાશીનરેશ સૈન્ય સહિત આવી પહોંચશે."

"પરંતુ કાશીનરેશ માળવાની સરહદે આવી પહોંચ્યા પછીજ તેની સાથે આપણે ધારાનગરી તરફ પ્રયાણ કરવાનુ છે" વિમલે કહ્યું

"અને કાશીનરેશ સાથે જે કોલકરારો થયા છે, તે પ્રમાણે તે વર્તે છે કે નહિ, તે જોવાને અને તે વિષે તપાસ રાખવાને આપણા એક પ્રતિનિધિને તેની છાવણીમાં રાખવાની અગત્ય છે." ધર્મસિંહે કહ્યું.

"હા, એ વિચાર મને પ્રથમ સુઝી આવ્યો હતો: તેથી દામોદર મહેતાનેજ આપણા પ્રતિનિધિ તરીકે કર્ણ સાથે રાખવાનો નિશ્ચય કર્યો છે અને તે સંબંધે ઉચિત આજ્ઞા દામોદર મહેતાને આપી પણ દીધી છે. દામોદર

મહેતાને પ્રતિનિધિ તરીકે રાખવાનો મે જે નિશ્ચય કર્યો છે, તે યોગ્ય છે ને ?" ભીમદેવે પૂછ્યુ

"આપનો નિશ્ચય યોગ્યજ છે" વિમલે કહ્યુ "હવે અમારી એક વિનતિ છે અને તે એ કે માળવરાજ ભોજ ધારાનગરીની બહાર આવેલા પોતાની કુળદેવીના મંદિરે હમેશા સાયંકાળે દર્શન કરવા જાય છે, એવા ખબર આપણા ગુપ્ત દૂતોએ મને આપ્યા છે, માટે મ્હારો અને ધર્મસિંહ મહેતાનો એવો વિચાર છે કે કેટલાક ઘોડેસ્વારો લઇ ગુપ્ત રીતે અમારે બન્નેએ ધારાનગરી તરફ જવુ અને ભોજ તેની કુળદેવીના દર્શન કરવા આવે કે તુરત તેને ઘેરી લઇ અચાનક કેદ પકડી લેવો આપની આજ્ઞા હોય તો આજ સાયંકાળે ધારાનગરી તરફ સો ઘોડેસ્વારો લઇ રવાના થઇએ "

"તમારો વિચાર સારો છે, પણ એ કાર્યમા સાહસ ઘણું રહેલુ છે" ભીમદેવે કહ્યુ

"સાહસ કર્યા વિના કાર્યસિદ્ધિ થતી નથી માટે આપ આજ્ઞા આપો મને આશા છે કે ભગવાન પાર્શ્વનાથ તથા સોમનાથની કૃપાથી અમે અવશ્ય જય મેળવશુ " ધર્મસિંહે કહ્યુ

"તો પછી મ્હારી આજ્ઞા છે કરો ફત્તેહ " ભીમદેવે આજ્ઞા આપી

"આપની આજ્ઞા મળી એટલે જયજ છે " વિમલે કહ્યુ "કાશીરાજનુ સૈન્ય આવી પહોંચે કે તુરતજ આપ રવાના થજો. ભગવાનની કૃપા હશે તો સૈનિકોનુ લોહી રેડાવ્યા વિનાજ અચાનક ભોજને કેદ કરી લેવો છે "

મહારાજ ! એક બીજી ખબર પણ આપણો દૂત લાવ્યો છે આપણો ખંડિયો રાજા ચંદ્રાવતીનો પરમાર ધંધુક ભોજના પક્ષમા જઇને મળ્યો છે', ધર્મસિંહે કહ્યુ

'શુ ધંધુક એટલો બધો ઉદ્ધત બની ગયો છે ? ઠીક છે એની ખબર પણ પાછળથી લેવામા આવશે" ભીમદેવે જરા ગુસ્સાથી કહ્યુ

ધર્મસિંહ તથા વિમલ ભીમદેવને નમન કરી ત્યાંથી પોતાના તબુએ આવ્યા અને સંધ્યા સમય થતા સુન્દર સો ઘોડેસ્વારોને લઈ ધારાનગરી તરફ રવાના થઇ ગયા બીજે દિવસે મધ્યાહ્ને તેઓ ધારાનગરીના સીમાડે પ્હોંચી ગયા ત્યા તેઓએ સંધ્યા સમય સુધી આરામ લેવાનો અને પેટની પૂજા કરવાનો વિચાર કરી વૃક્ષોની ઘટામા મુકામ કર્યો

* * * *

સંધ્યામાતા થઇ ગયો હતો અને સૂર્યનારાયણ આખા દિવસના ભ્રમણથી પરિશ્રમિત થયેલા હોય પશ્ચિમાસુંદરીના સ્નેહવર્ધક અંકમા શયન કરવાને

આતુરતાથી રવાના થયા હતા. પક્ષીઓ પોતપોતાના માળામાં પ્રિયજનના વિયોગથી દુઃખી થતાં થતાં છુપાઇ જવાની તૈયારી કરી રહ્યા હતા. વૃક્ષોની ઘટામાં થઇને ધીમો, મધુર અને શીતળ પવન વાતો હતો. ધારાનગરીના કોટની બહાર આવેલા તે નગરીના રાજાઓની કુળદેવીના મંદિરમાં સંધ્યા સમયની આરતીનો ઘોષ ઘંટાનાદ સાથે સંભળાતો હતો. મંદિરના અંતર્ભાગમાં અસંખ્ય દીપકો બળતા હતા અને ધૂપના ગોટેગોટ નીકળતા હતા. દેવીનો પૂજારી રૌદ્ર સ્વરૂપ મૂર્તિ આગળ મ્હોડેથી સ્તોત્રનો ઘોષ કરતો આરતી ઉતારતો હતો અને બીજો પૂજારી ઘંટા જોરથી વગાડી રહ્યો હતો. રાજા ભોજ હંમેશના નિયમાનુસાર મંદિરે દર્શનાર્થે આવી પહોંચ્યો હતો અને હસ્તદ્વય જોડી દેવી સન્મુખ ઉભો હતો. તેના ત્રણ ચાર અનુચરો મંદિરના ગભારા બહાર ઓટલા ઉપર બેઠા બેઠા વાતોના તડાકા મારતા હતા. બરાબર આ સમયે હથિયારબંધ બે પુરૂષો મંદિરમાં દાખલ થયા અને અંતર્ભાગમાં જ્યાં ભોજ ઉભો હતો, ત્યાં જઇને તે જોઇ શકે નહિ એ રીતે તેની પછવાડે ઉભા રહ્યા. અનુચરોએ આ બન્ને પુરૂષોને મંદિરના અંતર્ભાગમાં જતા જોયા હતા, પણ તેઓ વાતના રસમાં લીન થઇ ગયેલા હોવાથી તેઓએ તેમની ઉપેક્ષા કરી. લગભગ અડધો કલાક થયો એટલે આરતી પૂરી થઇ અને પૂજારી દીપક લઇ રાજા ભોજ પાસે આવ્યો. ભોજે તેના ઉપર પોતાના બન્ને હસ્તો ફેરવી આંખો તથા માથા ઉપર મૂક્યા. આરતીનું કાર્ય સંપૂર્ણ થયું એટલે ભોજ કુળદેવીને નમસ્કાર કરી પાછો ફર્યો. પેલા બન્ને પુરૂષો જરા દૂર ખસી ગયા, પણ દીપકના પ્રકાશને લઇ તેઓ ગુપ્ત રહી શકે તેમ નહોતું. ભોજ મંદિર બહાર નીકળવા માટે પાછો ફર્યો કે તુરતજ તેની દ્રષ્ટિ પેલા બે પુરૂષો ઉપર પડી અને તેમને ઓળખી ન શકાય એવા પોષાકમાં અને હથિયારબંધ જોઇ તેને અતિ આશ્ચર્ય થયું. ભોજે તેમની તરફ કરડી આંખે જોયું. પેલા બન્ને પુરૂષો કે જેઓ વિમલ અને ધર્મસિંહ હતા તેઓએ ભોજને પોતાના પ્રત્યે કરડી આંખે અને ક્રોધાયમાન ચહેરે જોઇ રહેતો જોઇને કહ્યું. " મહારાજ, કુળદેવીના દર્શન અને તેની પ્રાર્થના તો આપે બરોબર અને અંતઃકરણપૂર્વક કરી લીધાં છે ને ?"

ભોજ તેઓના પ્રશ્નથી ગુસ્સે થતો બોલ્યો. " એ પ્રશ્ન પૂછવાનો તમારો હેતુ શું છે ? શું તમે મને ઓળખતા નથી કે હું માળવાનો મહારાજા છું ? "

" આપ માળવાના મહારાજા છો, એમ જાણીને જ હેતુપૂર્વક આપને એ પ્રશ્ન પૂછ્યો છે " વિમલે ઉત્તર આપ્યો.

" પણ હેતુપૂર્વક પ્રશ્ન પૂછવાનો તમને બન્નેને શું અધિકાર છે ? " ભોજે ફરીથી પૂછ્યું

"અમારો એ પ્રશ્ન પૂછવાનો હેતુ એટલો જ છે કે આપના માથે અત્યારે જ કોઈ અચાનક સંકટ આવી પડે અને જો આપે કુળદેવીની પ્રાર્થના અંતઃકરણપૂર્વક કરી લીધી હોય, તો તે આપને સહાય કરે" ધર્મસિંહે જવાબ આપ્યો.

"તમે મર્મ વચન બોલી મ્હારા ક્રોધના ભોગ શા માટે થાઓ છો ?" ભોજે પૂછ્યું "મ્હારા માથે સંકટ લાવનાર આ સંસારમાં કોઈ હોય એ હું માની શકતો નથી '

"મહારાજા ! અભિમાન કોઈનું ટક્યું નથી અને ટકવાનું પણ નથી શેરના માથે સવાશેર હોય છે, એ આપ કેમ ભૂલી જાઓ છો ?" વિમલે શાંતિથી શીખામણ રૂપે કહ્યું

"ઠીક છે, તમે ઉચ્ચારેલા મર્મ વચનોનું કેવું પરિણામ ભોગવવું પડે છે, એનો સાક્ષાત્કાર તમને હું અત્યારે જ કરાવું છું" ભોજે એમ કહીને પોતાના અનુચરોને હાક મારી બધા અનુચરો એકદમ ત્યાં દોડી આવ્યા અને પોતાના મહારાજાની આજ્ઞાની આતુરતાથી વાટ જોતા ઉભા રહ્યા.

ભોજે જુસ્સાના અવાજથી કહ્યું ' 'તમારા માંહેના ત્રણ જણા આ બન્ને ઉદ્ધત પુરુષોને આપણા કારાગૃહે લઈ જાઓ અને તેમને અંદર કેદ કરી તથા ત્યાંના અધિકારીને મ્હારો હુકમ કહી મને તુરત રાજમહેલે ખબર આપવા આવો."

ભોજની પોતાના વિષેની આજ્ઞા સાંભળી તથા અનુચરોને પોતાના પ્રત્યે આવતા જોઈ વિમલ મશ્કરીથી બોલી ઉઠ્યો જ્યાં ઉભા છો ત્યાંજ ઉભા રહો તમારા મહારાજાનો હુકમ બજાવતાં તમારે તમારા જીવ ખોવા પડશે સમજ્યા કે ? '

અનુચરોએ ભોજની સામે જોયું એટલે ભોજ ક્રોધપૂર્વક બોલી ઉઠ્યો મ્હારા સામે શું જુઓ છો ? કાંઈ નહિ તો તમારી તલવારથી તેમને વશ કરી મ્હારી આજ્ઞાનો અમલ કરો "

અનુચરો પોતાની કમ્મરે લટકતી કાળસ્વરૂપ તલવારો ઉપર હાથ મૂકીને વિમલ તથા ધર્મસિંહ પાસે જઈને બોલી ઉઠ્યા ' ચાલો, આગળ થાવ છો કે નહિ ?"

"દૂર રહો નાહક તમારા જીવને જોખમમાં ન નાખો. તમે અમારા સામર્થ્યને જાણતા નથી એટલે જીવ ઉપર ઉદાર થવા આવ્યા છો તમારા જીવ બચાવવા હોય તો એટલેજ રહો નહિ તો અમારી તલવારના એકજ ઝટકા માત્રથી તમારા મસ્તકો ધડથી જુદા થશે.' વિમલ અને ધર્મસિંહ સાવધ થઈને ખડા ઉભા

પોતાના અનુચરોને ખંચાતા જોઇ ભોજ પોતાની તલવાર ખેંચી કાઢતો બોલી ઉઠ્યો. " તમારામાં એટલું બધું સામર્થ્ય છે, તો મ્હારે તેને જોવું પડશે. "

" અને અમારે અમારૂં સામર્થ્ય માલવરાજને બતાવવું પણ છે અને ત્યારેજ આપને અનુભવ થશે કે ગુજરાતના ગૌરવ સમાન શ્રાવક મંત્રીઓની નિંદા કરવાનું અને તેમની અયોગ્ય ટીકા કરવાનું પરિણામ શું આવે છે. " એમ કહીને વિમલ તથા ધર્મસિંહે પોતાની તલવારો મ્યાનમાંથી બહાર કાઢી એકી સાથે સાત તલવારો દીપકના પ્રકાશમાં ચમકી ઉઠી અને તે જોઇ જન્મથી ભીરૂ અને યાચક સ્વભાવી બ્રાહ્મણ પુજારીઓ ભયથી થરથર ધ્રુજવા લાગ્યા. તેઓ દેવી સન્મુખ પોતાના બચાવ માટે ઘુંટણીએ પડી પ્રાર્થના કરવા મંડી ગયા. પ્રથમ ભોજના અનુચરોએ વિમલ અને ધર્મસિંહ ઉપર ઘા કરવાનો પ્રયાસ કર્યો કે તુરતજ વીરશિરોમણી વિમલમંત્રીએ બે અનુચરોના હાથ ઉપર તલવારના ફટકા મારી તેમને ઘાયલ કર્યા અને બીજા બેને ધર્મસિંહે ઘાયલ કરી નાખ્યા. પોતાના અનુચરોને ઘાયલ થઇ જમીન ઉપર પડેલા જોઇ ભોજ જરા ભયભિત થયો, પણ પોતાની ક્ષત્રિયવટ સાચવવાને વિમલ ઉપર ધસી જઇને તલવારનો ઘા કર્યો. ચતુર વિમલ સાવચેતજ હતો, તેથી તે દૂર ખસી ગયો. ભોજની તલવાર મંદિરના પત્થરના સ્તંભ સાથે જોરથી અથડાણી અને તેના બે કટકા થઇ ગયા. ભોજનું મ્હોડું વીલખું થઇ ગયું અને ભયાતુર નજરે આમતેમ જોવા લાગ્યો. વિમલે તેની દુઃખી અવસ્થા જોઇને મનમા દયા લાવીને કહ્યું. " માલવરાજ, જો કે અમે તમારા શત્રુ છીએ અને ધારીએ તો અત્યારેજ તમને કેદ કરી લઇ જઇ શકીએ તેમ છીએ; પરંતુ દુઃખી, નિઃસહાય અને શસ્ત્રહિન પુરૂષને અમે હેરાન કરવા ઇચ્છતા નથી. તમારો અત્યારે અમારી સન્મુખ પરાજય થયો છે અને શ્રાવક મંત્રીઓ કેવા બળશાળી અને ઉદાર છે, એ તમારા જાણવામાં આવી ગયું હશે; માટે અત્યારે તમે ખુશીથી તમારા આવાસે જાઓ અને તેમ છતાં તમારા મનમાં કાંઇ શંકા રહેતી હોય તો લડાઇના મેદાનમાં અમારૂં વિશેપ બળ જોવાને તૈયારી કરીને આવજો. "

એ પ્રમાણે વિમલે ભોજને કહ્યુ કે તુરતજ તેણે ધર્મસિંહને નિશાની કરી એટલે તેઓ બન્ને ઝપાટાબંધ ઉઘાડી તલવારે મંદિર બહાર નીકળી ગયા અને ત્યાંથી થોડે દૂર તેમનાં ઘોડા બાંધેલા હતા ત્યાં જઇ સ્વાર થઇ સો ઘોડેસ્વારો સાથે તાબડતોબ પોતાની છાવણી તરફ રવાના થઇ ગયા. આ અચાનક બની ગયેલા બનાવથી રાજા ભોજ એટલો બધો અજાયબ થઇ ગયો હતો કે તે જ્યા ઉભો હતો ત્યાંનો ત્યાં સ્થિર થઇ ગયો અને જાણે તેનુ રાજતેજ કોઇ ચોરી ગયું હોય, તેમ તેનુ મુખ સ્યામ થઇ ગયુ હતું. દેવીના પૂજારીઓ શત્રુઓને નહિ

જોતા રાજા પાસે આવ્યા અને બે હાથ જોડી કહેવા લાગ્યા "મહારાજ, શત્રુઓ ચાલ્યા ગયા છે માટે આપ સાવધ થઇ મહેલે પધારો. માતાજીને અમે ઘુંટણીએ પડી પ્રાર્થના કરવી શરૂ કરી કે તરતજ આપના ઉપરનો ભય દુર થઇ ગયો છે, માટે આપ આવતી કાલેજ માતાજીને પ્રસન્ન કરવા ચાર પાંચ બકરાઓનો ભોગ મોકલાવી આપજો.

પૂજારીઓના ઉપયુક્ત કથનથી ભોજ વિચાર નિદ્રામાંથી જાગૃત થયો. તેનું મુખ લજ્જાથી કરમાઇ ગયું હતું અને તેનો ગર્વ ગળી ગયો હતો. પૂજારીઓએ માતાજીના ભોગ માટે કરેલી સૂચનાનો કાંઇ પણ ઉત્તર આપ્યા વિના તે ઘાયેલ થયેલા અનુચરોની શુ સ્થિતિ થઇ છે, તે જોવાને તેઓ જ્યા પડ્યા હતા, ત્યા ગયો અને તેમની તપાસ કરી તો તેઓ ઘાના દર્દથી પીડાતા બેશુદ્ધ રીતે પડેલા હતા. તેમની એવી સ્થિતિ જોઈ ભોજ તુરત પોતાના મહેલે ચાલ્યો ગયો અને પોતાના બીજા અનુચરોને મોકલી મંદિરમાં ઘાયલ થઈને પડેલા અનુચરોને તેમને ઘેર પહોચતા કરાવ્યા તથા તેમના માટે મલમપટાની વ્યવસ્થા કરવાનું કહેવરાવી દીધું

# પ્રકરણ ૨૬ મું.

## ભોજનું મૃત્યુ.

"આંબે કેરી પાકી, ડીટું ડોકળી ગયું છેક તેનું,
પવને ઢાળી જે, શું ય છેવટ આવશે અરે એનું"

ઉદાસ, નિસ્તેજ અને વિચારગ્રસ્ત અવસ્થામાં માળવાનો અધિપતિ રાજા ભોજ પોતાના મહેલના એક ઓરડામાં બેઠો હતો. તેની સામે મંત્રી રુગાયદ, સેનાપતિ, ધનપાળ અને દાસીદાસ શોકગ્રસ્ત સ્થિતિમાં બેઠા હતા. ગત રાત્રીએ બનેલી ઘટનાથી ભોજ ઉપર ઘણી ખરાબ અસર થઇ હતી, તેનું ઉજ્જ્વળ મુખ છેક કરમાઇ ગયું હતું અને તેનું રાજતેજ હણાઇ ગયું હતું મંત્રીઓ કે પંડિતો સાથે તે બહુ છુટથી બોલતો ચાલતો નહિ અને પોતાની પ્રિય રાણી પોકે ભોગિની સ્ત્રીઓ પાસે પણ ગયો નહિ વિમલ અને ધર્મસિંહ જેવા ગુજરાતના મંત્રીઓ આગળ પોતે સમસ્ત માળવ દેશનો અધિપતિ હોવા છતા પરાજય પામ્યો, એ ઘટના તેના અંગે અંગમાં દુઃખ ઉપજાવ કરતી હતી એક પ્રકાર

જેટલો સમય પસાર થઇ ગયો, તો પણ કોઇ કાંઈ બોલ્યું નહિ એટલે સેનાપતિએ ધીમેથી કહ્યું: "મહારાજા ! એક સામાન્ય ઘટનાથી આપ આટલા બધા ઉદાસ થઇ જાઓ છો, એ કોઇ પણ રીતે આપના સમાન વીર પુરૂષને યોગ્ય નથી. મને આજ્ઞા આપો કે તુરતજ માળવાનું અસંખ્ય સૈન્ય લઇને ગુજરાત ઉપર ચડાઇ કરૂં અને વિમલ તથા ધર્મસિંહ જેવા ઉદ્ધત પુરૂષોને કેદ પકડી લાવી આપની સન્મુખ હાજર કરૂં."

મંત્રી કુળચંદે કહ્યું: "સેનાપતિનું કથન યોગ્ય છે, મહારાજ ! આપ ઉદાસ શું કામ થાઓ છો ? મને આજ્ઞા હોય તો હું પણ સેનાપતિ સાથે લડાઈમાં જવાને તૈયાર છું."

સેનાપતિ અને મંત્રીના ઉત્તેજીત કથનથી ભોજ વિચારનિદ્રામાંથી જાગૃત થયો અને બોલ્યો: "મંત્રીશ્વર, તમે મ્હારા કેદી હતા ત્યારે પાટણના મંત્રીઓ પાસેથી જયપત્ર લખાવી લાવવાની જે સરત કરી હતી. તે પ્રમાણે તમે કર્યું હતુ અને હવે પણ એવી બહાદુરી બતાવશો, એમ મને તમારો વિશ્વાસ છે. માટે આ વખતે તમે અને સેનાપતિ બન્ને તૈયાર થાઓ. તેમજ હું જાતે આવવાને પણ તૈયાર થઇશ. વિમલ અને ધર્મસિંહે મને કરેલ અપમાનના વેરની વસુલાત જ્યાં સુધી નહિ થાય, ત્યાં સુધી મને શાંતિ થનાર નથી."

"ત્યારે આજ્ઞા હોય તો હું સૈન્યને તૈયાર થવાની આજ્ઞા આપવા જઉં." સેનાપતિએ કહ્યું.

"હા, અત્યારેજ જાઓ અને ચડાઇની સર્વ પ્રકારની ગોઠવણ કરી મને ખબર આપો. બની શકે તો આવતી કાલે અગર પરમ દિવસેજ આપણે પ્રયાણ કરવાનું છે." ભોજે કાંઇક ઉત્સાહથી કહ્યું.

સેનાપતિ નમન કરી સૈન્યને તૈયાર કરવા ચાલ્યો ગયો. થોડા સમય સુધી રાજ્યકાર્ય સંબંધી અને ગુજરાત ઉપર ચડાઇ લઇ જવા સંબંધમાં આડી અવળી વાતો ચાલ્યા પછી ભોજ ઉઠવાની તૈયારી કરતો હતો, તેવામાં પ્રતિહારીએ આવી ભોજને નમન કરીને કહ્યું "મહારાજા ! ગુજરાતના રાજા ભીમદેવના મુખ્ય મંત્રી દામોદર મહેતા આપની હજુરમાં આવવાની આજ્ઞા માગે છે."

"ક્યાં છે તે ?" ભોજે વિસ્મયતાથી પૂછ્યું.

"રાજમહેલના દરવાજે અમે તેને રોકેલ છે." પ્રતિહારીએ કહ્યું.

"તેની સાથે બીજા માણસો છે ?" ભોજે પૂછ્યું.

"હા, મહારાજ, બીજો અનુચર હોય એવો એક માણસ છે." પ્રતિહારીએ કહ્યું.

"તેમને બન્નેને આવવા દે, પણ તેમની પાસે કાંઇ હથિયારો હોય તો તે દરવાજે મૂકાવ્યા પછી આવવા દેજે " ભોજે દુધના દાઝયા છાશ ફુંકીને પીવાના ન્યાયે કહ્યું

"જેવી મહારાજાની આજ્ઞા " એમ કહી નમન કરી પ્રતિહારી ચાલ્યો ગયો. થોડીવારમા દામોદર મહેતા અને તેના અનુચર જેવો જણાતો પુરૂષ આવી પહોચ્યા બન્નેએ ભોજને નમન કર્યું ભોજે તેમને યોગ્ય જગ્યાએ બેસવાની આજ્ઞા કરી એટલે તેઓ બેસી ગયા ભોજે તેમના તરફ કરડી આંખે જોઇને પૂછ્યુ " બોલો, દામોદર મંત્રી ! કેમ આવવુ થયુ છે ? "

" મહારાજા ! મ્હારૂ આગમન તો શુભ હેતુ માટે થયુ છે, પરંતુ આપ મ્હારા કથનનો આશય વિચારી તે પ્રમાણે કરવાને કબુલ થાઓ, તો આવવાનુ સાર્થક્ય થાય. " દામોદરે ઉત્તર આપ્યો.

" તમારો હેતુ શુભ અને નિષ્કપટ હશે, તો પછી તેમ કરવાને હુ આનાકાની નહિ કરૂં, માટે તમારા આગમનનુ કારણ કહો. " ભોજે શાંતિથી કહ્યુ

" મ્હારા આગમનનુ કારણ એ છે કે માળવા અને ગુજરાતના મહારાજાઓ વચ્ચે જે વૈમનસ્ય ચાલે છે તેનો ત્યાગ કરી નવા કોલકરારોનો સ્વીકાર કરવો અને મિત્રતા બાંધવી દામોદરે કહ્યુ

" તમારી વાત સારી છે, પણ તમારા કોલકરારો શુ છે, તે પ્રથમ મને જણાવો " ભોજે પૂછ્યુ

"આપ સારી રીતે જાણતા હશો કે ગુજરાતના રાજાધિરાજ શ્રી ભીમદેવ અને તેના મંત્રીઓના બળ, પરાક્રમ, ઉદારતા, ન્યાયતત્પરતા, રાજ્યકાર્ય-કુશળતા અને કીર્તિ આદી ગુણોની ખ્યાતિ ભારતવર્ષના ઘણા દેશોમા પ્રસરી ગઇ છે સિંધુ અને ચેદિ જેવા મહાન્ રાજાઓનો જેણે પરાજય કર્યો છે અને તે સિવાય અનેક દેશના રાજાઓને પોતાના ખંડિયા રાજા બનાવી તથા પોતાના આધિપત્યનો સ્વીકાર કરાવી જેણે રાજાધિરાજનુ પદ પ્રાપ્ત કર્યું છે, તેવા મહાન્ યશસ્વી રાજેન્દ્રની સાથે મિત્રતા સાધવામા વધો લાભ સમાયેલો છે હમણાજ કાશીના રાજા કર્ણે સાથે નવા કોલકરારો કરી તેની પાસે ગુજરાતના રાજાધિરાજનુ આધિપત્ય કબુલ કરાવ્યુ છે, માટે આપ પણ અમારા મહારાજાનુ આધિપત્ય અને સર્વોપરીપણું કબુલ કરો એટલે પછી આપ ગુજરાતના મહારાજાના મિત્ર ગણાશો અને આપની સાથેનુ વૈમનસ્ય પુરતજ દૂર થશે " દામોદરે વિસ્તારથી ઉત્તર આપ્યો •

ભોજ ઉપરના વિસ્તૃત ઉત્તર દરમ્યાન શાંતિ ધારણ કરી રહ્યો હતો, તે

એકદમ ગુસ્સામાંથી બોલી ઉઠયો. " તમારા રાજા અને તેના મંત્રીઓની કેવી કીર્તિ છે, તે હું જાણું છું એટલે તે વિષે વિવેચન કરવાની અગત્ય નહોતી. પાટણના મંત્રીઓએ અમને જયપત્ર લખી આપ્યો છે, એ શું ભૂલી ગયા છો કે ફરીથી બોલકરારો કબુલ કરાવવા આવ્યા છો ? તમારા કોલકરારો માળવાના અધિપતિને કબુલ નથી, એમ ભીમદેવને કહેજો અને વિશેષમાં એમ પણ જણાવજો કે માળવાનો છત્રપતિ રાજા ભોજ તમને લડાઇના મેદાનમાં જોવાને અત્યંત આતુર છે. "

" ભલે, જેવી આપની ઇચ્છા. સૈનિકોના પ્રાણ જાણી જોઇને ગુમાવવા હોય, તો અમને હરકત નથી. અમારા મહારાજાનું પરાક્રમ એક વખત તો આપે મહાકાળેશ્વરના મંદિરમાં જોયું છે; તેમ છતાં ફરીથી તેમને જોવાને આતુર થઇ રહ્યા છો, એ આશ્ચર્યની વાત છે. " દામોદરે કહ્યું.

" તે સમયે હું તમારા રાજાનું બરાબર આતિથ્ય કરી શકયો નહોતો; તેથી ફરીથી તેમને જોવા અને તેમનું યોગ્ય આતિથ્ય કરવાને મ્હારૂં મન લલચાય છે. " ભોજે કરડાકીથી કહ્યું.

" અમારા મહારાજા આપના આતિથ્યનો સ્વીકાર કરી આપને અવશ્ય સંતોષ પમાડશે, માટે તે ખાતર ઉતાવળા થશો નહિ; પરંતુ આપ અમારા મહારાજાને જોવાને આતુર થઇ રહ્યા છો; તેથી આપની એ આતુરતા અત્યારેજ દૂર કરવા આપને એમના સ્વરૂપને બતાવું છું, એ ધ્યાનપૂર્વક જુઓ. " એમ કહી દામોદરે પોતાની સાથે આવેલા અનુચર પ્રત્યે આંગળી કરીને આગળ ચલાવ્યું. " મ્હારી સાથે આવેલા આ પુરૂષને જુઓ, એજ આકૃતિ, એજ વર્ણ, એજ રૂપ, એજ ઉમ્મર, એજ પ્રભાવશાળી મુખ, એજ વળવાળી મૂછો અને જાણે એજ સાક્ષાત્ રાજાધિરાજ શ્રી ભીમદેવ હોય; પરંતુ આ ગરીબ ને તે તો રાજા. જેવી રીતે કાચ અને ચિંતામણી. "

દામોદરનાં આ પ્રકારનાં યુક્તિવાળાં વચનો સાંભળી ચતુર શિરોમણી રાજા ભોજ એ અનુચર જેવા જણાતા પુરૂષ તરફ એકદ્રષ્ટિએ જોઇ રહ્યા. આવાં દરેક સામુદ્રિક શાસ્ત્રના લક્ષણયુક્ત પુરૂષ નીચ કુળનો અનુચર હોય નહિ; પરંતુ રાજા ભીમદેવ પોતેજ હોય અને આવી રીતે ગુપ્ત વેષે આવી પોતાને પકડવાનો ઇરાદો હોય, એવી શંકા ભોજને ઉત્પન્ન થઇ. દામોદર ભોજ રાજાની આંખની ઉપચેષ્ટા ઉપરથી તેના મનનો વિચાર કળી ગયો. તેણે તુરતજ અનુચરને કહ્યું: " મહારાજા ભોજને ભેટ કરવાને જે જે વસ્તુઓ આપણે લાવ્યા છીએ અને જે રાજમહેલના દરવાજે પડેલી છે, તેને લાવવાનો આ સારો અવસર છે." દામોદરનાં આ વચનો સાંભળી તે અનુચર ત્યાંથી તુરત

ચાલ્યો ગયો અને ભેટની વસ્તુઓ લઇને પાછો આવ્યોજ નહિ. આ વખત દરમ્યાન દામેદરે ભેટમા આપવા તૈયાર રાખેલી વસ્તુઓના ગુણનુ વર્ણન કરવામા રાજા ભોજનુ ચિત્ત રોકી રાખ્યુ હતુ અડધો કલાક પસાર થઇ ગયો, તો પણ ભેટની વસ્તુઓ લઇને તે પુરૂષ આવ્યો નહિ એટલે ભોજે વિસ્મયતાથી પૂછ્યુ "પેલો પુરૂષ કેમ હજુ આવ્યો નહિ ? તેને કેમ વાર લાગી ?"

દામોદરે હસીને કહ્યુ "મહારાજ, એ પુરૂષજ ગુજરાતના રાજાધિરાજ શ્રી ભીમદેવ હતા શુ આપ તેમને ઓળખી શક્યા નહિ ? તેમ આવેલા અતિથિનો સત્કાર પણ આપ કરી શક્યા નહિ ?"

દામોદરના ઉપરના વચનો સાભળી ભોજ ક્રોધાયમાન થયો તેણે અત્યત આવેશથી કુળચદને કહ્યુ "મહેતા, તમે જાતે પાચસો ઘોડેસ્વારો લઇ એકદમ રાજા ભીમદેવ પછવાડે જાઓ અને તેને ગમે તે ઉપાયે પકડી મ્હારી પાસે હાજર કરો "

"મહારાજ" દામોદરે ખડખડાટ હસીને કહ્યુ "શામાટે મિથ્યા પ્રયાસ કરો છો ? અમારા મહારાજા એકલા નથી. તેઓની સાથે ગુજરાતનુ વિશાળ સૈન્ય છે અને જે વખત જાય છે તેમા તે અને મત્રીઓ ધારાનગરીને ઘેરો નાખી આપનો પરાજય કરશે "

ભોજ અસત આતુરતાથી બોલી ઉઠ્યો—"કુળચદ મહેતા, તપાસ કરો કે સેનાપતિએ સૈન્યને તૈયાર થવાની આજ્ઞા આપી છે કે નહિ ? આવતી કાલે સવારમાજ આપણે પ્રયાણ કરવાનુ છે અને માર્ગમાજ ભીમદેવનો સત્કાર કરવા આપણે તૈયાર રહેવાનુ છે "

કુળચદ મત્રી નમન કરી ચાલતો થયો અને તેની પછવાડે દામોદર પણ નમન કરી રવાના થયો દામોદર ત્યાથી સીધો પોતાની સાઢણી ઉપર સ્વાર થઇ કાશીનરેશ કર્ણની છાવણીમાં ચાલ્યો ગયો અને એક ઘોડેસ્વાર મારફત ભોજની તૈયારીના ખબર મોકલાવી દીધા.

ઉપરની અને ગત પ્રકરણમા વર્ણવેલી ઘટના બની તે દરમ્યાન કાશીનરેશ પોતાના ખડિયા રાજાઓ સહિત વિશાળ સૈન્ય લઇને માળવાની સરહદમા આવી પહોચ્યો હતો ભીમદેવને એ ખબર પડતા તેણે પોતાની છાવણી ઉપાડી લીધી અને ધારાનગરી તરફ પ્રયાણ કર્યું કર્ણરાજા પણ બીજી બાજુથી ધારાનગરી તરફ ધસ્યો આવતો હતો નિમલ અને ધર્મસિંહે ભોજની કુશ્તીના મંદિરમા ભોજનો જે પરાજય કર્યો હતો તે સાભળી ભીમદેવ ખુશી થયો હતો તેણે પણ ગુપ્તવેશે ભોજને પકડી લેવાનો નિશ્ચય કર્યો અને દામોદરને સાથે લઇ અનુચરના વેશમા ભોજની સભામાં તે ગયો હતો પરતુ ત્યા તો

પોતેજ પકડાઇ જશે. એવો પ્રસંગ બની આવતાં દામોદરની માર્મિક સૂચનાથી તુરતજ સભામાંથી તે ચાલ્યો ગયો અને પોતાના સૈન્યને મળી ગયો.

બીજે દિવસે પ્રાતઃકાલે સૈન્ય સાથે રાજા ભોજ ગુજરાતી સૈન્યને આવતું અટકાવવા ધારા નગરી બહાર નીકળ્યો. કુળચંદ્ર મંત્રી અને સેનાપતિ સજ્જ થઈને મોખરે ચાલતા હતા અને ભોજ પછવાડે પછવાડે અત્યંત આડંબરથી હાથી ઉપર બેસીને જતો હતો. માળવી સૈન્ય પાંચેક કોસ ચાલ્યું હશે કે તુરતજ સામેથી ધુળના ગોટેગોટ આકાશ તરફ જોવામાં આવ્યા. એ જોઇને માળવાનો મંત્રી અને સેનાપતિ આશ્ચર્ય પામ્યા અને ભીમદેવને સૈન્ય સહિત ઘણો નજીક આવી પહોંચેલો જાણી તેઓ ચિંતામાં પડ્યા. ભોજને એ વાતની ખબર પડતાં તેણે ત્યાંજ સૈન્યને અટકાવવાની આજ્ઞા કરી અને ગુજરાતી સૈન્ય ચાલ્યું આવતું હોય તેજ વખતે તેના ઉપર એકી સાથે તુટી પડવાની સૂચના આપી દીધી. થોડા સમયમાં ગુજરાતી સૈન્યે દેખાવ દીધો. મોખરે વીર વિમલ પોતાના અજેય ઘોડેસ્વારો સાથે ધસ્યો આવતો હતો. તેણે, સામે માળવાના સૈન્યને તૈયાર ઉભેલું જોતા પોતાના ઘોડેસ્વારોને વ્યવસ્થા પૂર્વક ગોઠવી દીધા, અને એકદમ માળવી સૈન્ય ઉપર ધસી જઇ મારો ચલાવવાનો હુકમ ફેરવી દીધો. માળવી અને ગુજરાતી બન્ને સૈન્યનો ભેટો થઇ ગયો અને તેઓની વચ્ચે મહા દારૂણ યુદ્ધ મચ્યું. વિમળનું ઘોડેસ્વાર સૈન્ય મુસાફરીથી થાકેલું હતું અને માળવાનું સૈન્ય ઉત્માહભર્યું હતું; પરંતુ વિમલનું ઘોડેસ્વાર સૈન્ય અદ્વિતીય અને અજીત હતું. તેણે માળવી સૈન્ય ઉપર એવો તો એક સામટો મારો ચલાવ્યો કે તેના સૈનિકો તોબા પોકારી ગયા અને યુદ્ધમાંથી નાસી જવાનો લાગ શોધવા લાગ્યા. કુળચંદ્ર મંત્રી અને માળવાનો સેનાપતિ સૈન્યની મોખરે આવી તેને ઉત્સાહ આપવા લાગ્યા પરંતુ ગુજરાતી ઘોડેસ્વારોના અસહ્ય પ્રહારથી કાયર થયેલું તેમનું સૈન્ય ધીમે ધીમે પાછળ હઠતું ચાલ્યું. ભોજને આ વાતની જાણ થતાં તે હવે શું કરવું, એ વિચારમાં પડ્યો. તેણે ગમે તે ભોગે અને ગમે તે ઉપાયે જય મેળવવાનો નિશ્ચય કર્યો હતો, પણ જયની આશા આવી રીતે નષ્ટ થયેલી જોઇને તે દીલગીર થયો. તેણે કુળચંદ્રને પોતાની પાસે બોલાવી લાવવા સેવકને મોકલ્યો. પરંતુ એટલામાં કુળચંદ્ર પોતેજ આવી પહોચ્યો. તેણે આવતાંની સાથેજ જણાવ્યું કે "મહારાજ, એક બીજી દીલગીરી ઉત્પન્ન કરાવનારી ખબર મળી છે."

"અને તે શું છે?" ભોજે આતુરતાથી પૂછ્યું.

"આપણો એક દૂત ખબર લાવ્યો છે કે:–કાશીનરેશ કર્ણરાજા પોતાના એકસો છત્રીસ ખંડિયા રાજા સાથે વિશાળ સૈન્ય લઈને બીજી બાજુ તરફથી ધારાનગરી તરફ ચાલ્યો આવે છે." કુળચંદ્રે કહ્યું.

"શું એ ખબર સત્ય છે? અને જો સત્ય હોય તો આપણે હવે શું કરવું?" ભોજે વિસ્મયતાથી પૂછ્યું

"મહારાજ! એ ખબર કેવળ સત્ય છે અને જે સમય જાય છે તેમાં કર્ણનું સૈન્ય આપણી સન્મુખ આવીને ઉભું રહેશે હવે તો આપણે ધારાનગરીનો અને સૈન્યનો બચાવ કરવાનો છે માટે મારો વિચાર એવો છે કે, આપણે સૈન્ય સહિત વખતસર નગરીમાં પેસી જઈ, સર્વ દરવાજા બંધ કરી દેવા અને કોટ ઉપર સૈન્ય રાખી ત્યાંથી શત્રુઓના સૈન્ય ઉપર મારો ચલાવતા રહેવું એટલા માસ આવી રીતે વ્યતીત કરીશું તો પછી શત્રુઓને અનાજ પાણી અને ઘાસની અગવડતાથી હેરાન થવું પડશે એટલે તેઓ ઘેરો ઉઠાવી ચાલ્યા જશે." કુળચંદ્રે કહ્યું

'કુળચંદ્ર! તમારો એ વિચાર માળવાના ગૌરવની ન્યૂનતા કરનાર છે' ભોજે દીલગીરી ભરેલા અવાજે કહ્યું

'પરંતુ તે સિવાય અન્ય ઉપાય નથી ગુર્જર અને કર્ણના વિશાળ સૈન્ય સામે આપણું એકાઆગામી બની ગયેલું સૈન્ય [illegible] ટકી શકશે નહિ અને મોટી ખુવારી સહન કરવી પડશે," કુળચંદ્રે કહ્યું

"આજ સંધ્યા સમય સુધી ગુજરાતના સૈન્ય સાથે લડવાનું ચાલુ રાખીએ તો કેમ?" ભોજે ફરીને પૂછ્યું

કુળચંદ્રે કહ્યું 'એમ કરવાથી પણ કાંઈ લાભ થવાનો નથી કારણ કે વિમલના ઘોડેસ્વારોના અતિ અસહ્ય પ્રહારથી આપણું સૈન્ય કાયર થઈ ગયું છે અને પાછું હઠવાને માટે આતુર થઈ ગયું છે ધારાનગરીમાં પેસી જઈ બચાવ કરવા સિવાય હવે અન્ય ઉપાય નથી'

"જ્યારે વસ્તુસ્થિતિ એવી છે ત્યારે સૈનિકોના નાહક પ્રાણ ગુમાવવા એ યોગ્ય નથી માટે સૈન્યને ધારાનગરી તરફ પાછા ફરવાની આજ્ઞા આપો અને ધીમે ધીમે વ્યવસ્થાપૂર્વક પાછા હઠવાની શરૂઆત કરી દો" ભોજે નિરૂપાયે આજ્ઞા આપી

કુળચંદ્રે સેનાપતિને ભોજની આજ્ઞા કહી સંભળાવી તે પણ નિરાશ થયો હતો તેણે તુરતજ સૈન્યને ધીમે ધીમે પાછા હઠવાની આજ્ઞા આપી દીધી માળવી સૈન્યને પાછું હઠતું જોઈને વિમલનું ઘોડેસ્વાર સૈન્ય જોરથી લડવા લાગ્યું અને પાછા હઠતા માળવી સૈન્યનો ઘાણ વાળવા લાગ્યું આવી રીતે માળવી સૈન્યને પાછા હઠતાં હઠતાં સંધ્યા સમય થયો અંધકારનું જોર વધતું ગયું એટલે વિમલે પોતાના સૈન્યને યુદ્ધ બંધ કરવાની સૂચના આપી દીધી

માળવી સૈન્ય નગરીમાં એકદમ પેસી ગયું અને નગરીના દરવાજા તુરતજ બંધ કરી દેવામાં આવ્યા. વિમલે પોતાના સૈન્ય સહિત ધારાનગરીથી એક કોસ દૂર પડાવ નાંખ્યો અને ઘોડેસ્વારોને આરામ લેવાનો હુકમ કર્યો. બીજે દિવસે સવારમાં ગુજરાતનું પાછળ રહેલું સૈન્ય આવી પહોંચ્યું. કાશીનું સૈન્ય પણ આવી ગયું એટલે બન્ને સૈન્યોએ ધારાનગરી ફરતો ઘેરો નાંખી દીધો. ધારાનગરીમાંથી કોઇ માણસને બહાર નીકળવા દેવો નહિ અને બહારથી પણ કોઇ માણસને અંદર જવા દેવો નહિ. એવી આજ્ઞા બન્ને સૈન્યને અપાઇ ગઇ. ધારાનગરીની દક્ષિણ દિશાએ ભીમદેવની છાવણી હતી અને ઉત્તર દિશાએ કાશી નરેશની છાવણી પડેલી હતી. રાજા ભોજે તેજ રાત્રીએ સર્વ પ્રકારની ગોઠવણ કરી વાળી હતી. નગરીના તમામ દરવાજાને મજબુતરીતે બંધ કરવામાં આવ્યા હતા અને પ્રત્યેક દરવાજે થોડું થોડું સૈન્ય ગોઠવી દીધું હતું. બાકીના સૈન્યને કોટ ઉપર ચડાવી દીધું હતું અને પ્રાતઃકાલ થતાંજ શત્રુઓના સૈન્યો ઉપર બાણોનો મારો ચલાવવાનો હુકમ સૈન્યને આપી દેવામાં આવ્યો હતો.

તે આખી રાત ભોજને નિદ્રા આવી નહિ. અનેક પ્રકારના વિચારો કરવામાં અને જૂદા જૂદા ઘાટ ઘડવામાં તેણે રાત્રી પસાર કરી. પ્રાતઃકાલ થતાંજ તે તુરત સેનાપતિ તથા મંત્રી કુળચંદ્રને પોતાની સાથે લઇ કોટ ઉપર ગયો. ધારાનગરીની ચોતરફ ગુજરાતનું અને કાશીનું સૈન્ય પથરાઇ ગયું હતું. ભોજ આ વિશાળ સૈન્યસમૂહને જોઇ ચિંતામગ્ન થયો. તેણે જયની આશા મૂકી દીધી. આવડા મોટા સૈન્યની સરખામણીમાં પોતાનું સૈન્ય કાંઇ હિસાબમાં નથી, એમ તેને જણાયું. અતિશય ભોગવિલાસમાં મગ્ન રહેવાથી તે ક્ષત્રીયધર્મને વિસરી ગયો હતો. તે શૂરવીર હતો, પણ તેની શૂરવીરતા મંદ પડી ગઇ હતી. તેણે પોતાના સૈન્યને શત્રુસૈન્ય ઉપર બાણનો એકસરખો વરસાદ વરસાવવાનો હુકમ કર્યો, તે પણ શત્રુસૈન્યને તેની કાંઇ અસર થયેલી નહિ જોતાં, તે નિરાશ થઇ ગયો. સેનાપતિને ત્યાં રોકાવાનું કહી ભોજ કુળચંદ્રને લઇ રાજમહેલે આવ્યો. પરાજય, ચિંતા, નિરાશા વગેરે અનેકવિધ વિચારોથી તેનું મગજ ભ્રમિત થઇ ગયું હતું. તેણે સેવકો પાસે પોતાનો સુવાનો પલંગ મંગાવ્યો અને તુરતજ તે તેમાં પડ્યો. કુળચંદ્રે ભોજની વિચિત્ર પ્રકારની સ્થિતિ જોઇ તેનું શરીર તપાસ્યું, તો તેના શરીરે કાળજ્વર પ્રગટ થયેલો જણાયો. ખરેખર આ સમયે ભોજ વિષમ કાળજ્વરથી પીડાતો હતો. કુળચંદ્રે ધનપાળ, કાળીદાસ વિગેરે પંડિતોને અને રાજવૈદ્યને બોલાવી લાવવા સેવકોને દોડાવ્યા થોડા સમયમાં સર્વે આવી પહોંચ્યા અને રાજાની ભયંકર સ્થિતિ જોઇ આશ્ચર્ય પામ્યા. ભોજનો કુમાર ઉદયાદિત્ય પણ આવી પહોંચ્યો. તેણે રાજવૈદ્યને પોતાના પિતાની તબીઅતના ખબર પૂછ્યા. રાજવૈદ્ય તેને ખાનગીમાં સ્થિતિ ભયંકર

છે, એમ કહ્યું. રાજવૈદ્યે અનેક ઉપચારો કરવા માંડ્યા, પણ જ્વરનું જોર નરમ પડતું નહોતું. કેટલોક સમય એમને એમ પસાર થઈ ગયો, પણ ભોજની સ્થિતિમાં કાંઈ ફેરફાર થયો નહિ. રાજવૈદ્ય ભોજની નાડી પોતાના હાથમાં રાખી પલંગ ઉપરજ બેઠો હતો અને વિચારવમળમાં ગોથાં ખાતો હતો, એટલામાં ભોજ એકદમ પલંગમાં સુતો હતો તે બેઠો થઈ ગયો. તેણે ઉતાવળા અવાજે કહ્યું "મ્હારું આયુષ્ય હવે થોડુંજ બાકી રહ્યું છે, માટે મને અત્યારે પુણ્યદાન કરી લેવા દો. કુળચંદ્ર મંત્રી, હું લખાવું એ પ્રમાણે એક નોંધ કરો અને તે પ્રમાણે દાન આપવાની સત્વર વ્યવસ્થા કરો."

ઉપર પ્રમાણે કહી તેણે દાન આપવાની નોંધ કરાવી. કુળચંદ્રે તે પ્રમાણે દાન આપવાની તુરતજ ગોઠવણ કરી વાળી. ભોજે દીલગીરી ભરેલા અવાજે ફરીથી નીચે પ્રમાણે બોલવાનું શરૂ કર્યું —

"कसु करूरे पुत्रकलत्र धिक्सु करूरे करवण वाडी,
एकला आइया एकला जाइषो हाथ पग बे झाडी"

એટલા શબ્દો ઉચ્ચારી તેણે ઉદયાદિત્ય તરફ જોઈને કહ્યું "ઉદયાદિત્ય ! આ યુદ્ધનું શું પરિણામ આવશે, તે હું જાણતો નથી, પરંતુ મ્હારું મન મને કહ્યા કરે છે કે આપણો જય થવાનો નથી. જય થાઓ કે પરાજય થાઓ, તેની મને હવે દરકાર નથી, પણ તું મ્હારી પછવાડે રાજ્યવ્યવસ્થા બરાબર રાખજે અને મ્હારા પંડિતો અને મંત્રીઓની સલાહ પ્રમાણે રાજ્ય વિસ્તાર ચલાવજે. હવે મ્હારો અંતકાળ નજીક આવ્યો છે, માટે હું ભગવાન મહાકાળેશ્વરનું સ્મરણ કરતો સુઈ જાઉં છું. હું મ્હારી સાથે કાંઈ લઈ જતો નથી, એવું બતાવવાને સ્મશાનમાં લઈ જતાં મ્હારા બે હાથ ઉઘાડા રખાવજે. જય શ્રી મહાકાળેશ્વર." એમ કહેતાં ભોજ પલંગમાં બેઠો હતો તે સુઈ ગયો અને સુતાં વેંતજ તેના પ્રાણ પરલોકમાં પ્રયાણ કરી ગયા. ઉદયાદિત્ય, કુળચંદ્ર, પંડિતો અને અનુચરો ભોજના સ્વર્ગગમનથી ઉદાસ થઈ ગયા અને તેમની આંખમાંથી અશ્રુધારાઓ વહન થવા લાગી. રણીવાસમાં ખબર પડતાં ત્યાં રડારોળ ચાલી રહી. આખી નગરીમાં હાહાકાર વ્યાપી ગયો. સર્વ પ્રસંગની તૈયારી કરી ભોજના મૃતદેહને સ્મશાનમાં લઈ ગયા અને ત્યાં અંત્યેષ્ટી ક્રિયા કરી સર્વ પાછા આવ્યા. સૈનિકોને ભોજના મૃત્યુની ખબર પડતાં તેઓ નિરાશ થઈ ગયા અને તેઓએ યુદ્ધ કરવાનું બંધ કરી દીધું. સાયંકાળનો સમય થઈ ગયો હતો. પ્રકૃતિ પણ જાણે ભોજના મૃત્યુથી દીલગીર બની હોય તેમ દશેદિશા શ્યામ પડદાથી વિશ્વને ઢાંકવાની તૈયારી કરતી હતી. આકાશમાં તેના ધણીના અકાળ મૃત્યુથી રાણીના અંતરમાં તેજદિન અને ભયાન-

જણાતી હતી. આવી રીતે અત્યંત શોકમાં રાણીઓએ, મંત્રીઓએ, પંડિતોએ અને સૈનિકોએ રાત્રી પસાર કરી. પ્રાતઃકાલ થતાં સૈનિકોને યુદ્ધ શરૂ કરવાનો હુકમ સેનાપતિએ આપ્યો, પણ નિરાશ થયેલા સૈનિકો યુદ્ધ કરવાને ખુશી નહોતા. માળવાના સૈનિકોની કાંઈ હીલચાલ નહિ જોવાથી ભીમદેવને આશ્ચર્ય થયું અને તેણે તે સંબંધમાં તપાસ કરવા પોતાના ગુપ્ત દૂતોને રવાના કર્યા. આ વખત દરમ્યાન કાશીનરેશ કર્ણને ભોજરાજાના મૃત્યુના ખબર પોતાના દૂત મારફત મળી ગયા હતા; તેથી તે પોતાના સૈન્યને લઇ એકદમ ધારાનગરીના મુખ્ય દરવાજે ધસી આવ્યો. સૈનિકોએ દરવાજો બળપૂર્વક તોડી નાંખ્યો અને તેઓ એકસામટાં અંદર દોડી ગયા. કાશીનો સેનાપતિ એકદમ રાજમહેલમાં ગયો. તેણે રાજભંડાર પોતાના કબજામાં કરી લીધો ઉદયાદિત્ય, કુળચંદ્ર વિગેરે જે સામા થયા, તેમને જીવતાં તેણે પકડી લીધા અને કેદ કરી ત્યા એક સ્થળે સખત ચોકીપહેરામાં રાખ્યા. માળવાના સૈનિકો 'ધણી વિના ઢોર સુના' એ ન્યાયે કાશીના સેનાપતિના શરણે આવ્યા. ગુજરાતી સૈન્ય તો હજુ કોટ બહાર જ હતું. ભીમદેવ કે તેના મંત્રીઓને આ સંબંધમાં કશી ખબર પડી નહોતી. તેઓ એકત્ર મળી વિચાર કરતા હતા એટલામાં દામોદર આવી પહોંચ્યો. તેણે ભોજના મૃત્યુ સબંધીના અને કાશીના સૈન્યે ધારાનગરીના રાજમહેલ તથા રાજભંડારનો કબજો લીધાના સર્વ ખબર ભીમદેવને કહી સંભળાવ્યા. ભીમદેવ એ વાત સાંભળી આશ્ચર્ય પામ્યો તેણે ગુસ્સે થઇને કહ્યુ "પણ આપણી સાથે કાશીનરેશને કોલકરાર થયા છે, તેનું શું થયું ? લુંટનો ભાગ આપવા તે ઇચ્છે છે કે નહિ ?"

"મહારાજ, તેનું વર્ત્તન મને શંકાયુક્ત લાગે છે." વિમલે કહ્યું.

"કાશીનરેશ અત્યારે ક્યાં છે ?" ભીમદેવે કહ્યું.

"તે પોતાની છાવણીના તંબુમાં છે અને તેનું સૈન્ય ધારાનગરીમાં લુંટ ચલાવે છે." દામોદરે કહ્યું.

"અવસર સારો છે, આપણા સુનંદા ઘોડેસ્વારોને લઇ એકદમ કાશીનરેશના તંબુને ઘેરી લો અને લુટનો અર્ધો ભાગ તેની પાસે કબુલ કરાવો. જરૂર જણાય તો મને ખબર આપજો એટલે બીજા સૈન્ય સહિત હું આવી પહોંચીશ." ભીમદેવે દામોદરને આજ્ઞા કરી.

દામોદર તુરત કેટલુંક ઘોડેસ્વાર સૈન્ય લઇને કાશીનરેશની છાવણી તરફ ગયો. કાશીનું સૈન્ય ધારાનગરીમાં લુટ ચલાવતું હતું. તંબુની આસપાસ થોડાક અંગરક્ષકો હતા, દામોદરે તુરતજ તંબુની ફરતા ઘોડેસ્વારો ગોઠવી દીધા અને ત્યારપછી તે તંબુમાં દાખલ થયો. કર્ણરાજા દામોદરને સૈન્ય સહિત આવેલો જોઈ બોલી ઉઠયો "આ સૈન્ય કોનુ છે ? મ્હારા તંબુની આસપાસ તેને શા માટે ગોઠવ્યું છે ?"

દામોદરે શાંતિથી કહ્યુ "ધારાનગરીનો કબજો આપે એકલાએ લઇ લીધો, એનુ શુ કારણ? અમારી સાથે થયેલા કોલકરારો મુજબ અમને અરધો ભાગ આપવાનુ કબુલ કરો, નહિ તો આપને અત્યારેજ કેદ કરી અમારા મહારાજા સન્મુખ લઇ જવા પડશે "

કર્ણરાજા વખત વરતી ગયો તેણે હસીને કહ્યુ "મ્હારી ક્યા ના છે? મહારાજા ભીમદેવ જેમ કહે તેમ કરવાને હું તૈયાર છુ ચાલો હુજ તમારા મહારાજાની છાવણીમા આવુ છુ" એમ કહી તે ઉઠયો અને પોતાના અંગરક્ષકોને લઇ તે દામોદર સાથે ભીમદેવ પાસે આવી પહોચ્યો. ભીમદેવે તેનો સારી રીતે સત્કાર કર્યો આ સમયે વિમલ કેટલુંક સૈન્ય લઇને બીજા દરવાજેથી ધારાનગરીમા પેઠો તેણે કાશીરાજના જે સૈનિકો નિર્દોષ પ્રજાજનોને લુટતા અને મારફાડ કરતા હતા, તેમને એકદમ અટકાવી દીધા રાજમહેલે જઇ તેણે ભોજના મત્રીઓને અને પડિતોને છુટા કર્યા અને તેમને તથા ઉદયાદિત્યને ભીમદેવ પાસે મોકલી દીધા ધારાનગરીમા પુન શાતિ સ્થાપી. તથા રાજમહેલ અને રાજભડાર ઉપર પોતાના કેટલાક સૈનિકોનો પહેરો મુકી તે તથા કાશીનો સેનાપતિ ભીમદેવ પાસે આવ્યા ભીમદેવ અને કર્ણ હજુ વહેચણી વિષે વાદવિવાદ કરતા હતા. છેવટે કર્ણે અરધો ભાગ આપવાનુ કબુલ કરતા તેઓની તકરારનો અંત આવી ગયો અને રાજાઓ પરસ્પર અનેક પ્રકારની વાર્તાઓ કરતા આનદથી બેઠા હતા, ત્યા વિમલ ઉદયાદિત્ય તથા ભોજના મત્રીઓને લઇને આવી પહોચ્યો ભીમદેવે અને કર્ણે તેમનો યોગ્યસત્કાર કર્યો અને યોગ્ય આસનો ઉપર બેસાર્યા ઉદયાદિત્ય પ્રત્યે જોઇને ભીમદેવે કહ્યુ "તમે જરા પણ ગભરાશો નહિ અમે તમારુ રાજ્ય લઇ લેવા માગતા નથી, માત્ર રાજા ભોજ અમારી સાથે વેર રાખતા હતા, તેનો બદલો અમારે લેવો હતો, તે લેવાઈ ગયો છે રાજભડારમાથી જે નાણુ અમોએ કબજે કર્યુ છે, તે તમને પાછુ મળશે નહિ, તે સિવાય બીજી કશી સરત તમારી સાથે કરવાની નથી"

"અને ગુજરાતના રાજાધિરાજનુ સર્વોપરીપણુ તમારે કબુલ કરવાનુ છે" વિમલે કહ્યુ ઉદયાદિત્ય કાંઇ બોલ્યો નહિ એટલે કુળચદ્રે ઉત્તર આપ્યો "અમારે તે કબુલ છે "

"ઠીક ત્યારે હવે સર્વે જાઓ અને તમારી નગરીનો કબજો સભાળી લો" એમ કહી ભીમદેવે વિમલને પોતાનુ સૈન્ય જે ધારાનગરીમા હોય તો પાછુ બોલાવી લેવાની આજ્ઞા કરી એટલામા લુટનો અર્ધ ભાગ આવી જતા કર્ણરાજ ભીમદેવની રજા લઇને પોતાની છાવણીમા ગયો બન્ને રાજાઓ એકાદ બે દિવસ સૈન્યને આરામ આપી પોતપોતાના દેશ તરફ રવાના થયા

—✻◎◎◎✻—

# પ્રકરણ ૨૭ મું.

## સ્વીકાર.

પાટણના રાજમહાલયના સુન્દર વિશાળ ભાગમાં આવેલા એક લતામંડપમાં ચિંતામણી ઉદાસવૃત્તિથી અવ્યવસ્થિતપણે બેઠેલી હતી. તેના અલૌકિક સૌંદર્યનું વારવાર વર્ણન આળેખતા પિષ્ટપેષણનો અમને ભય રહે છે; પરંતુ એવો કોઇ યોગી કે સંસારી બતાવશો કે જે સૌંદર્યનો ઉપાસક ન હોય:? એવો કોઈ ભક્ત કે સાધક બતાવશો કે જેણે પોતાની પ્રેમપ્રતિમાનું પુનઃ પુનઃસ્તવન કરી પિષ્ટપેષણ ન કર્યું હોય ? અનંતસુંદર એવા પરમાત્માનું એક કિરણ જે સૌંદર્યપ્રતિમામાં સંક્રાંત થયું હોય તેનું પુનઃ પુનઃ વર્ણન કરવું એ શું પાપ છે ? અને કદાચ પાપ હોય તો પણ શું એ ઇચ્છાકૃત પાપ છે ? વસંતઋતુમાં ખીલેલા આમ્રકાનનમાં કોકીલા એક ખુણામાં લપાઇ રહી જે વસંતગીત પંચમસુરથી પુનઃ પુનઃ ગાયા કરે છે તે શું કોઇના આદેશથી કે યશોલિપ્સાથી તેમ કરે છે ? નહીં. ગાયા વિના રહી શકાતુંજ નથી, આત્માની રસિકતાને અંકુશમાં રાખી શકાતીજ નથી એટલા માટેજ તેને તેમ કરવું પડે છે. અમે પણ જે ચિંતામણીના સૌંદર્યસ્તવનમાં પુનઃ પુનઃ પ્રવૃત્ત થતા હોઇએ તો તેનો હેતુ પણ ઉપર કહ્યો તેજ છે.

આપણે જાણીએ છીએ તે પ્રમાણે ચિંતામણીની ઉમર વીસ વર્ષની હતી. તેના શરીરનો યાવનરૂપી બાગ સંપૂર્ણતાથી ખીલી નીકળ્યો હતો. તેના પ્રત્યેક અવયવો આકર્ષક અને ઘાટીલાં બન્યા હતાં. જેવી તે શરીરે સુંદરી હતી, તેવુંજ તેનું ચારિત્ર પણ વિશુદ્ધ હતું, તે આપણે જાણીએ છીએ. અમને અત્ર એક વાત સ્પષ્ટ કરવાની અગત્ય જણાય છે કે સ્ત્રીઓના સૌંદર્યની ખરી ખુબી, તેમના બાહ્ય સૌંદર્યમાં નથી, પણ તેમના આંતર સદ્ગુણોમાં અને તેમના વિશુદ્ધ ચારિત્રમાં રહેલી છે. ચિંતામણી સ્ત્રીજાતિમા એક રત્ન સમાન હતી. તેના આંતર સદ્ગુણો બહુ ઉચા પ્રકારના હતા. તેનો કંઠ પણ કર્ણપ્રિય અને મધુર હતો. ચિંતામણી જ્યારે પ્રથમ ગુણિકાના ઘેર હતી, ત્યારે તેણે સંગીતનો અભ્યાસ કરેલો હતો, એટલે તે ગાયનકળામાં ઘણીજ ચાલાક બની હતી જ્યારે તે એકલી પડતી, ત્યારે ઉદાસ મનને આનંદિત કરવાને એકાદુ ગીત ગાતી હતી, તેના મધુર આલાપથી સાંભળનારને એટલો બધો આનંદ થતો હતો કે તેઓ જો તે વખતે પોતાની પાસે હોય, તો આતે કોઇ સ્વર્ગલોકની દેવી છે કે કિન્નરી છે, એવો વિચાર તેઓના મનમા ઉદ્ભવ્યા વિના રહે નહિ.

જે સમયની ઘટના વિષે અમે અત્ર ઉલ્લેખ કરીએ છીએ, તે સમયે ચિન્તામણીના હૃદયમા અનેક પ્રકારના વિચારો પાણીના પરપોટાની જેમ ઉત્પન્ન થઇ વિલીન થઇ જતા હતા રાજમહેલમા આવ્યા પછી તેના હૃદયમા એક નવો મનોવિકાર જન્મ પામ્યો હતો તેના હૃદયમા જે મનોવિકાર ઉત્પન્ન થયો હતો, તેને કોઇ રાગ કહે, કોઇ સ્નેહ કહે, કોઇ મોહ કહે, કોઇ પ્રીતિ કહે અને કોઇ પ્રેમ નામ આપે, તો તે શબ્દો સામે અમને વાંધો નથી પરન્તુ જ્યારથી તેણીના હૃદયમા એ મનોવિકારે સ્થાન લીધુ છે, ત્યારથી તેના સ્વભાવમા તેના બાહ્ય દેખાવમા અને તેની રીતમા અજાયબ જેવુ પરિવર્તન થયુ છે તેનુ મન રાત્રી દિવસ મનોવિકારને પોષવા અને અનેક પ્રકારની કલ્પનાઓ બાંધવામા મશગુલ રહેતુ હતુ તેના શરીરના પ્રત્યેક અવયવમા એ વિકારનુ દર્શન થતુ હતુ તેનો એ વિકાર શુદ્ધ હતો અને તેથીજ તેણે પોતાનુ તન મન એક લાયક પુરૂષને સોંપવાનો નિશ્ચય કર્યો હતો ચિન્તામણી એક ક્ષત્રિય બાળા હતી તે ઉચ્ચ સસ્કારી હતી અને ખરૂ ખોટુ પારખવાની તેનામા શક્તિ હતી, તેથી તેણે પોતાને દુઃખમાથી મુક્ત કરાવનાર ગુજરાતના રાજાધિરાજને પોતાની પ્રીતિનુ પાત્ર બનાવવાનો નિશ્ચય કર્યો હતો જો કે તેનો આ નિશ્ચય સફળ થશે કે નહિ, એ માટે તેના મનમા શકા હતી, તો પણ તેણે પોતાના એ નિશ્ચયને—મનોવિકારને હૃદયમા સ્થાન આપ્યુ હતુ અને તેને પોષીને વધારે દૃઢ કર્યો હતો કોઇ વખતે આ મનોવિકાર શુદ્ધ હોય છે અને કોઇ વખતે તે અશુદ્ધ હોય છે શુદ્ધ મનોવિકારને પ્રેમ કહેવામા આવે છે તે ગમે તેવા વિપરિત સયોગોમા પણ એકજ સ્થિતિમા રહે છે અશુદ્ધ મનોવિકારને મોહ કહેવામા આવે છે તે ક્ષણસ્થાયી અને કૃત્રીમ હોય છે, તથા કાંઇક વિપરિત પ્રસગ બનતા તેનો નાશ થાય છે પ્રેમ એક સદ્ગુણ છે, જ્યારે મોહ એ એક દુર્ગુણ છે પ્રેમથી મનુષ્ય ઉન્નત અને છેવટે સુખી બને છે જ્યારે મોહથી તે અવનત અને છેવટે દુઃખી થાય છે ચિન્તામણીના હૃદયમા શુદ્ધ મનોવિકાર—પ્રેમ ઉદ્ભવ્યો હતો પોતાના શરીર અને મન ઉભયના સ્વામી તરીકે તેણે ભીમદેવને પસદ કર્યો હતો ભીમદેવને પોતાનુ સર્વસ્વ અર્પણ કરવા તે તૈયાર થઇ રહી હતી, પરતુ ભીમદેવ એ વાતનો સ્વીકાર કરશે કે કેમ, એ વિચારચિતાથી તેનુ શરીર કૃશ થતુ જતુ હતુ જો કે તેનુ શરીર કૃશ થવા લાગ્યુ હતુ, પણ તેનુ સૌંદર્ય તો દિનપ્રતિદિન વિશેષ આકર્ષક થતુ હતુ ચિંતાગ્રસ્ત બનેલુ તેનુ મુખ અને વિચારશીલ બનેલી તેની આખોના સૌંદર્યમા ઓર વૃદ્ધિ થઇ હતી તે એકજ વિચારથી ચિતામા બળી મરતી હતી અને તે એ કે “ભીમદેવ જેવા મહાન્ રાજાને તેના જેવી એક સામાન્ય ક્ષત્રિકુળની અને નિરાધાર બાળાની શી દરકાર હોય?” આ એકજ વિચાર તે ખાતા, પીતા, સુતા, ઉઠતા બેસતા સર્વ સ્થિતિમા તેના મગજને ખળભળાવી રહ્યો હતો. ચિંતામણીના હૃદય

મંદિરમાં ઉદ્‌ભવેલો પ્રેમ એટલો જોરાવર હતો કે જો ભીમદેવ પોતાનો અસ્વીકાર કરે, તો પછી આ દુઃખી જીવનનો અંત આણવાનો પણ તેણે નિશ્ચય કરી રાખ્યો હતો. પોતાને આશ્રય આપવાથી ભીમદેવને રાણી ઉદયમતિ સાથે અણબનાવ થયો હતો, એ વાત કર્ણપરંપરાએ તેના જાણવામાં આવી હતી ઉદયમતિના અતિ ક્રોધી અને માની સ્વભાવને તે જાણી શકી હતી અને તેથી તે રાણીથી ડરતી હતી; પરંતુ જ્યારથી તેના હૃદયમા ભીમદેવના માટે પ્રેમ ઉત્પન્ન થયો, ત્યારથી તેણે અન્ય સર્વ ચિંતાઓને તિલાંજલિ આપી હતી. તે માત્ર પોતાના ઇષ્ટ વિચારોમાંજ મગ્ન રહેતી હતી.

આજે મધ્યાન્હ કાળથી ચિંતામણી લતામંડપમાં આવીને બેઠી હતી. સંતપ્ત થયેલાં મનને અને તનને વૃક્ષો અને પુષ્પોની સુવાસથી અને ઠંડકથી શાંત અને શીતળ કરવાના હેતુથી તે અહીં આવી હતી; પરંતુ પુષ્પોની મધુર સુગંધથી અને વૃક્ષો ઉપર બેઠેલાં પક્ષીઓની પ્રેમલીલા જોવાથી તેનું મન વધારે વ્યાકુળ બન્યું. તેનું સમસ્ત અંગ મનોવિકારથી વ્યાપેલું હતું, તેની પ્રત્યેક નાડીમાં લોહી જોસથી વહેતું હતું, તેની બન્ને આંખો વિકારી ભાવનાથી લાલ થઇ ગઇ હતી અને તેમાંથી કોઇ કોઇ સમયે એકાદ બે અશ્રુરૂપ મુક્તાફળો અચાનક નીકળી પડતાં હતાં. ભીમદેવને મળવાને, તેને પ્રિયતમ કહી બોલાવવાને, તેને પોતાનું સર્વસ્વ અર્પણ કરવાને અને તેના ચરણની સેવા કરવાને ચિંતામણીનુ હૃદય, તેનું મન, તેનું સમસ્ત શરીર અને તેનો આત્મા વિગેરે અત્યંત આતુર બની રહ્યાં હતાં; પરંતુ તેની એ આતુરતા ક્યારે શમે—શી રીતે શાંત થાય ? આ વખતે તેનું ભુવનમોહન સૌંદર્ય વિશેષ દર્શનીય બન્યું હતું; પરંતુ એ વિષે વારંવાર વિવેચનો કરી અમે અમારા વાચકોના ચચળ ચિત્તને ચલાયમાન કરવા ઇચ્છતા નથી. ચિન્તામણી આ સ્થિતિમાં કેટલોય વખત બેસી રહેત, તે અમે કહી શકતા નથી. પણ તેનાં મગજમાં કાંઇ વિચાર આવતાં તે ઉભી થઇ ગઇ અને લતામંડપમાં આમ તેમ ફરવા લાગી. પક્ષીઓની પ્રેમલીલા જોઇ તે નિઃશ્વાસ મૂકતી હતી, મયૂર—મયૂરીની કળા જોઇ તે ઉદાસ થતી હતી, લતાઓ વૃક્ષોને સ્ત્રીઓની પેઠે આલિંગન કરેલી હતી તે જોઈને તે વિવશ બની હતી, શીતળ અને મધુર પવનના સ્પર્શથી તે આકુળ વ્યાકુળ થઇ રહી હતી. ટુંકામાં કહીએ તો પ્રાકૃતિક સર્વ સાધનોથી તેને સુખને બદલે દુઃખ ઉત્પન થતું હતું.

થોડીવાર પછી તેના હૃદયમાં અન્ય વિચાર ઉદ્‌ભવતાં તે લતામંડપમાંથી બહાર નીકળી. અચાનક તેની દ્રષ્ટિ પાસેના એક વૃક્ષની ઓથે ઉભેલા ભીમદેવ ઉપર પડી. રાજ્યકાર્યથી પરવારી ભીમદેવ પોતાના મનને આનંદ પમાડવાના હેતુથી બાગમાં આવ્યો હતો. કેટલોક સમય બાગમાં આમ તેમ ફરી છેવટે લતામંડપમાં આરામ લેવાના વિચારથી તે આ તરફ આવ્યો. ત્યાં સહેજ દૂરથી લતા-

મંડપમા ચિંતામણીને બેઠેલી જોઇ તે ગુપ્ત રીતે બીજી બાજુથી નજીક આવ્યો અને વૃક્ષની ઓથે ચિંતામણીની સર્વ હીલચાલ જોઇ શકાય, એવી રીતે ઉભો રહ્યો પ્રથમ ચિન્તામણીના અવર્ણનીય રૂપે તેના મન ઉપર અસર કરી હતી, પરંતુ ચિન્તામણીનો મેળાપ થયા પછી તુરતજ તેને યુદ્ધના કાર્યમા રોકાઇ રહેવુ પડ્યુ તેથી તેને જોવાનો તથા તેની સાથે વાતચિત કરવાનો પ્રસગ મળ્યો નહોતો ભીમદેવ અન્ય વિષયોમા મશગુલ રહેવાથી તે તેને કેટલેક અંશે વીસરી ગયો હતો, પણ આજ આવી રીતે અચાનક તેને જોતા તેની મનોવૃત્તિ સતેજ થઇ આ વખતે તેનુ સૌંદર્ય જોઇ તે આશ્ચર્ય પામ્યો, તેના પ્રત્યે તેને અાત્મબુદ્ધિ ઉત્પન્ન થઇ પોતાની પ્રિય રાણીના સ્મરણથી તેનુ હૃદય ખીન્ન થતા તે અન્ય પ્રીતિપાત્રની શોધમા તત્પર બન્યો હતો પરંતુ યુદ્ધમા સતત રોકાવાથી તેની એ તત્પરતાને અત્યારસુધી અવકાશ મળ્યો નહોતો અત્યારે ચિંતામણીને જોતા તેના હૃદયમા ખળભળાટ થયો અને તેણે પોતે પોતાના મનમા પ્રથમ કરી રાખેલા નિશ્ચયને દૃઢ કર્યો ભીમદેવ થોડો સમય ગુપ્ત રીતે ચિંતામણીના સૌંદર્યને જોતો ઉભો રહ્યો હતો, પણ ચિંતામણી લતામંડપ માથી ફરતી ફરતી બહાર આવતા તેની દ્રષ્ટિ ભીમદેવ પર પડી ચિંતામણીએ તુરત જ પોતાની દ્રષ્ટિ શરમથી પાછી ખેંચી લીધી, પરંતુ એ થોડા સમયના દૃષ્ટિપાતે ભીમદેવના હૃદય ઉપર વિજળી-અસર કરી ચિન્તામણીની પ્રીતિથી મૃદુ બનેલી દ્રષ્ટિએ ભીમદેવના મન ઉપર ઇચ્છિત અસર કરી ભીમદેવ તુરતજ સમજી ગયો કે ચિંતામણી પોતાને ચાહે છે તે એ વિચારથી ખુશી થયો, અને તુરતજ તે તેની પાસે ગયો ચિંતામણી ભીમદેવને પોતાની પાસે આવેલો જોઇ અત્યંત શરમાઇ ગઇ અને શરમથી તેના મુખ ઉપર રતાશ ચડી આવી ભીમદેવ ચિંતામણીનુ અપૂર્વ સૌંદર્ય જોઇ અત્યંત ખુશી થયો અને તેણે આવી નિરૂપમા ક્ષત્રિય બાળાને પોતાની રાણી બનાવવાનો તુરતજ નિશ્ચય કરી લીધો ભીમદેવે મીઠા મૃદુ અવાજે કહ્યુ ' ચિન્તામણી."

ચિન્તામણી, એ મધુર શબ્દો સાભળી આનંદમા ગરકાવ બની ગઇ આનંદના અતિરેકથી તેણે તેનો કશો ઉત્તર આપ્યો નહિ તે તો પૂર્વની જેમ ચિત્રવત સ્થિતિમા ઉભીજ રહી

ભીમદેવે ફરીથી પ્રીતિયુક્ત સ્વરે કહ્યુ "ચિન્તામણી કેમ ઉત્તર આપતી નથી ? શા માટે શરમાય છે ?"

ભીમદેવના મુખમાથી પોતાનુ નામ વારંવાર નીકળતુ સાભળી તે કેવળ શરમાઇ ગઇ હતી તે બોલવાને અને પોતાના મનની વાત કહેવાને આતુર હતી, પણ તેનાથી કંઇ બોલાતુ નહોતુ તેની જીભ જાણે કોઇએ બાંધી લીધી ન હોય ?

"ચિન્તામણી." ભીમદેવ મધુરા સ્વરથી એટલા શબ્દો ઉચ્ચારી જરા અચકાઇને આગળ ચલાવ્યું. "તું શા માટે મ્હારાથી શરમાય છે? મ્હારા સામે તો જો. મ્હારે તને એક વાત પૂછવી છે. એક વિષયમાં મ્હારે તારો અભિપ્રાય જોઇએ છીએ."

આ વખતે ચિન્તામણીએ પોતાની દ્રષ્ટિ ઉંચી કરી અને ભીમદેવ પ્રત્યે જોયું. તેની બન્ને આંખોમાં શુદ્ધ પ્રેમ ભરેલો ભીમદેવના જોવામાં આવ્યો. ભીમદેવે તેના પ્રત્યે એકદ્રષ્ટિએ જોતાં કહ્યું, "તું મ્હારી વાત સમજીને? એક વિષયમાં મ્હારે ત્હારા અભિપ્રાયની આવશ્યકતા છે."

ચિન્તામણીએ પોતાના વિણાના જેવા મધુર સ્વરથી કહ્યું. "હા મહારાજ, હું આપની વાતને સમજી છું; પરંતુ આપને મ્હારા અભિપ્રાયની શી આવશ્યકતા છે? જેવો આપનો વિચાર તેવોજ મ્હારો અભિપ્રાય."

"પણ જે વાત હું તને કહેવાનો છું, તેમાં મ્હારા કરતાં ત્હારૂં હિત વિશેષ સમાયેલું છે અને એ કારણથીજ મને ત્હારા અભિપ્રાયની-ત્હારી ઇચ્છાની અગત્ય છે." ભીમદેવે કહ્યું.

"મહારાજ! મ્હારા હિતની વાતમાં આપ મ્હારી ઇચ્છા જાણવા આતુર છો; પરંતુ મ્હારી ઇચ્છા આપની ઇચ્છાથી જૂદી નથી. આપ જેમ કહેશો તેમ વર્તવાને હું તૈયાર છું." ચિન્તામણીએ કહ્યું.

"તું ગમે તેમ કહે, પણ મ્હારે ત્હારો અભિપ્રાય જાણવો છે. અર્ધો કલાક સુધી પેલા વૃક્ષ પાસે ઉભા રહીને મેં ત્હારી સ્થિતિનું અવલોકન કર્યું છે અને તે ઉપરથી હું અનુમાન કરૂં છું કે, ત્હારા હ્રદયમાં પ્રેમભાવ ઉત્પન્ન થયો છે. મને સ્પષ્ટ કહી દે કે તું કોને-ક્યા ભાગ્યશાલી પુરૂષને ચાહે છે? જેને તું ચાહતી હશે, તેની સાથે ત્હારો જીવન સંબંધ યોજી આપી હું તને સુખી કરીશ." ભીમદેવે કહ્યું.

ચિન્તામણીએ અવનત મુખે કહ્યું-'મહારાજ, આવું અવળું બીજું કાંઇ હું જાણતી નથી. હુ તો આપ કહો તેમ કરવાને તૈયાર છું."

"જ્યારે તુ બધો ભાર મ્હારા ઉપર મૂકે છે, ત્યારે મ્હારા અંતરની વાત હું તને કહું છું. ત્હારૂં અનુપમ સૌંદર્ય અને વિશેષ કરીને તો ત્હારૂં નિર્મળ ચારિત્ર્ય જોઇને, જે દિવસે તુ અહીં રાજમહાલયમાં આવી તે દિવસથીજ મ્હારા હ્રદયમાં ત્હારા માટે ઉચ્ચ ભાવના ઉત્પન્ન થઇ હતી અને તે દિવસથીજ ત્હારા જેવા સ્ત્રીરત્નને યોગ્યસ્થાને રાખવા માટે મે તને મ્હારી રાણી બનાવવાનો નિશ્ચય કર્યો હતો. પરંતુ ત્યારપછી તુરતજ મ્હારે ઉપરાછાપરી યુદ્ધમાં રોકાવાનું થતાં હુ તને કેવળ વીસરી ગયો હતો, આજે રાજ્યકાર્યથી પરવારી હું

બાગમા ફરવાને માટે આવી ચઢ્યો અને તને લતામંડપમા જોતા મ્હારી પૂર્વની લાગણી પાછી સતેજ થઇ મ્હારા જરાપણ ભય રાખ્યા સિવાય, મ્હારી ઇચ્છાને ત્હારી પ્રેચ્છા અનુકૂળ છે કે નહિ ? તથા તુ મ્હારી રાણી થવાને ખુશી છે કે નહિ, તે સ્પષ્ટતાથી કહી દે " ભીમદેવે પોતાના અતરની વાત કહી મળાવતા તેની ઇચ્છા શુ છે ને જાણી લેવાને પૂછ્યુ

પોતાને પ્રિય પણ અણધારેલ શબ્દો ભીમદેવના મુખમાથી નીકળતા સાભળી ચિન્તામણીને રોમાચ થયો તેણે આનન્દના અતિરેક સાથે જરા દીલગીરી ભરેલા અવાજથી કહ્યુ ' મહારાજ, આપ મને આપની અર્ધાંગના-રાણી બનાવવાને આતુર છો, તે જોઈ મને એટલો બધો આનન્દ થાય છે કે તેનુ વાણી દ્વારા વર્ણન કરવા જેટલી મ્હારામા શક્તિ નથી મ્હારૂ એવુ સદ્ભાગ્ય ક્યાથી હોય કે હુ આપના અતપુરની દાસી થવાને બદલે ખુદ આપની-ગુજરાતના રાજાધિરાજની રાણી થઇ શકુ ? પરતુ એક વાતનુ સ્પષ્ટીકરણ થવાની અગત્ય છે મે સાભળ્યુ છે કે આપને અને રાણીજીને-આપે મને આશ્રય આપ્યો તે માટે-કલેશ થયો છે, એ વાત શુ સત્ય છે ' "

ભીમદેવે સહજ ઉતાવળથી કહ્યુ ' એ વાતનુ સ્પષ્ટીકરણ કરાવવાની તને શુ અગત્ય છે ? એ વાત સત્ય હોય કે અસત્ય હોય, તે સાથે તને શુ સબધ છે ? "

ચિન્તામણીએ નમ્રતાથી ઉત્તર આપ્યો " મહારાજ, મ્હારો અવિનય થાય તો ક્ષમા કરજો, પણ એ વાતમા સત્ય કેટલુ છે તે મને કૃપા કરીને કહો મને આશ્રય આપવા માત્રથીજ આપને રાણીજી સાથે કલહ થયો હોય, તો મ્હારે અહીં શા માટે રહેવુ જોઇએ ? મને અહીંથી આપ રજા આપો હુ ગમે ત્યા ચાલી જઇશ અને મ્હારા દુ ખી જીવનને ગમે તેવી સ્થિતિમા સપૂર્ણ કરીશ, "

" રાણીજી સાથે મ્હારે અણબનાવ થયો છે તે વાત સત્ય છે, પરતુ તેથી તુ શા માટે ગભરાય છે ? ત્હારા જેવા સ્ત્રીરત્નને રખડતુ મૂકવુ એ કોઇપણ રીતે ઉચિત નથી એમ સમજીને હુ તને મ્હારી અર્ધાંગના બનાવવા તૈયાર થયો છુ પરતુ તે પ્રમાણે કરવાની ત્હારી ઇચ્છા ન હોય તો પછી ત્હારી ઇચ્છા પ્રમાણે વિના વિલબે વ્યવસ્થા કરી તને સુખી બનાવીશ " ભીમદેવે ઉદારતાથી કહ્યુ

" મહારાજ આપ એ શુ કહો છો ? મ્હારા જેવી એક દુ ખી બાળાને દુ ખમાથી બચાવી તેને જીવિત દાન આપ્યુ અને વળી રાણીજીની પણ દરકાર

નહિ કરતાં મ્હારા જેવી ક્ષુદ્ર બાળાને આપ અર્ધાંગના બનાવવા તૈયાર થયા છો, એ મ્હારા પરમ સૌભાગ્યની વાત છે. હું આપની રાણી નહિ પણ દાસી થવાને પણ ખરા હૃદયથી આતુર છું. જ્યારથી આપનું દર્શન મેં કર્યું છે, ત્યારથી મ્હારૂં તન અને મન મેં આપનેજ અર્પણ કર્યું છે. આપ આ શરીરના અને મનના રાજા છો—સ્વામી છો અને એ સ્વામીની આજ્ઞાને મસ્તકે ચડાવવા આ દાસી તૈયાર છે: પણ મહારાજ, મ્હારા લીધે રાણીજીને દુઃખ થાય, એવું અયોગ્ય કાર્ય કરવા આપ શા માટે તૈયાર થયા છો ? " ચિન્તામણીએ કહ્યું.

ભીમદેવે સ્મિત હાસ્ય કરતા કહ્યું. " ચિન્તામણી ! હું જે કાર્ય કરવા તૈયાર થયો છું, તે યોગ્યજ છે. માટે તુ જરા પણ દીલગીર થઇશ નહિ. હું માત્ર ત્હારી ઇચ્છા કેવી છે, તે જાણવા માગતો હતો અને જ્યારે તું મ્હારી ઇચ્છાને આધીન છે—મને ખરા જીગરથી ચાહે છે, તો પછી ત્હારા જેવી અનુપમ લાવણ્યસપન્ન સુંદરીને મ્હારી અર્ધાંગના બનાવુ તેમાં શી હરકત છે ? આજથી—અરે અત્યારથી તું ગુજરાતના રાજાધિરાજની એક અતિ પ્રિય રાણી થઇ ચુકી છો. આપણું લગ્ન જેમ બને તેમ તુરતમાં થઇ જાય, એવી વ્યવસ્થા કરવાની વરધી ગજ્યગુરૂ રવિશર્માને હમણાજ મોકલાવું છુ. ચિન્તામણી, પ્રિયા, મેં ત્હારો સ્વીકાર કર્યો; તેથી તું ખુશી થઇ છો ને ?"

ભીમદેવે છેવટના એ શબ્દો કહીને ચિન્તામણીનો કોમળ કર પકડી તેને પોતાના તરફ ખેચી અને પોતાની પ્રચંડ ભુજામા તેને આશ્રયસ્થાન આપ્યું. ચિન્તામણી પણ " પ્રિયતમ, પ્રભુ ! એનાથી બીજો ખુશાલીનો પ્રસંગ મ્હારા માટે કયો હોઇ શકે ?" એમ કહેતી સુંદરલતાની જેમ ભીમદેવના શરીરને વીંટળાઇ ગઇ. એ ઉભય પ્રેમીઓની પ્રેમલીલા જોવાને અને એ રીતે તેમને શરમાવવાનો આપણને અધિકાર નથી; માટે આપણે ત્યાંથી રજા લઈ અન્ય વિષયમા ગુંથાવા રવાના થઇએ.



# પ્રકરણ ૨૮ મું.

---

## દામોદરની કપટજાળ.

વિમળ અને ધર્મસિંહને દરેક યુદ્ધમાં મળતા જતા વિજયથી તથા તેમની દિન-પ્રતિદિન વધતી જતી કીર્તિથી દામોદરમંત્રી ચિંતામગ્ન રહેતો હતો. તે તેમને ઉતારી પાડવાના અનેક પ્રકારના ઘાટ ઘડવામાં મશગુલ રહેતો હતો, તેણે સામન્તને પોતાના પક્ષમાં આડું અવળું સમજાવી

મેળવ્યો હતો. સામન્તને પણ દામોદરના પક્ષમા ભળવાનો ખાસ હેતુ હતો. દામોદર, મહેશ્વર, રવિશર્મા અને સામન્ત, એ ચારે જણાએ મળીને શ્રાવક મંત્રીઓને ઉતારી પાડવાનો—તેમના હાથમા જઇ પડેલી સત્તાને છીનવી લેવાનો નિશ્ચય કર્યો હતો. વિમળે સિંધમા મેળવેલા વિજયથી તથા માળવરાજ ભોજનો પરાજય કરવાથી તેની કીર્તિ ઘણા દેશોમા પ્રસરી ગઇ હતી. વિમળના નામ માત્રથી અન્ય રાજાઓ ભયથી ધ્રુજતા હતા, એટલુ જ નહિ, પણ તેઓ તેની કૃપા મેળવવાનો પ્રયાસ કરતા હતા, દામોદર જેમ જેમ શ્રાવક મંત્રીઓને ઉતારી પાડવાનો પ્રયત્ન કરતો હતો. તેમ તેમ તેમની વિશેષ ચડતી કળા થતી જતી હતી અને રાજ્યમા તેમનું પ્રાબલ્ય ક્રમે ક્રમે વધતુ જતુ હતુ. દામોદરે પોતાનો હેતુ પાર પાડવાને માટે સામન્તને પોતાના પક્ષમા લીધો હતો. કેમકે તે ભીમદેવનો વિશ્વાસુ અને પ્રીતિપાત્ર સેવક હતો અને વિશેષમા તેની સલાહને પણ ભીમદેવ માન્ય કરતો હતો. રાજાનો વિશ્વાસુ સેવક જો પોતાના પક્ષમા હોય તો કાર્યસિદ્ધિ તુરત થાય, એ માન્યતાથી સામન્તને તેણે વશ કર્યો હતો. ખરૂ ખોટુ શુ છે તે સમજવાની શક્તિ વિનાનો સામન્ત,શ્રાવક મંત્રીઓનો વિરોધી બની દામોદરના પક્ષમા ભળ્યો હતો. સામન્તને દામોદરના પક્ષમા જવાનુ એક કારણ હતુ અને તે એ કે દામોદરની પુત્રી મેનાએ તેના યુદ્ધપ્રિય ચિત્તનુ હરણ કર્યું હતુ. સામન્તના હૃદયમા મેનાના સૌંદર્યે મનોવિકારને જન્મ આપ્યો હતો. પ્રથમનો તટસ્થ વૃત્તિનો સામન્ત હવે શ્રાવકોનો વિરોધી થયો હતો, તે મેનાનો પ્રેમ પ્રાપ્ત કરવાને પ્રયાસ કરતો હતો અને તેના એ પ્રયાસમા ફલિભૂત થવાને માટેજ તે દામોદરના પક્ષમાં ભળ્યો હતો. તેને વખત મળે કે તુરતજ તે દામોદર મહેતાની હવેલીએ આવતો હતો અને હરકોઇ ઉપાયે મેનાને મળવાનો, તેની સાથે વાતચિત કરવાનો અને તેનો પ્રેમ સંપાદન કરવાનો લાગ શોધતો હતો. દામોદરથી સામન્તના હૃદયની આ વાત ગુપ્ત રહી નહિ. તેણે મેનાને અને સામન્તને પરસ્પર રસપૂર્વક વાતો કરતા એક બે પ્રસંગે જોયા હતા. પરંતુ તેણે તેમને મળતા કે વાતો કરતા અટકાવવાનો પ્રયત્ન કર્યો નહોતો. ઉદયમતિની સાથે ભીમદેવને કોઇ કારણથી કલહ થયો હતો, એ દામોદર જાણતો હતો અને તે એમ પણ જાણતો હતો કે પોતાના નિશ્ચયનેજ વળગી રહેનાર ભીમદેવ અવશ્ય બીજી રાણી કરશે. આ વિચારથી તેણે મનમા નિશ્ચય કર્યો હતો કે પોતાની પુત્રી મેનાના સૌંદર્યની અને તેની ચતુરાઇની વાત ભીમદેવના કાને અન્ય માણસ દ્વારાએ ઘાલવી અને ભીમદેવના હૃદયમા એ વાત જો ઠસી જાય તો મેનાને તે અવશ્ય પોતાની રાણી બનાવશે. સામન્તને મેના સાથે છૂટથી વર્તન કરવા દેતો હતો, એનુ કારણ પણ એજ હતુ કે સામન્ત મેનાના સૌંદર્યની અને તેની વિદ્વત્તાની વાત ભીમદેવને કહે અને એ રીતે મેના જો ભીમદેવની રાણી

બની શકે તો પછી રાજ્યમાં પોતાનું પ્રાબલ્ય અવશ્ય વધી જાય તથા શ્રાવક મંત્રીઓને નીચા પાડી શકાય. આ ઘટના બનવી કેવળ અશક્ય હતી: કેમકે મેનાનું રૂપ જોઇ સામન્તજ તેના ઉપર મોહી પડ્યો હતો, એટલે પોતાની પ્રિય વસ્તુની વાત તે ભીમદેવને કહે, એ સંભવિત નહોતું. દામોદર મેનાને ઘણી વાર લક્ષ્મીદેવી પાસે મોકલતો હતો, પણ મેનાના ત્યાં જવા આવવાથી ભીમદેવ ઉપર તેની કાંઇ અસર થઇ હોય, એમ જાણવામાં આવ્યું નહોતું.

સામન્તને એ વાત ખાસ કહેવાના ઉદ્દેશથી દામોદરે તેને આજે પોતાની હવેલીએ બોલાવ્યો હતો. સામન્ત પણ આવા તેડાની વાટજ જોતો હતો. તેથી તે તુરતજ દામોદર મહેતાની હવેલીએ આવી પહોંચ્યો. દામોદર મહેતાના બેઠકના ઓરડામાં તે સીધો ચાલ્યો ગયો: પણ ત્યાં દામોદર મહેતાને નહિં જોતાં બીજા ઓરડામાં હશે. એમ ધારી તે બહાર નીકળ્યો એટલે દામોદર મહેતાની સુકોમળ પુત્રી મેના સામે મળી. મેનાએ સામન્તને જોતાં કહ્યું, સામન્તસિંહ, આ ઓરડામાં જ બેસો. મ્હારા પિતાશ્રી હમણાંજ આવે છે."

"શું તમે મને એ કહેવાને માટે જ આવ્યાં હતાં?" સામન્તે પૂછ્યું.

"હા, પિતાશ્રીએ મને એટલા જ માટે તમારી પાસે મોકલી છે." મેનાએ ઉત્તર આપ્યો.

"મેના!" સામન્તે નમ્રતાપૂર્વક કહ્યું.

"કેમ?" મેનાએ રૂક્ષ ઉત્તર આપ્યો.

"તમે મ્હારી એક વાત સાંભળશો?" સામન્તે પૂછ્યું.

"સાંભળીશ, તમારી યુદ્ધની વાતો સાંભળવાથી મને બહુ આનંદ આવે છે." મેનાએ સરલ સ્વભાવથી ઉત્તર આપ્યો.

"પણ અત્યારે તમને જે વાર્તા કહેવાનો છું, તે યુદ્ધની વાર્તા નથી." સામન્તે કહ્યું.

"આનંદ અને રસ આવે એવી વાત હોય તો હું સાંભળવા તૈયાર છું." પરંતુ અત્યારે વાત સાભળવાનો સમય નથી. હમણાંજ પિતાશ્રી આવી પહોંચશે." મેનાએ કહ્યું.

"ઠીક, તમારી જેવી ઇચ્છા." સામન્તે દિલગીરી ભરેલા અવાજે કહ્યું.

"તમે કેમ આજે ઉદાસ જણાઓ છો? શરીરે તો આરોગ્યતા છે ને?" મેનાએ સામન્તનો દિલગીરી ભરેલો દેખાવ જોઇને પૂછ્યું.

"બીજું કાંઇ નથી, સહેજ માથું દુઃખે છે." સામન્તે ઉત્તર આપ્યો.

"તેના માટે શું કાંઇ ઔષધ નથી?" મેનાએ પૂછ્યું.

" ઔષધ તો છે, પણ " સામન્ત આગળ બોલતો અટકી ગયો.

" કેમ બોલતા અટકી ગયા ? ઔષધ જો હોય તો પછી પણ પણ શું કરો છો ? " મેનાએ કહ્યું

" પણ એ ઔષધ તમારી પાસે છે " સામન્તે કહ્યું

' મારી પાસે ? " મેનાએ પૂછ્યું

સામંત મેનાના પ્રશ્નનો ઉત્તર આપવા જતો હતો, પણ સામેથી દામોદરને આવતો જોઇ તે ચૂપ રહ્યો મેના પોતાના પિતાને આવેલા જાણી ત્યાંથી ઉતાવળી ઉતાવળી ચાલી ગઇ દામોદરે હસીને કહ્યું " સામંતસિંહ તમને આવ્યાને કેટલો વખત થયો ? ચાલો ઓરડામાં જઇને નીરાંતે બેસીયે "

સામન્ત દામોદર પાછળ ઓરડામાં ગયો તેણે ઉભતા ઉભતા ઉત્તર આપ્યો. ' મને આવ્યાને થોડોજ સમય થયો છે "

દામોદરે કેટલીક આડીઅવળી વાતો કર્યા પછી કહ્યું " સામન્તસિંહ મ્હારે તમને એક વાત પૂછવાની છે મહારાજને અને રાણીજીને કુસંપ થયેલો હોવાથી શું મહારાજ બીજી રાણી કરવા ઇચ્છતા નથી ? " મહારાજ તે સંબંધમાં કેમ કાંઇ પ્રયાસ કરતા નથી "

" મહારાજ તે સંબંધમાં વિચાર તો ચલાવે છે, " સામન્તે કહ્યું

" મહારાજ બીજો ગમે તે પ્રયાસ કરતા હોય અથવા ગમે તે વિચારો ચલાવતા હોય, તે જાણવાની મને અગત્ય નથી પરંતુ એક વાત કહેવાને ખાસ કરીને તમને બોલાવ્યા છે મેનાને તો તમે ઘણા દિવસોથી ઓળખો છો અને વિશેષમાં તેના વારંવારના પરિચયથી તેનામાં કેવા કેવા ઉત્તમ ગુણો રહેલા છે તે વિષે પણ તમે જાણીતા છો, તો પછી તેની સર્વાંગ સુંદર અને સર્વગુણસંપન્ન પાટણના મુખ્ય મંત્રીની પુત્રી મહારાજા શ્રી ભીમદેવની રાણી ન થઇ શકે? મહારાજને તમે મેનાના સંબંધમાં કોઇ વખતે કહ્યું છે ? દામોદરે પોતાના મળ હેતુને લક્ષમાં રાખીને પૂછ્યું

સામન્ત તો દામોદર મહેતાની આ વાત સાંભળીને કેવળ સંભ્રમગ્રસ્ત થઇ ગયો તેના હૃદયમાં અસહ્ય વેદના થવા લાગી તેના ચિંતાતુર ચહેરા ઉપર દીનગીરીની છાયા છવાઇ ગઇ મેનાને ચાહનાર સામંત મેનાને રાણી બનાવવાની દામોદરની વાતને જાણી સહેજ ગુસ્સાથી બોલી ઉઠ્યો. " મેં મહારાજને મેનાના સંબંધમાં કાંઇ વાત કરી નથી, કેમકે તમારા વિચાર જાણ્યા પહેલાં એવી વાત કહેવામાં ફળ શું ? "

"પરંતુ હવે મારો વિચાર જાણ્યા પછી મહારાજને એ વાત કરવામાં હરકત છે ?" દામોદરે પૂછ્યું.

"હરકત તો કાંઇ નથી, પણ મેનાને રાણી બનાવવાની તમારી ઇચ્છા ફલિભૂત થાય તેમ નથી." સામન્તે ઉત્તર આપ્યો.

"એનું કારણ" દામોદરે વિસ્મયતાથી પૂછ્યું.

"એનું કારણ એ કે મહારાજ પેલી ચિન્તામણીને ચાહે છે. ચિંતામણી ને તમે ઓળખો છો ને ?" સામંતે કારણ દર્શાવતાં પૂછ્યું.

"ગુણિકાના ઘેરથી જેને તમે લઇ આવ્યા હતા. તે ચિંતામણીને મહારાજ ચાહે છે ?" દામોદરે પૂછ્યું.

"ચાહે છે, એટલુંજ નહિ, પણ થોડા દિવસમાં મહારાજ તેની સાથે લગ્નની પવિત્ર ગાંઠથી પણ જોડાવાના છે." સામન્તે ઉત્તર આપ્યો.

"શું ગુણિકાના ઘેરથી આણેલી એક છોકરી, કે જેનું કુળ અને શીલ જાણવામાં નથી, તેની સાથે મહારાજ લગ્નની ગાંઠથી જોડાવા માગે છે ?" દામોદરે આશ્ચર્યથી પૂછ્યું.

"તે રાજપુત કુમારિકા છે અને અદ્યાપિ પર્યંત પોતાનું શીલ તેણે સાચવી રાખ્યું છે, એવું જાણીનેજ મહારાજ તેની સાથે લગ્ન કરવા તૈયાર થયા છે." સામન્તે જવાબ આપ્યો.

દામોદર મહેતા આ હકીકત સાંભળી દીલગીર થઇ ગયા. પોતાની ધારણામાં નિષ્ફળતા મળતાં તેને અપાર શોક થયો, પણ હિંમત હારી ન જતાં તેણે કહ્યું. "હું મહારાજને સમજાવીશ. ચિન્તામણી જેવી ગુણિકાના ઘેરથી લાવવામાં આવેલી છોકરી સાથે મહારાજનું લગ્ન થવા દઇશ નહિ"

"મહારાજને સમજાવવા, એ મહાન્ મુશ્કેલ કાર્ય છે. તેમણે ચિન્તામણીને પોતાની રાણી બનાવવાનો નિશ્ચય કર્યો છે અને તેમણે કરેલા એ નિશ્ચયને ફેરવવા તમે અસમર્થ છો; કારણકે તેઓ દૃઢ નિશ્ચયી છે" સામન્તે કહ્યું.

દામોદર વિચારમા પડ્યો. સામન્ત પણ વિચારમાં હતો. આજની વાતથી તેઓ બન્ને નિરાશ થયા હતા. તેઓ બન્નેને અરસ્પરસની વાતથી પોતપોતાની ધારણામાં નિષ્ફળતા મળી હતી. સામન્ત છેવટે કંટાળીને ઉઠયો અને તે ત્યાંથી ચાલતો થયો, પણ વિચારના વમળમાં ગોથા ખાતાં દામોદરે તેના સામે જોયું નહિ, તેમ તેને વધારે વખત બેસવાનો આગ્રહ પણ કર્યો નહિ. સામન્ત દામોદરની કપટજાળને સારી રીતે સમજી ગયો. મેનાની સાથે વાતચિતની અત્યારસુધી તેણે જે છૂટ લીધી હતી અને દામોદરે તે સંબંધે આંખ આડા કાન કર્યા હતા તેનું શું

" બહુ સારૂં પિતાજી." એમ કહીને સરલ સ્વભાવની મેના ત્યાંથી ચાલી ગઇ.

થોડીવાર પછી દામોદર ઉઠયો અને કપડાં પહેરી મહેશ્વર મંત્રીની હવેલીએ જવા નીકળ્યો.



# પ્રકરણ ૨૯ મું.

## રવિશર્માનો રોષ.

"ત્યારે તમારો વિચાર એવો છે કે રાજા હમીરને મુક્ત કરી તેને રાજ્ય પાછું સુપ્રત કરવું ?" ભીમદેવે દિવાલમાં જડી લીધેલા મ્હોટા દર્પણમાં પોતાનું પ્રતિબિંબ જોતા જોતા સામે ઉભેલા વિમલને પૂછ્યું.

"હા મહારાજ, મ્હારો વિચાર એવો છે. વળી શરણે આવેલા રાજાને જીવન પર્યંત કેદ રાખવો તેના કરતાં તેના ઉપર ઉદારતા બતાવી આપણું આધિપત્ય કબુલ કરાવીને તેને તેનુ રાજ્ય પાછું સોંપવું, એ આપના જેવા ન્યાયી અને ઉદાર રાજાધિરાજનું કર્ત્તવ્ય છે." વિમલે યોગ્ય સલાહ આપી.

" પણ હમીરને મુક્ત કરવાથી તે પાછો આપણી વિરૂદ્ધ ખટપટ નહિં કરે ?" ભીમદેવે પૂછ્યું.

" ખટપટ કરવા જેટલી તેનામાં હવે શક્તિ રહી નથી. આપણા સામર્થ્યની તેને સંપૂર્ણ ખાત્રી થઇ ગઇ છે. એટલે તેને મુક્ત કરવામાં કોઇ પણ પ્રકારની શંકા રાખવા જેવું નથી." વિમલે ઉત્તર આપ્યો.

કોઇ પણ પ્રકારનો દંડ લીધા વિના અને સરતો કરાવ્યા વિના તેને મુક્ત કરવાનું મને ઉચિત લાગતુ નથી." ભીમદેવે કહ્યું.

" એ સંબંધમાં પણ આપને શંકા રાખવાનુ પ્રયોજન નથી, કારણ કે હમીરને મુક્ત કરવા માટે વિનતિ કરવા સિંધુદેશનું મહાજન આવ્યું છે, તેની સાથે મેં દંડના સંબંધમાં ગોઠવણ કરી છે." વિમલે કહ્યુ.

" શી ગોઠવણ કરી છે" ભીમદેવે પૂછ્યુ.

" છપ્પન કોટી ધન અને ત્રણ લાખ તેજી ઘોડા, એટલો દંડ લઇને તથા ગુજરાતના રાજાધિરાજની આણ કબુલ કરાવીને હમીરને મુક્ત કરવો. એવી સરત સિંધુદેશના મહાજન સાથે કરી છે, માટે આપની આજ્ઞા એ પ્રમાણે કરવાની હોય તો મહાજનને અહીં બોલાવુ" વિમલે ઉત્તર આ ્યો.

ભીમદેવે હમીરને કહ્યુ "તમે કરેલી મગતને હુ કબુલ ગણુ છુ મહાજનને અહીં બોલાવવાની આવશ્યકતા નથી તેથી તમે જઈને મહાજનને દડ રજુ કરવાનુ કહો અને દડ વસુલ થયા પછી હમીરને મુક્ત કરી તેને સિંધુદેશ તરફ રવાના કરી દેજો."

"આપની આજ્ઞા મુજબ વ્યવસ્થા કરુ છુ" વિમને કહ્યુ

"અને કલ્યાણચદને સિધુદેશ હમીરને સુપ્રત કરવાનો અને સૈન્ય સહિત જેમ બને તેમ તુરત પાછા ચાલ્યા આવવાનો હુકમ લખી નાખજે" ભીમદેવે કહ્યુ

' આ વાર્તાલાપ ચાલતો હતો એટલામા દામોદર, મહેશ્વર, રવિશર્મા અને ધર્મસિહ વિગેરે આવી પહોચ્યા સામન્ત તો ત્યા હાજર હતો જ અને થોડી વાર પછી સેનાપતિ સગ્રામસિહ પણ ત્યા આવી પહોચ્યો બધાએ મહારાજને નમન કર્યુ એટલે તેમણે સર્વને બેસવાની આજ્ઞા કરી પોતે પણ મચક ઉપર બેઠા ભીમદેવે દામોદર પ્રત્યે જોઈને કહ્યુ "છપન ક્રોડ ધન તથા ત્રણ લાખ તેજી ઘોડાનો દડ લઈ હમીરને મુક્ત કરવાનો મે નિશ્ચય કર્યો છે, તે યોગ્ય છે ને?

દામોદરે ઉત્તર આપ્યો ' મહારાજ જે કરે તે યોગ્યજ હોય, પણ એક વખત કેદ કરેલા શત્રુને મુક્ત કરવા એ મને યોગ્ય લાગતુ નથી "

" પણ વિમલ મહેતા કહે છે કે સિધુદેશનુ મહાજન વિનતિ કરીને તેના રાજાને મુક્ત કરાવવા આવે તો ઠીક. એટલે તેનુ માન રાખી હમીરનો દડ લઈ તથા આપણી આણ કબુલ કરાવીને મુક્ત કરવા જેટલી ઉદારતા બતાવવી, એમા આપણુ-ગુજરાતનુ ગૌરવ છે " ભીમદેવે કહ્યુ

' આપે હમીરને મુક્ત કરવાનો નિશ્ચય કર્યો હોય, તો પછી મ્હારે તે સબધમા કાઈ કહેવાનુ નથી, પરતુ વિમલ મહેતા જે કહે તે વાજબીજ હોવુ જોઈએ, એવો કાઈ નિયમ નથી" દામોદરે વિમલ પ્રત્યે પોતાની દૃષ્ટિ ફેરવતા કહ્યુ

" હમીરને મુક્ત કરવા માટે હુ કહુ છુ, તેમા ગેરવાજબી શુ છે?" વિમલે પૂછ્યુ

' પણ એક વખત કેદ પકડેલા રાજાને મુક્ત કરવાનુ પ્રયોજન શુ છે?" દામોદરે સામો પ્રશ્ન કર્યો

" ત્યાર તેને જીવન પર્યંત કેદ રાખવાથી પણ શુ ફળ છે?" વિમલે પણ ક્રોધથી સામો પ્રશ્ન કર્યો

દામોદર તેનો ઉત્તર આપવા જતો હતો. પણ ભીમદેવે તેને અટકાવીને કહ્યું: "હમીરને મેં મુક્ત કરવાનો નિશ્ચય કર્યો છે એટલે હવે તમારે વાદવિવાદ કરવાનું કશું પ્રયોજન નથી."

"તો પછી જેવી આપની ઇચ્છા." દામોદરે સહેજ દીલગીરી ભરેલા અવાજે કહ્યું.

રાજ્યગુરૂ રવિશર્મા જે અત્યારસુધી ચૂપ બેઠો હતો, તે પોતાનો રોષ પ્રગટ કરતો બોલી ઉઠ્યો: "મહારાજ ! રાજ્યકાર્યમાં દરેક વખત આપ શ્રાવક મંત્રીઓનું માન સાચવો છો તો ભલે સાચવો. અમારે તે સંબધમાં કાંઈ કહેવાની અગત્ય રહેતી નથી; પરંતુ આપણા સનાતન ધર્મનું પણ અપમાન થવા લાગ્યું છે તે અમારાથી હવે સહન થતું નથી."

"આપણા ધર્મનું શું અપમાન થયું છે ?" ભીમદેવે શાંતિથી પૂછ્યું.

"મહારાજ ! ગઇ કાલે અમે બ્રાહ્મણો આપની કુળદેવીના મંદિરે રાજા અને પ્રજા ઉભયની શાંતિને અર્થે યજ્ઞ કરતા હતા, ત્યાં વિમલ મહેતા અચાનક આવી ચડયા અને યજ્ઞનું કાર્ય હિંસાયુક્ત છે, તેથી પુણ્યને બદલે પાપ થાય છે વિગેરે અસત્ય વચનો કહી દેવીના ભોગ માટે રાખવામા આવેલાં પાંચે બકરાંઓને તે બળાત્કારે ત્યાંથી છોડાવીને લઇ ગયા, એટલુંજ નહિ પણ અમે આવી રીતે અમારા ધર્મનું અપમાન નહિ કરવાની વિનંતિ કરવા લાગ્યા, ત્યારે તેમણે અમારૂં અપમાન કરવામાં કચાશ રાખી નહિ. આપના જેવા ન્યાયી રાજાધિરાજના રાજ્યમાં અમારા ઉપર એવો અસહ્ય જુલમ થાય, એ અમે કોઇ પણ રીતે સહન કરનાર નથી. વિમલ મહેતાએ અમારૂં અને અમારા ધર્મનુ જે અપમાન કર્યું છે, તે બદલ તેમને દંડ દો અને નહિ તો અમને—સમસ્ત બ્રાહ્મણ જાતિને આપના રાજ્યમાંથી રજા દો એટલે અમે અમારે ગમે ત્યાં ચાલ્યા જઇએ."

ભીમદેવે કરડી દ્રષ્ટિથી વિમલ સામે જોયું એટલે તેનો ભાવાર્થ સમજી વિમલે શાંતિથી કહ્યું. "મહારાજ ! રવિશર્મા કેવળ અસત્ય અને અતિશયોક્ત ભરેલી વાત આપની પાસે જાહેર કરે છે. મેં તેમનું કે તેમના ધર્મનું કોઇ પણ રીતે અપમાન કર્યું નથી, તેમ હવે પછી તેમના ધર્મનું અપમાન કરવાનો મ્હારો ઇરાદો પણ નથી."

"તો પછી ખરી હકીકત શું છે ?" ભીમદેવે સખ્તાઇથી પૂછ્યું.

"મહારાજ ! ખરી હકીકત એવી છે, કે ગઇ કાલે સંધ્યા સમયે હું ચાર પાંચ અનુચરો સાથે ફરતે ફરતો કુળદેવીના મદિરે જઇ ચડ્યો હતો રવિશર્મા તથા બીજા કેટલાક બ્રાહ્મણો અજ્ઞાને દેવીને નિર્દોષ બકરાંઓનો ભોગ આપવાની

તૈયારી કરી રહ્યા હતા. નિર્દોષ પ્રાણીઓનો નાહક વધ થવાનો પ્રસંગ જોઇ મે તેમને વિનયથી સમજાવ્યા કે આવા ગરીબ અને નિર્દોષ જીવોના વધથી દેવી પ્રસન્ન થતા નથી જેને તમે જગજ્જનની તરીકે ઓળખાવો, તે શું પોતાનાજ ગરીબ બચ્ચાઓના ભોગથી સંતુષ્ટ થતી હશે ? આ તમારી માન્યતા ભૂલ ભરેલી છે તમારા ધર્મશાસ્ત્રોમા પણ હિંસા કરવાની સખ્ત મનાઇ કરવામા આવી છે છતાં તમે વગર સમજ્યે પ્રાણીઓનો વધ કરો છો, એ ઉચિત નથી. મ્હારૂં આ કથન સાંભળીને તથા ગરીબ પશુઓનો દયામણો દેખાવ જોઇને એકાદ બે બ્રાહ્મણો વિચારમા પડી ગયા અને એક સમજુ બ્રાહ્મણે તો બકરાઓને છોડી પણ મુક્યા તે પછી હું દેવીના દર્શન કરી ત્યાંથી ચાલ્યો ગયો ખરી હકીકત આ હોવા છતા, રવિશર્મા કેટલું ભયંકર અસત્ય બોલે છે, એનો આપ વિચાર કરશો " વિમલે ખરી હકીકત કહી બતાવી.

રવિશર્મા ગુસ્સાથી બોલી ઉઠ્યો. " પણ તમને અમારા કાર્યમાં ભંગાણ પાડવાનો શો અધિકાર હતો ? "

" રાજાધિરાજ શ્રી ભીમદેવનો હું એક મંત્રી છું અને તેથી તેમના રાજ્ય અમલમા જ્યા જ્યા અન્યાય થતો હોય, ત્યા ત્યા તેને અટકાવવાનો મને અધિકાર છે " વિમલે જુસ્સાથી કહ્યું

" ધાર્મિક કાર્યોમા વચ્ચે પડવાનો તમને અધિકાર છેજ નહિ રવિશર્માએ ભાર દઇને કહ્યું

" મને અધિકાર છે કે નહિ, તે જોવાનું કાર્ય તમારૂં નથી, પરંતુ મે તમારા ધર્મનું અપમાન શું કર્યું ? શા માટે અસત્ય હકીકત મહારાજ પાસે જાહેર કરી પાપના ભાગી થાઓ છો ? વિમલે પણ તેટલોજ ભાર દઇ પૂછ્યું

" પણ કોઇના ધાર્મિક કાર્યમાં તેમની લાગણી દુખાય એ રીતે તમારે તમારૂં ડહાપણ બતાવવાનું શું પ્રયોજન હતું ? " દામોદરે ક્રોધથી વિમલ પ્રત્યે જોઇને પૂછ્યું

" સરખા હોદ્દાના અધિકારીને એ પ્રશ્ન પૂછવાનો તમને શો અધિકાર છે ? " ધર્મસિંહે દામોદરને ચાલતી વાતમાં પ્રશ્ન કર્યો.

વાત વધી પડેલી જાણી ભીમદેવે સત્તાવાહક સ્વરથી કહ્યું " બસ કરો. તમારા વિવાદથી હું હવે કંટાળી ગયો છું વિમલમહેતા ! તમે તમને સોંપવામાં આવેલા કાર્ય માટે તુરત અહીંથી જાઓ અને સિંધુદેશથી આવેલા મહાજન પાસેથી દંડ વસુલ કરી તથા આપણી સરહદ ઉપર હુમલા કરનારાઓને હમીરને મુક્ત કર્યાના ખબર આપો ધર્મસિંહ મહેતા, તમને તેમની સાથે જવાની આજ્ઞા કરૂં છું "

વિમલ અને ધર્મસિંહ ભીમદેવને નમન કરી ઉતાવળે ત્યાંથી સિંધુદેશના

મહારાજ પાસે ચાલ્યા ગયા. ભીમદેવના ક્રોધાયમાન ચહેરાને જોઈ ઘડીભર સર્વ ચૂપ બેસી રહ્યા. થોડીવાર પછી ભીમદેવને સમજાવવાનો આ સારો અવસર આવેલો જાણી દામોદર મહેતાએ મૌનનો ત્યાગ કરીને નમ્રતાથી કહ્યું: " મહારાજ ! વિમલ મહેતાએ કુળદેવીના મંદિરમાં બ્રાહ્મણો તરફ ચલાવેલું વર્તન કેવળ અઘટિત હતું અને તે સંબંધમાં આપે વિચાર કરવાની ખાસ અગત્ય છે. પાટણના શ્રાવકો, તેમના આચાર્યો અને જૈનમંત્રીઓ આપણા સનાતન ધર્મનું વારંવાર અપમાન કરે છે. તેઓ એટલા બધા મગરૂર અને અભિમાની થઇ ગયા છે કે અમારા જેવા અધિકારીઓની તો શું પણ આપની–ખુદ ગુજરાતના રાજાધિરાજની પણ બીલકુલ દરકાર કરતા નથી. તેઓના વધતા જતા પ્રાબલ્યને નરમ પાડવાને આપને મે વારંવાર વિનંતિ કરેલી છે; પરંતુ આપે મ્હારી વિનંતિનો એક વખત પણ સ્વીકાર કર્યો નથી. હવે મ્હારી વિનંતિને ધ્યાનમાં લઇ શ્રાવકોનું જોર નરમ પાડવાને આપ પ્રયાસ કરો તો વધુ સારૂં, નહિ તો આપની જેવી ઇચ્છા.

દામોદર બોલી રહ્યો એટલે મહેશ્વરે પણ નમ્રતાથી હામા હા મેળવવાને કહ્યું; " મહારાજ ! દામોદર મહેતાનું કથન કેવળ સત્ય છે. કલ્યાણચંદ્ર અને ધર્મસિંહ તો ઠીક, પણ વિમલ તો એટલો બધો બળવાન અને અભિમાની થઇ ગયો છે કે જેની કોઇપણ પ્રકારની હદ રહી નથી. જો કે સેનાપતિના અધિકાર ઉપર તો સંગ્રામસિંહજી છે: પરંતુ વિમલ મહેતાને યુદ્ધમાં સેનાપતિનો અધિકાર આપેલો, તે સમય દરમ્યાન તેણે સમસ્ત સૈન્યને પોતાના કબજે કરી લીધું છે. સૈન્યના અન્ય સર્વ અધિકારીઓ વિમલ મહેતાના તાબે થઇ ગયા છે અને તેના ઘોડેસ્વારો તો એવા ઉદ્ધત થઇ ગયા છે કે વિમલ મહેતા સિવાય કોઇની આજ્ઞા માનતાજ નથી. આ સર્વ સ્થિતિનો વિચાર કરતાં વિમલ મહેતાના પ્રાબલ્યને અવશ્ય તોડવાની ખાસ કરીને આવશ્યકતા છે."

દામોદર અને મહેશ્વરનુ લંબાણ વિવેચન સાંભળીને ભીમદેવ વિચારમાં પડી ગયો હતો. તે કાંઇ પણ બોલ્યા વિના શાંતિથી તેમની હકીકત સાંભળી રહ્યો હતો. મહેશ્વર બોલી રહ્યો કે તુરતજ રવિશર્મા રે પછી બોલી ઉઠ્યો: મહારાજ, એ બધી રાજ્યખટપટની વાત તો આપ અને મંત્રીઓ સમજો; પરંતુ વિમલમહેતાએ મ્હારૂ–આપના પુરોહિતનું અને ધર્મનું અપમાન કર્યું. એ શું જેવી તેવી વાત છે ? જ્યાં સુધી આપ તેની ઉદ્ધતાઇનો ન્યાય નહિં કરો ત્યાંસુધી મ્હારે અન્નજળ લેવાની પ્રતિજ્ઞા છે."

ભીમદેવે દીલગીરીયુક્ત અવાજે કહ્યું: " રવિશર્મા, તમે એમ ઉતાવળા ન થાઓ. ઉતાવળ કરવાથી કાર્યસિદ્ધ થવાનો સંભવ નથી. ઉઘાડી રીતે જો હું વિમલ મહેતાને દંડ દેવા તૈયાર થઇશ, તો પાટણની શ્રાવક પ્રજામાં મ્હોટો

ખળભળાટ થશે 'વળી તમે મર્મ જ્હો છો, કે મારૂં સૈન્ય પણ તેને તાબે થઈ ગયું છે, એટલે ખુલ્લી રીતે તેને દંડ દેવાનું જો સાહસ કરવામાં આવશે, તો અભિમાની શ્રાવકો અને વિમલ કદાચ દાઈ કરી બેસશે માટે જે કરવું તે વિચારીને કરવા જેવું છે કેમ દામોદર મહેતા, તમારો શું અભિપ્રાય છે ?'

દામોદરે ઉત્તર આપ્યો ' આપની ધારણા સત્ય છે, પણ તેથી આપના જેવા બળવાન મહારાજાએ વિમલ જેવા એક સામાન્ય વાણીઆથી ડરવાની જરૂરીઆત નથી "

" એ પણ ખરૂં છે, જ્યાં સુધી કોઇ યોગ્ય ઉપાયથી તેના પ્રાબલ્યને નરમ પાડી દેવાતું હોય તો ઉઘાડી રીતે તેને દંડ દેવામાં ફળ નથી મહેશ્વરે કહ્યું

" મહેશ્વર મહેતા ઠીક કહે છે દામોદર મહેતા, તમેજ કોઈ ઉપાય શોધી કહાડો " ભીમદેવે કહ્યું

દામોદર ઉપાય શોધવાના વિચારમાં પડ્યો અત્યાર સુધી સામન્ત જે કેવળ મૌનવત્ બેઠો હતો તેણે કહ્યું મહારાજ ! આપને એક વાતની ખબર છે ? વિમલ મહેતા જિનેશ્વર વગર કોઇને માથું નમાવતો નથી એવા તે ઉદ્ધત અને અભિમાની થઇ ગયો છે પોતાના હાથે તે જિનવરની છબીવાળી વીંટી રાખે છે તે હાથ પ્રથમ લાંબો કરીને પછી આપને પ્રણામ કરે છે, જેથી આપને કરવાના પ્રણામ તે છબીને થાય છે "

" એમ ? " ભીમદેવ ગુસ્સાથી બોલી ઉઠ્યો " વિમલ મહેતાનો નાશ કરવાનીજ યુક્તિ તુરત શોધી કહાડો તેના જેવો ઉદ્ધત માણસ એકજ દડને પાત્ર થવો જોઇએ '

ભીમદેવનું આવું નિર્દય હૃદય જાણીને સંગ્રામસિંહ બોલી ઉઠ્યો " વિમલ જેવા બહાદુર અને રાજ્યના ખરા હિતેચ્છુ નરનો તમે બધા વિના કારણ નાશ કરવા તૈયાર થયા છો એ વાણી દીવાનગીરીની વાત છે મ્હારૂં કહેવું માનો તો તમે તમારા ખરાબ વિચારોને પડતા મેલો હું વિમલને સમજાવીશ અને ખરેખર તેણે ગવિશર્માનું કે કોઇનું અપમાન કર્યું હશે તો તેને આપની પાસે ક્ષમા માગવાની ફરજ પાડીશ "

ભીમદેવ ક્રોધથી બોલી ઉઠ્યો " મ્હારે તમારૂં મુત્સદ્દીપણું નથી જોઇતું મ્હારે મ્હારી સત્તાનો ઉપયોગ ગમે તે ભોગે કરવોજ છે "

સંગ્રામસિંહ તુરતજ ત્યાંથી એકદમ ચાલ્યો ગયો દામોદર તેના ગયા પછી બોલ્યો " મહારાજ, આવતી કાલે પાટણના પ્રતિષ્ઠિત પ્રજાજનો અને મંત્રીઓની એક સભા ભરવી અને તે વખતે આપણી પશુશાળામાંથી વાઘને છોડાવી મુકાવવો એક સેવક આપને વાઘ છુટી ગયાની અને શહેરમાં રમખાણ

બચાવવાની આવીને વાત કહેશે, એટલે આપે વિમલને તેને પકડી લાવવાની આજ્ઞા કરવી. આ યુક્તિથી તેનો અવશ્ય નાશ થશે અને તેમ છતાં જો વાઘને પકડી લાવે તો આપણા રાજમલ્લ સાથે કુસ્તી કરવાની યુક્તિથી આજ્ઞા કરવી. આ યુક્તિ પણ સારી છે. ભગવાન સોમનાથની કૃપાથી એ એમાંથી એક પણ ઉપાયથી આપણું ધાર્યું અવશ્ય થશેજ. ”

“ મેં પણ એક યુક્તિ શોધી કહાડી છે, પણ તમે દર્શાવેલા ઉપાયોમાં આપણને નિષ્ફળતા મળે તોજ તેનો ઉપયોગ કરવામાં આવશે. ” ભીમદેવે કહ્યું.

“ પ્રજાના આગેવાન ગૃહસ્થોને આવતી કાલે રાજસભામાં હાજર રહેવાને વરધી આજેજ મોકલાવવી છે ને ? ” મહેશ્વરે પૂછ્યું.

“ આજેજ નહિ, પણ અત્યારેજ મોકલાવી દેવાની વ્યવસ્થા કરો અને દામોદર મહેતા ! તમે દર્શાવેલા ઉપાયો વિષે તમેજ ગોઠવણ કરી રાખજો. ” ભીમદેવે આજ્ઞા કરી.

ઉપર પ્રમાણે મનના ઘાટ ઘડી તેઓ સર્વ પોતપોતાને સ્થાનકે ગયા. વાચક બન્ધુઓ, દુર્જન મનુષ્યોની લીલા તમે જોઇ ? હરણો રાનમાં રહીને ઘાસ ખાય છે, માછલાં પાણીમાં રહે છે અને સજ્જન મનુષ્યો કોઇને અડચણ કર્યા વિના પોતાના ઘરમાં રહે છે. તેમ છતાં દુર્જન મનુષ્યો એ ત્રણેના શત્રુઓ થાય છે.

—o—

# પ્રકરણ ૩૦ મું.

## વિમલનો વિજય.

રાજસભા ભરાણી, પાટણના કેટલાક વિદ્વાન્ બ્રાહ્મણો અને કેટલાક શ્રીમંત શ્રાવકો રાજસભામાં હાજર થયા હતા. દામોદર, વિમલ, ધર્મસિંહ, મહેશ્વર, સંગ્રામસિંહ વિગેરે મંત્રીઓ અને રાજ્યગુરૂ રવિશર્મા, પ્રેમાનંદ પંડિત તથા સંઘપતિ શ્રીદત્તશેઠ સભામાં વખતસર આવી પહોંચ્યા હતા. પ્રતિહારીએ નેકી પોકારી અને ભીમદેવ સામન્ત સાથે દ્રઢતાથી પગલાં ભરતો સભામાં આવ્યો. સભાજનોએ તેને પ્રણામ કર્યો. વિમળે પણ માથા આગળ પોતાનો હાથ લાંબો કરી રાજાનો પ્રણામ કર્યો. ભીમદેવે વિમલની પ્રણામ કરવાની ચેષ્ટા ધ્યાનપૂર્વક જોઇ લીધી અને તે જોઇને તેને અપાર ક્રોધ થયો. ભયંકર સર્પોમાં જેમ શેષનાગ, તરૂવરોમાં જેમ કલ્પવૃક્ષ, મણિમાં જેમ ચિન્તામણિ, રાજાઓમાં જેમ રામ, રૂપવંતમાં જેમ કામદેવ અને દાતારમાં જેમ કર્ણ દીપે, તેમ રાજસભામાં સભાના શણગારરૂપ વિમલ શોભવા લાગ્યો. સાહસમાં વીરવિક્રમ

જેવા શૂરવીર અને પર્વતમાં મેરૂ પર્વત જેવા ધીર વિમલને જોતા ભીમ દેવથી તેનુ તેજ ખમી શકાયુ નહિ ભીમદેવ તેનુ તેજ જોઇ સહેજ ભય પામ્યો અને તેને લાગ્યુ કે વિમલ મ્હારાથી ચડતો-મને ઝાંખો પાડનાર થયો

સભામા પ્રથમ તાલ-ટપ્પા ચાલી રહ્યા અને પછી ભાટ-ચારણો બિરૂદાવળી બોલવા લાગ્યા. બ્રાહ્મણ વિદ્વાનોએ રાજાને આશિર્વાદ આપ્યો સભાનુ એ પ્રાથમિક કાર્ય સમાપ્ત થતા ભીમદેવે વિમળ પ્રત્યે જોઇને હસીને કહ્યુ " મહેતા! તમારી હવેલી એકેવાર જોઇ નહિ, અમને તે જોવાની બહુ હોંસ છે "

વિમલના મનમા કાંઇ દૂર નહોતુ, એને લાગ્યુ કે રાજા ગમ્મતને ખાતર એમ બોલે છે, તેણે કહ્યુ " મહારાજા, ઘર આપના છે પધારો, આપની ઇચ્છા હોય તો ભાજન પણ ત્યા જઇને કરશો "

આ પ્રમાણે વાતચિત ચાલતી હતી એટલામા રાજસેવકોએ રાજસભામા આવી આવીને કહ્યુ " મહારાજા! આપણી પશુશાળામાથી ગીરનારના ડુંગરોમાથી પકડી લાવેલો વાઘ છૂટો થઇ શહેરમા રમખાણ મચાવી રહ્યો છે તેને ફરીથી પકડાવવાની જરૂરીઆત છે, નહિ તો કેટલાએ મનુષ્યોનો નાશ નીકળી જશે "

રાજસેવકોની વાત સાભળી ભીમદેવ રાજા પેઠે નોકરની દયા ખાવા લાગ્યો રાજાએ વાઘને પકડવાની કોઇને આજ્ઞા કરી નહિ એટલે ઉદાર દિલનો વિમલ બોલી ઉઠ્યો. " મહારાજ! આજ્ઞા હોય તો વાઘને પકડવા હુ જાઉ ? "

વિમલને રોષથી તપી ગયેલો જોઇ રાજાએ તેને ઉશ્કેરવાને કહ્યુ ' હુ એજ વિચારમા હતો કે તમારા વિના એ ભયંકર વાઘને કોઈ પકડી શકશે નહિ જાઓ તુરત જાઓ અને તેને પકડી પશુશાળામા પૂરી મને ખબર આપો. "

વીર વિમલ ભીમદેવની આજ્ઞા લઇ વાઘને પકડવા નીકળ્યો. લોકોમા થી ધ્રુજાવતો વાઘ શહેરમા નાશ વર્તાવી રહ્યો હતો જાણે મ્હોટો ધરતીકંપ થયો હોય એવો લોકોમા ગભરાટ થયો સ્વારો અને સૈનિકો વાઘને પકડવા એકત્ર થઇ ગયા અને તેમની તલવારો એકબીજી સાથે અફળાવા લાગી ઘણા જોરાવર યોદ્ધાઓ ત્યા હાજર થઇ ગયા હતા પરંતુ તેમનો એક પણ વાઘને પકડવાની હિમ્મત કરતો નહોતો વાઘના ભયંકર અવાજથી પાટણ આખુ ખળભળી ઉઠ્યુ ઘીવાળા ઘીના ઘડા ઢળતા મૂકીને નાસી ગયા દોશી દુકાનો રેઢી મૂકી પલાયન થઇ ગયા, રંગારાના રંગના માટલા ફુટી ગયા, કંદોઇઓ અનાજની દુકાનો ઉઘાડી મૂકીને દોડી ગયા અને પૂજારીઓ દેવસેવા પડતી મૂકીને ભાગી ગયા પશુશાળામા હાથીઓ ઘોડા અને અન્ય પશુઓ ભગડા પાડવા લાગ્યા, લોકો ઘરના બારણા બંધ કરીને સંતાઇ ગયા વાઘના ભયથી

બજારના, ઘરના, કુવાના અને તળાવના વિગેરે માર્ગો બંધ થઇ ગયા. પાટણની સુંદરીઓ પોતાના પ્રિય બાળકોને પોતાનાં વસ્ત્રોમાં છુપાવતી ઘરના મેડા ઉપર ચડી ગઇ અને પરમાત્માની પ્રાર્થના કરવા લાગી. આખા પાટણ શહેરમાં થોડીવારમાં તો ત્રાસ વર્તાઇ ગયો. એટલામાં વીરશિરોમણી વિમલ વાઘની પાસે દ્રઢતાથી પગલાં ભરતો આવી પહોંચ્યો. વિમલને નિર્ભયતાથી પોતાની સામે આવતો જોઈને વાઘ પણ ત્યા ઉભો રહ્યો. વિમલે વાઘને ડરાવવા જોરથી હાક મારી. વાઘની આંખો ક્રોધથી ફરડાઇ ગઇ, તે મૂછ અને કેશવાળીની યાળ કરડવા લાગ્યો, ગાંડાની પેઠે તે ઉશ્કેરાયો અને જમીન સાથે પુંછડું પછાડી જોરથી બરાડા પાડવા લાગ્યો. થોડીવાર જોરથી ઘુરકયા પછી લાગ જોઇને વાઘ વિમળ ઉપર ધાયો, પણ વિમલે તેનાં મ્હોંઢામાં જોરથી પોતાનો હાથ ખોસી ઘાલ્યો અને જેમ એક ગરીબ બકરાને કાનથી પકડે તેમ વિમલે તેનો કાન જોરથી પકડયો શત્રુને પોતાનાથી બળવાન જોઇને વાઘ નરમ પડી ગયો. વિમલ તેને પશુશાળામાં લઇ ગયો અને એક મજબુત પાંજરામાં તેને પૂરી દઇ પોને રાજસભામાં આવ્યો. ભીમદેવ અને અન્ય સભાજનો વિમલનુ આવું અપ્રતિમ પરાક્રમ જોઇને આશ્ચર્ય પામ્યા. તટસ્થ બુદ્ધિના કેટલાક સભાજનો તેની પ્રશંસા કરવા લાગ્યા; પરંતુ ભીમદેવ અને બ્રાહ્મણ મંત્રીઓ અંતરમાં તેનો દ્વેષ કરવા લાગ્યા. વિમળનો તેઓને ભય લાગવા માંડ્યો અને આવા એક બળવાન શત્રુનો નાશ જો તુરતમાં નહિ કરવામાં આવે તો પોતાને તેનાં કટુ ફળો ચાખવાં પડશે, એમ તેઓ વિચાર કરવા લાગ્યા. ભીમદેવે દામોદર મહેતાની સામે જોયું એટલે દામોદરે આંખની સંજ્ઞા કરી. ભીમદેવ તેનો ભાવાર્થ સમજી ગયો. તેણે વિમલને કહ્યું: " વિમળ મહેતા, તમારા શૌર્યથી હું બહુ ખુશી થયો છું, તમારામાં આટલી બધી હિમ્મત અને આટલુ બધું બળ હશે, એની મને કલ્પના સરખીએ નહોતી. "

" એ બધો આપનો જ પ્રતાપ છે મહારાજ, મ્હારી પ્રશંસા કરવાનું પ્રયોજન નથી. " ઉદાર વિમળે ઉદારતા દર્શાવી

" વિમળ મહેતા, તમારૂં અપૂર્વ બળ જોઈ મને એક વાત યાદ આવે છે. આપણો મલ્લ છે તે બહુ અભિમાની થઈ ગયો છે અને તેના મિથ્યાભિમાનથી હું કંટાળી ગયો છું; માટે તેના બળની પરીક્ષા કરી તેના અભિમાનને તોડવાની આવશ્યકતા છે. ભયંકર વિકરાળ વાઘને જ્યારે તમે વશ કરી શકયા, ત્યારે તમે આપણા મલ્લને પણ વશ કરી શકશો એ નિ:સંશય છે. "

નિષ્કપટ સ્વભાવના વિમળે કહ્યું: " આપની આજ્ઞા હશે તો મલ્લની સાથે યુદ્ધ કરવાને પણ હુ તૈયાર જ છું. "

" સામન્ત, " ભીમદેવે આજ્ઞા કરી. " આપણા રાજમલ્લને એકદમ બોલાવી લાવ. "

સામન્ત એકદમ મલ્લને બોલાવી લાવવા દોડ્યો માર્ગમા તેણે મલ્લને ભીમદેવનો ગુપ્ત સંકેત કહી સંભળાવ્યો મલ્લને તેડી સામન્ત સભામા એકદમ આવી પહોચ્યો મલ્લે ભીમદેવને પ્રણામ કર્યા અને ગર્વથી સભાજનો પ્રત્યે જોતો યોગ્ય જગ્યાએ બેઠો

" મહારાજ ! " દામોદરે કહ્યુ " તમારા બળની પરીક્ષા કરવા મહારાજે તમને અત્રે બોલાવ્યા છે "

મલ્લરાજે ક્રોધથી પૂછ્યુ " મ્હારા બળની પરીક્ષા કરનાર કોણ હતભાગી પુરુષ છે ! "

ભીમદેવે હસીને ઉત્તર આપ્યો ' વિમળ મહેતા તમારા બળની પરીક્ષા કરવાને તૈયાર છે "

મલ્લરાજ રોષથી ઉભો થતો બોલી ઉઠ્યો " ક્યા છે વિમળ મહેતા, આવી જાઓ વિમળ મહેતા જેવા એક નહિ પણ પાચ પુરુષ સાથે એકજ વખતે લડવાને હુ તૈયાર છુ "

મલ્લના મિથ્યાભિમાનથી ખીજવાઈને વિમળ એકદમ ઉભો થયો અને મલ્લની સામે જઈને રૂવાબથી બોલ્યો " આ રહ્યો વિમળ થાઓ તૈયાર "

વિમળને-પોતાના પ્રતિસ્પર્ધિને પોતાની સન્મુખ આવેલો જોઈ તેના અપૂર્વ તેજથી મલ્લરાજ સહેજ ભય પામ્યો, પરન્તુ પોતાના એ ભયને તુરતજ તિલાંજલી આપી તેની સાથે યુદ્ધ કરવાને તૈયાર થયો વિમળ અને મલ્લ ઉભય જોતજોતામા એક બીજા ઉપર તુટી પડ્યા. આ સમયે સૂર્યનુ તેજ ઝાખુ પડી ગયુ હતુ બળપૂર્વક લડતા યોદ્ધાઓના ભારથી આખી રાજસભા ખળભળી ઉઠી, તેની દિવાલો અને જમીન ધ્રુજવા લાગી અને રાજસભાની મધ્યમા ઉચે લટકાવેલા ઝુમ્મરો ડોલવા લાગ્યા વાસો ભાગી જાય એવી એક બીજા અન્યો અન્યને મુક્કીઓ મારે, પડે ને પાછા ઉઠીને બાથબાથ આવે. એક બીજાના માથા સામે માથુ અફાળે, એક બીજાના હાથ ઉતરી જાય, એક બીજાના હાડ ભાગી જાય અને એક બીજાના માથા નરમ પડી જાય એવા બળથી તેઓ લડતા હતા એક બીજાનુ ડાકુ છોડવતા હાથ મરડી નાખે, કોઈ કોઈને નમ્યુ આપે નહિ, કોઈ કોઈથી નમતુ બોલે નહિ અને એક બીજાને ઉચકીને ફેકી દે સામસામે થતા હોકારાથી આખુ રાજમહાલય ગાજી ઉઠ્યુ અને રાણીવાસમા એ વાતની જાણ થતા લક્ષ્મીદેવીએ સંગ્રામસિંહને ખરી હકીકત જાણવા પોતાની પાસે બોલાવી લીધો મલ્લનો અવશ્ય વિજય થશે અને વિમળને તે પલકમા ચોળી નાખશે, એવો વિશ્વાસ ભીમદેવને અને દામોદરને હતો પરન્તુ વિમલ કોઈપણ રીતે મલ્લથી ઉતરતો નહોતો, એટલે તેઓ મનમા ચિંતાતુર

બન્યા હતા. ઘણીવાર આ રીતે લડાઇ ચાલ્યા પછી અને મલ્લને તેનું સંપૂર્ણ બળ અજમાવવાનો સમય આપ્યા પછી વિમલે મલ્લરાજને કમરમાંથી ઉંચો કર્યો અને તેના શરીરનો ભાંગીને ચુરો થઈ જાય, એવા જોરથી તેને જમીન સાથે પછાડયો. પછી વિમલ મલ્લના શરીર ઉપર ચડી બેઠો એટલે ભીમદેવ અને દામોદર મહેતાના મ્હોઢાં શ્યામ થઇ ગયા ! તેઓ વિમલના અપૂર્વ બળને જોઇ કેવળ મંત્રમુગ્ધ થઇ ગયા. વિમલે મલ્લરાજને જીવથી મારી નાંખવાનો વિચાર કર્યો, પણ જેના હૃદયમાં દયાનો ઝરો અસ્ખલિત વહ્યા કરે છે. એવા વિમલે, મલ્લરાજનો દયા ઉપજાવે તેવો દેખાવ જોઇને તેને છોડી દીધો. મલ્લનું સમસ્ત શરીર લોહીલોહાણ થઇ ગયું હતું અને તેનામાં ઉઠવાની કે ચાલવાની પણ શકિત રહી નહોતી. ભીમદેવે સુખપાલમાં બેસારી તેને તેના ઘેર મોકલાવી દીધો. સભાજનો અને શ્રીમંત શ્રાવકોએ વિમલને વિજયના પોકારથી વધાવી લીધો. વિમલ ભીમદેવને પ્રણામ કરી પોતાની જગ્યાએ બેઠો એટલે ભીમદેવે કૃત્રિમ હાસ્ય કરતાં કહ્યું "વિમલ મહેતા, મલ્લરાજના બળની પરીક્ષા તમે બરાબર કરી છે અને તેના મિથ્યાભિમાનને પણ તોડી નાંખ્યું છે. તમારા ઉપર હું બહુ ખુશી થયો છું તમારા જેવા અપૂર્વ બળશાલી પુરૂષ મ્હારી પાસે છે, એ જોઇને હું બહુ મગરૂર થાઉં છું."

"મહારાજ એ સર્વ આપની કૃપાનું જ ફળ છે." વિમલે વિનયથી કહ્યું.

ભીમદેવે તેનો કાંઇ ઉત્તર આપ્યો નહિ. તે વિમલના અતુલનીય શૌર્યને જોઇને કેવળ આશ્ચર્યમાં લીન થઇ ગયો હતો. તેનું મગજ અનેક પ્રકારના વિચારથી ભરપૂર થઇ ગયું હતું. હવે વિમલના માટે શું કરવું, અને શું ન કરવું, એ ચિંતામાં તે પડી ગયો હતો. દામોદર મહેતા સાથે ગુપ્ત મસલત ચલાવવાના હેતુથી તેણે પ્રતિહારીને સભા વિસર્જન કરવાની આજ્ઞા આપી. આજ્ઞા પ્રમાણે પ્રતિહારીએ સભા વિસર્જન જાહેર કરી. સભાજનો રાજાને પ્રણામ કરી ઉઠયા. દામોદરને ભીમદેવે નિશાની કરી એટલે તે ગયો નહિ. સભાજનો ચાલ્યા ગયા પછી દામોદરને પોતાની સાથે લઇને ભીમદેવ પોતાના ગુપ્ત મસલત કરવાના ખંડમાં ગયો.

વિજયી થયેલો વિમલ પોતાની હવેલીએ ગયો. શ્રીદેવીએ ઘરના માણસોના મુખેથી પોતાના પ્રિયતમના અતૂલ શૌર્યની વાતો સાંભળી હતી અને તેથી તે મનમાં ને મનમાં મગરૂર થતી હતી. તે પોતાના વીરપતિને ભેટવા, તેને આલિંગન દેવા અને તેના પરાક્રમની વાત તેનાજ મ્હોઢેથી સાંભળવા આતુર થઇ રહી હતી. હવેલીના ગોખે બેઠી બેઠી તે વિમલના આવવાના માર્ગ તરફ પોતાની દ્રષ્ટિ રાખીને તેની વાટ જોઇ રહી હતી. શ્રીદેવીનું પ્રેમભીનું હૃદય પોતાના પ્રિયતમ નાથને મળવાને આતુર થઈ રહ્યું હતું. પોતાનો પતિ

એજ જેનો પરમેશ્વર છે, પોતાનો પતિ એજ જેનુ વિશ્રામસ્થાન છે, પોતાનો પતિ એજ એક માત્ર જેનો આધાર છે, પોતાનો પતિ એજ જેનુ સર્વસ્વ છે, પોતાના પતિનુ દર્શન એજ જેનુ સુખ છે, પોતાના પતિના વિચારો એજ જેની ઇચ્છા છે અને પોતાના પતિની સેવા એજ જેનુ કર્તવ્ય છે, એવી પરમ પુનિત, પતિવ્રતા અને સુશીલા શ્રીદેવીના પ્રેમભીના હૃદયની ખરી સ્થિતિનુ વર્ણન વાચક મહાશયોને અમે શી રીતે અને કયા શબ્દોમા સમજાવી શકીએ ?

થોડીવારમા પોતાના નાથને ઘોડા ઉપર સ્વાર થયેલા દૂરથી આવતા જોઇને શ્રીદેવીના કમળ સમાન નયનો આનન્દથી ચમકી ઉઠયા, સામેથી આવતા શ્રીદેવીએ તેનુ દૂરથી દર્શન કર્યું એટલે ગોખેથી ઉઠી ઉભી થઇ ગઇ અને પોતાના પ્રિયપતિને સત્કારના તૈયારી કરવા લાગી વિમલ જીનેશ્વરને અને પોતાની માતાને વન્દન કરી સ્મિત હાસ્ય કરતો કરતો શ્રીદેવી પાસે આવી પહોચ્યો. શ્રીદેવી પોતાના વીરપતિના મુખચન્દ્રમાથી ઝરતા અમૃતરસનુ અનિમિષ દ્રષ્ટિએ પાન કરવા લાગી વિમળ પણ પોતાની પ્રાણપ્રિયાના મનોહર સ્વરૂપને એકાગ્ર ધ્યાનથી જોઇ રહ્યો હતો. આ પ્રકારનો તેમનો મૂક સવાદ કેટલીક સમય ચાલી રહ્યા પછી શ્રીદેવી હૃદયના ઉભરાને વશ થઇને વિમલને " મ્હારા વીરપતિ. " એમ કહેતી ભેટી પડી વિમળે પણ તેને પોતાની બાથમા આશ્રય આપ્યો. વિમળ અને શ્રીદેવી ઉભયના શરીર, મન અને આત્મા આ રીતે એક થઇ ગયા

આવા પવિત્ર દપતિના ગૃહમન્દિરની વિશુદ્ધ પ્રેમમય લીલા નિરખવાને આપણને વધારે અધિકાર કે શકિત નથી.

## પ્રકરણ ૩૧ મું.

### પશ્ચાત્તાપ.

અસત્ય બોલવુ, સાહસ કામ કરવુ, માયા કપટ રાખવુ, મૂર્ખપણ બતાવવુ અને અતિ લોભ કરવો, એ સ્ત્રીજાતિના સામાન્ય દોષો છે, એમ શાસ્ત્રકારોએ કથન કર્યું છે સસારમા કેટલીક વિદુષી, સ્વધર્મનિષ્ઠ અને વીરોચિત સદ્ગુણોને ધારણ કરનારી સ્ત્રીઓ પોતાની અવર્ણનીય કીર્તિને ફેલાવી ગઇ છે ઘણી સ્ત્રીઓએ પતિવ્રત ધર્મ સાચવવા પોતાના પ્રાણની આહુતિઓ આપી છે, ઘણી વીરાગનાઓએ યુદ્ધકાર્યમા ભાગ લઇ ખરા મર્દ પુરૂષોને લજ્જાયમાન કર્યા છે અને ઘણી સ્ત્રીઓએ પોતાના ઉચ્ચ ચારિત્ર્યથી સસારમાં સ્વર્ગનો અનુભવ કરાવ્યો છે સ્ત્રીજાતિના એવા અનેક સદ્ગુણોને માટે અમારો ઉચ્ચ અભિપ્રાય છે અને તેવા સદ્ગુણોની અમે પ્રશસા પણ કરીએ છીએ,

પરંતુ તે ગ્રંથે ત્યારે અમે શાસ્ત્રકારોના વચનોમાં અશ્રદ્ધાવાળા તો નથી જ. ઉપર્યુક્ત પાંચ અવગુણો સ્ત્રીજાતિમાં બહુધા જોવામાં આવતા હોવાથી જ શાસ્ત્રકારોએ તેમની પ્રસંગે પ્રસંગે નિંદા પણ કરેલી છે. પાશ્ચિમાત્ય સુધારાના હિમાયતી મનુષ્યો અમારા આ કથનને હસી કહાડશે અને કદાચ અમારી એ વાતનો તીરસ્કાર પણ કરશે, એમ અમે માનીએ છીએ; પરંતુ આજકાલના અર્ધદગ્ધ મનુષ્યોના તરંગી વિચારોમાં જે વિશ્વાસ હોય તે કરતાં પાકટ બુદ્ધિવાળા અનુભવી તથા નિઃસ્વાર્થવૃત્તિના શાસ્ત્રકારોના વચનોમાં વિશેષ શ્રદ્ધા યુક્ત આદર રાખવો ખોટો નથી.

ભીમદેવની રાણી ઉદયમતિ પતિવ્રતા હતી. પતિને જ પોતાનું સર્વસ્વ માનનારી હતી અને વીરોચિત સદ્ગુણને ધારણ કરનારી એક સુશીલા સ્ત્રી હતી; તેમ છતાં તેણે ચિન્તામણી જેવી રૂપવતી લલનાને ચાહનાર અને આશ્રય આપનાર પોતાના પરમેશ્વર તુલ્ય પતિનો તિરસ્કાર કર્યો હતો. પોતે રૂપવતી હોવા છતાં, પોતે પતિને અપૂર્વ સુખ આપનારી હોવા છતાં, પોતે પતિની એક-નિષ્ઠાથી સેવા કરનારી હોવા છતાં, ભીમદેવ—પોતાનો પતિ અન્ય તરૂણીના મોહમાં ફસાય અને પોતાને માટે પછી કાંઈ દરકાર ન રાખે, એ વિચારથી ઉદયમતિનું મગજ ચસકી ગયું. તેણે સ્ત્રીજાતિના વીરત્વ અને સાહસીક સ્વભાવાનુસાર ભીમદેવનો તેના ઉપર અપૂર્વ પ્રેમ હોવા છતાં, તીરસ્કાર કર્યો અને તેના ઉપર તેણે સખ્ત રોષ ધારણ કર્યો. ઉદયમતિ જેવી સ્ત્રીહદમાં પ્રબળ હતી, તેવો જ બલ્કે તેથી વિશેષ પ્રબળ ભીમદેવ રાજહદમાં હતો. તેણે એક સમયની પોતાની અતિ પ્રાણપ્રિયા રાણી ઉદયમતિનો સદંતર ત્યાગ કર્યો. ભીમદેવ એટલો બધો દૃઢનિશ્ચયી હતો કે તે જે વિચારતો અને જે કલ્પના કરતો, તેને ગમે તે ભોગે પણ દૃઢતાથી વળગી રહેવામાં જ તેને શાંતિ થતી. ઉદયમતિએ ચિન્તામણીના કારણથી જે વખતે ભીમદેવનો અનાદર કર્યો, તેજ વખતે તેણે ઉદયમતિનો ત્યાગ કરવાનો અને ચિન્તામણીને પોતાની રાણી બનાવવાનો નિશ્ચય કર્યો હતો. ચિન્તામણીના મનોરંજક રૂપથી અને તેના વિશુદ્ધ ચારિત્રથી ભીમદેવના મન ઉપર અસર તો પ્રથમથીજ થઇ હતી અને તેમાં ઉદયમતિએ એ કારણને આગળ ધરી તેનો અનાદર કર્યો, એટલે તેણે પોતાના કરેલા નિશ્ચયને જેમ બને તેમ તુરત અમલમાં મૂકવાનો વિચાર પણ કર્યો હતો; પરંતુ ચિન્તામણી અને તેના મેળાપની ઘટના બન્યા પછી તેને ઉપરાઉપરી યુદ્ધમાં જવાનું થતાં, તે પોતાના નિશ્ચય પ્રમાણે વર્તી શક્યો નહોતો. યુદ્ધમાંથી નિવૃત્તિ મળતાંજ તેને અચાનક ચિન્તામણીનો મેળાપ થયો અને તેણે એ રૂપવતી તરૂણીનો પોતાની અર્ધાંગના તરીકે તુરતજ સ્વીકાર કરી લીધો. એક શુદ્ધ ક્ષત્રિયાણી ઉદયમતિનો રોષ જેવો તેવો નહોતો. ભીમદેવ ઉપરનો તેનો ક્રોધ મહાન્ હતો અને તેને

છેવટ સુધી ટકાવી રાખવાના નિશ્ચય પણ પોતાના મનથી કરી રાખ્યો હતો, પરંતુ જ્યાંસુધી પોતાના સ્વભાવની-અમરત સ્ત્રીજાતિના સ્વભાવની વિલક્ષણતાનો તેને અનુભવ નહોતો થયો, ત્યાં સુધી તેનો એ નિશ્ચય ટકી રહ્યો ક્રોધના ઉગ્ર આવેશનુ શુ પરિણામ આવશે, એની જ્યાંસુધી તેને ખબર નહોતી, ત્યાં સુધી તેનો રોષ શમ્યો નહિ પરંતુ ભીમદેવના ચાલ્યા ગયા પછી તેનો રોષ નરમ પડ્યો અને તેનુ ભ્રમિત બનેલુ મગજ શીતલ પવન તથા સુગંધી દીપ કોની સુવાસથી શાંત થયુ, ત્યારે તેને ભીમદેવ-પોતાના પ્રિય પતિની સાથે ચલાવેના અતિ ઉગ્ર વર્તન માટે વિચાર થયો. અંતઃકરણની સપૂર્ણ શાંતિ વચ્ચે વિચાર કરતા તેને માલુમ પડ્યુ કે, પોતાના પતિનુ અપમાન કરવામા તેણે કેવળ સાહસ કર્યું હતુ ઉદયમતિને જો કે આ રીતે પશ્ચાત્તાપ થયો, તોપણ તે ઉગ્રતાથી તો નહિ જ તેણે વિચાર કર્યો કે, પોતાના ઉપર અતિ વ્હાલ રાખનાર પોતાનો પતિ આજ નહિ તો અઠવાડીયે અને અઠવાડીયે નહિ તો પખવાડીયે જરૂર મ્હારી પાસે આવશે ત્યારે તેમની ક્ષમા માગી અંતઃકરણને પવિત્ર કરીશ પરન્તુ અહીં તો શ્રીહઠ કરતા રાજહઠનુ વિશેષ પ્રાબલ્ય હતુ ઉદયમતિ કરતા ભીમદેવ વધારે આગ્રહી હતો માનિની ઉદયમતિએ ભીમદેવ પાસે જઈને તેની ક્ષમા માગવાનો પ્રયાસ કર્યો નહિ. વહેલા મોડા અવશ્ય તે પોતાની પાસે આવશે, એ વિચારમા તે રહ્યાં ગયુ અઠવાડીયુ ગયુ, મહીનો ગયો અને જોતજોતામા છ મહીના પણ ગયા પરંતુ ભીમદેવ એક વખત પણ ઉદયમતિના મહેલે આવ્યો નહીં અત્યંત માનિની બનેલી ઉદયમતિને હજુ પણ વિશ્વાસ હતો કે ભીમદેવ અવશ્ય પોતાને મનાવવાને આવશે, પણ આમા બે વર્ષ પસાર થઇ ગયા, તોપણ તે ન આવ્યો તે નજ આવ્યો ઉદયમતિનો ગર્વ હવે ગળવા લાગ્યો અને જ્યારે તેણે સાંભળ્યુ કે, પોતાના પતિ ભીમદેવે ચિન્તામણિને પોતાની અર્ધાંગના પણ બનાવી દીધી છે, ત્યારે તેનુ અભિમાન ચાલ્યુ ગયુ ભીમદેવે પોતાનો કેવળ ત્યાગજ કર્યો છે એમ જ્યારે તેને સમજાયુ, ત્યારે તેને અતિ પશ્ચાત્તાપ થવા લાગ્યો ઉદયમતિનુ કોમળ હૃદય બે વર્ષના વિયોગથી હવે આકુળવ્યાકુળ થવા લાગ્યુ, પોતાના પતિને જાતે મળી તેના ચરણમા પડી, ક્ષમા માગવાને માટે તેનુ હૃદય આતુર થઇ ગયુ ઉદયમતિ જેવી કોમળ હૃદયની સ્ત્રી પોતાના પ્રિય પતિનો વિયોગ કેટલો સમય સુધી સહન કરી શકે ? ગમે તેવી અબળા, ગમે તેવી સબળા અને ગમે તેવી ક્રોધી ઉદયમતિ હતી, તોપણ તે એક સ્ત્રી-એક કોમળ હૃદયની સ્ત્રી હતી, અને તેથી તે ભીમદેવના લાંબા સમયના વિયોગને સહન કરી શકે નહિ, એ સ્વાભાવિક હતુ

ઉદયમતિ પોતાના આવાસના એક સુંદર અને શણગારેલા ખડમા

હીંચકા ઉપર બેઠી બેઠી ધીમેથી હીંચકતી હતી. પ્રાતઃકાલનો સમય હતો. સૂર્યનારાયણનો ઉદય થઇ ગયો હતો અને નગરનાં સર્વ પ્રાણીઓ પ્રભાત સમયનાં આવશ્યક કાર્યો આનંદથી કરી રહ્યાં હતાં આ સમયે ઉદયમતિ ચિંતાતુર વદનથી પ્રમાદી બનીને હીંચકા ઉપર બેઠી હતી. તેનું તેજસ્પૂર્ણ અને કાંતિમાન વદનકમળ શોકથી કરમાઇ ગયું હતું, તેની વિશાળ આંખો સહેજ ઉંડી પેસી ગઇ હતી, તેની ચંપકવર્ણીય દેહલતા પોતાના પ્રિયના વિરહથી કૃશ થઇ ગઇ હતી, અને તેનું મન–તેનો આત્મા પશ્ચાત્તાપથી દગ્ધ થઇ રહ્યાં હતાં. ઉદયમતિના આવાસના ખંડની બારી સામેજ એક આમ્રવૃક્ષ હતું, તે ઉપર પક્ષીઓ પ્રેમક્રીડા કરી રહ્યાં હતાં, આમ્રવૃક્ષની એક ડાળ ઉપર બેસીને કાળી કોયલ પંચમ સ્વરથી કુહુકુહુ કરી રહી હતી, રાજભવનમાં પ્રાતઃકાલિન ચોઘડીયાં વાગી રહ્યાં હતાં, બંદીજનોની બિરૂદાવલી ગઢની મોઝાર ગાજી રહી હતી અને ગાયકો મધુર આલાપથી ભક્તિરસના પદો ગાઇ રહ્યાં હતાં; પરંતુ ઉદયમતિને તેથી આનંદને બદલે શોકજ થતો હતો. સુંદર વસ્ત્રો, સુંદર આભૂષણો, સુંદર આવાસ અને પોતાની અતિ સુંદર દેહલતાથી ઉદયમતિને અભિમાન અને સુખનો બદલે નિરાશા અને દુઃખજ ઉત્પન્ન થતાં હતાં. ઉપભોગની બાહ્ય વસ્તુઓ સુંદર હોય કે ન હોય, તે સાથે ઉદયમતિને કાંઇ સંબંધ નહોતો. તે તો પોતાના પ્રાણનાથના વિયોગથી દુઃખી, શોકાતુર અને ચિન્તાગ્રસ્ત રહેતી હતી. તેણે હીંચકા ઉપર બેઠાં બેઠાં વિચાર કર્યો–પોતાના નાથની ક્ષમા માગવાનો નિશ્ચય કર્યો; પરંતુ રીસાયેલા નાથ અહીં આવતા નથી તેનું કેમ ? થોડો સમય પોતાના મનથીજ ધડભાંજ કર્યા પછી ભીમદેવની પાસે જઇને ક્ષમા મેળવવા તે તૈયાર થઇ. તેણે પોતાની એક દાસીને બોલાવી તેના વસ્ત્રો પહેરી લીધાં અને કોઇ ન જાણે તેમ તે ચિન્તામણીના મહેલે જવાને નીકળી. પોતાની શોકય ચિન્તામણીના મહેલે જતાં તેનું મન જરા ડગ્યું, પણ પતિના વિયોગથી વ્યાકુળ બનેલા મને તુરતજ એ શંકાનો ત્યાગ કર્યો અને ગુપ્ત રીતે ચિન્તામણીના મહેલે તે પહોંચી ગઇ. તે દાદર ચડી મેડી ઉપર ગઇ અને જોયું તો સૌન્દર્યના સાગરરૂપ ચિન્તામણી એક આસન ઉપર બેઠેલી હતી. ચિન્તામણીએ પ્રથમતો ઉદયમતિ સામે જોયું નહિ, પણ ઉદયમતિ છેક તેની પાસે ગઇ એટલે તેણે પોતાની નજર ઉંચી કરી જોયું. ભીમદેવની રાણી ઉદયમતિને ઓળખતાંજ ચિન્તામણી એકદમ આસન ઉપરથી ઉભી થઇ ગઇ અને ઉદયમતિને આસન ઉપર બેસવાનો આગ્રહ કરતાં તે આશ્ચર્યથી બોલી ઉઠી. “ રાણીજી ! આપ અત્યારે આ વેષે અહીં ક્યાંથી ? પધારો, આ આસન ઉપર બિરાજો અને આપની આ દાસીને કાંઈ આજ્ઞા હોય તો ફરમાવો. ”

ઉદયમતિ પોતાને મળેલા માનથી ખુશી થઇ અને તેણે પોતાના

મનથીજ પોતાની શોક્ય ચિન્તામણીની પ્રશંસા કરી રાણીને ચિત્રવત્ સ્થિતિમાં ઉભી રહેલી જોઈને ચિન્તામણીએ વિનયથી કહ્યું " રાણીજી ! આપ આ આસનને શિરાજો. હું અહીં નીચે બેસી બેસી આપના ચરણની સેવા કરૂં છું "

" ઉદયમતિ ચિન્તામણીના આગ્રહથી આસન ઉપર બેઠી અને ચિંતામણી તેની પાસેજ નીચે બેઠી ઉદયમતિએ આસન ઉપર બેસતાં બેસતાં નિશ્વાસ મૂક્યો એટલે ચિન્તામણીએ કહ્યું " મહારાણીજી ! આપ ઉદાસ, ચિન્તાતુર અને શોકાકુલ કેમ જણાવ છો ? "

ઉદયમતિએ કોમળ સ્વરે ઉત્તર આપ્યો " બ્હેન ચિન્તામણી, મ્હારા શોકનું મ્હારી ચિન્તાનું અને મ્હારી ઉદાસિનતાનું કારણ શું તું સમજી શકી નથી ? મેં મૂર્ખાઈ અને નજીવા કારણથી-અરે મને હવે સ્પષ્ટ કહેવા દે કે ત્હારેજ લીધે મહારાજનો-મ્હારા અને હવે ત્હારા પ્રિયતમ નાથનો તીરસ્કાર કર્યો હતો, એ વાત તું શું નથી જાણતી ? મને હવે મ્હારા એ માહસિક વર્તન માટે પશ્ચાત્તાપ થાય છે અને તેથીજ મ્હારૂં શરીર મ્હારૂં મન તથા મ્હારા આત્માની આ સ્થિતિ થયેલી છે તું કેવી ભાગ્યવતી કે મહારાજના પ્રેમને સંપાદન કરી શકી અને હું કેવી અભાગિની કે મહારાજના પ્રેમને ગુમાવી બેઠી ? બ્હેન ચિંતામણી, પ્રિયતમ નાથના વિયોગરૂપી દાવાનળથી મ્હારૂં સમસ્ત શરીર આજ બે વર્ષથી બળી રહ્યું છે, તેને તેમની ક્ષમારૂપી વચન વૃષ્ટિથી શાંત કરવાને હું અત્યાતુર થઈ રહી છું પ્રિય બ્હેન ! નાથ ક્યાં છે, તે મને બતાવ, મ્હારી આંખો તેમનું પવિત્ર દર્શન કરવા, મ્હારૂં મન તેમનો અગાધ પ્રેમ સંપાદન કરવા, મ્હારો આત્મા તેમના આત્માની સાથે ઐક્ય સાધવા અને મ્હારૂં શરીર તેમના શરીરને આલિંગન આપવા તલસી રહ્યા છે માટે બ્હેન ! કૃપા કરી મને પ્રિયતમ પ્રભુ બતાવ. "

ચિન્તામણી રાણીની વ્યાકુળતા જોઈ દીલગીર થઈ, તેણે કહ્યું " મહારાણીજી ! આપ શામાટે આમ દીલગીર થઈ ગયા છો ? મહારાજ રમણાજ પધારશે, માટે ત્યાંસુધી આપ સુખેથી અહીંજ બેસો. '

" ઉદયમતિ ચિન્તામણીના વિનય-વિવેકાદિ સદ્ગુણો જોઈને ખુશી થતાં બોલી " બ્હેન ચિન્તામણી, હું ત્હારી પણ અત્યંત અપરાધિની છું, કારણકે ત્હારા ઉપરના દ્વેષના લીધેજ મેં મહારાજનો અનાદર કર્યો હતો શું તું મને ક્ષમા નહિ આપે ' "

ચિન્તામણીએ આંખમાં આંસુ લાવીને કહ્યું, " મહારાણીજી ! આપ આ શું બોલો છો ! સ્ત્રી જાતિના સ્વભાવાનુસાર ગમે તે કારણને લઈને આપને કદાચ મ્હારા ઉપર દ્વેષ થયો હોય તો તે સ્વાભાવિક છે, એટલે આપે મ્હારો તો પણ અપરાધ કર્યોજ નથી વસ્તુત તો મેંજ મહારાજનો આપના પ્રત્યે

જે અખંડ પ્રેમ હતો, તેમાં ભાગ પડાવીને આપનો અપરાધ કર્યો છે. મહાદેવી, મ્હારા એ અપરાધની ક્ષમા મ્હારેજ આપની પાસે યાચવી જોઇએ."

ઉદયમતિએ પોતાની બ્હેન થયેલી ચિન્તામણીને બળપૂર્વક ઉઠાડીને આસન ઉપર પોતાની સાથેજ બેસારતાં અતિ વ્હાલથી કહ્યું. "વ્હાલી બ્હેન! ત્હારો અપરાધજ નથી. આપણા પ્રિયપતિનો અનાદર કરીને મેંજ માત્ર તેમનો અપરાધ–એક મહાન્ અપરાધ કર્યો છે, પણ મને સંપૂર્ણ આશા છે કે તેઓશ્રી મને અવશ્ય ક્ષમા આપશેજ. પછી–પછી પ્રિય ચિન્તામણી, આપણે બન્ને જણીઓ સાથે રહીને તેમની અત્યંત પ્રેમપૂર્વક સેવા કરીને પરમાનંદમાં દિવસો વ્યતિત કરશું.

ચિન્તામણીએ સ્મિત હાસ્ય કરીને કહ્યું. "મહારાણીજી, આપની એ આશા ભગવાન સોમનાથની કૃપાથી અવશ્ય ફલિભૂત થશે. મહારાજ ઉદાર અને દયાળુ છે, તેઓશ્રી આપને જરૂર ક્ષમા આપશેજ."

આ મીઠી વાર્તાચિત ચાલતી હતી. એટલામાં ભીમદેવ આવ્યો. ઉદયમતિ અને ચિન્તામણી બન્ને આસન ઉપરથી ઉભા થઇ ગયાં. ઉદયમતિએ ભીમદેવને આવેલો જાણી લજ્જાથી પોતાની દ્રષ્ટિને અવનત કરી દીધી. ચિન્તામણીની સાથે સુખાસને બેઠેલી સ્ત્રીને દાસીના વસ્ત્રોમાં ઉભેલી જોઇ ભીમદેવ આશ્ચર્ય પામ્યો ઉદયમતિનું સમસ્ત શરીર તથા તેનું સુંદર વદનકમળ ભીમદેવના બે વર્ષના વિયોગથી અને પશ્ચાતાપથી કૃશ અને દુર્બળ થઇ ગયાં હતાં અને વેષમાં તેણે દાસીના વસ્ત્રો પરિધાન કરેલાં હોવાથી ભીમદેવ તેને બરાબર ઓળખી શકયો નહિ. ઉદયમતિને તો તે કેવળ વિસરી ગયો હતો અને ચિન્તામણીના આવાસમાં તેની હાજરી હોવાનો સંભવજ નહોતો, એટલે તેને તે ક્યાંથી ઓળખી શકે? તેણે ચિન્તામણી પ્રત્યે જોઇને પૂછ્યું. "ચિન્તામણી, આ સ્ત્રી કોણ છે? તે અહીં કેમ આવેલી છે?"

ચિન્તામણીએ ભીમદેવના એ પ્રશ્નના ઉત્તરમાં માત્ર સ્મિત હાસ્ય કર્યું અને તે પ્રેમભરી નજરે ભીમદેવ સામે જોઇ રહી.

ભીમદેવની ઉત્સુકતા તેથી વધી, તેણે આતુરતાથી ફરીને પૂછ્યું. "કેમ ઉત્તર આપતી નથી?"

"પ્રાણનાથ, એ સ્ત્રી કહે છે કે, મહારાજનો મેં મહાન્ અપરાધ કર્યો છે: તેથી આપની ક્ષમા માગવાને માટે અહીં આવેલ છે." ચિન્તામણીએ હસીને ઉત્તર આપ્યો

"પણ તે સ્ત્રીને હું ઓળખતો નથી તેનુ કેમ?" ભીમદેવે પૂછ્યું. "પ્રિયતમ, તે મ્હારાં વડીલ ભગિની છે" ચિન્તામણીએ ઉત્તર આપ્યો

"ત્હારે વહિન ભગિની છે, એમ તો તે મને ત્હારી આત્મકથામાં કહ્યું જ નહોતું !" ભીમદેવે પૂછ્યું

"પરંતુ જ્યારથી આપે મને આપની અર્ધાંગના બનાવી, ત્યારથી તે મ્હારા બ્હેન થયા છે" ચિન્તામણીએ માર્મિક ઉત્તર આપ્યો

ભીમદેવને વિચારમાં પડી ગયેલો જોઇ તેણે ફરીથી કહ્યું 'શું હજુ આપ મ્હારા બ્હેનને ઓળખી શક્યા નથી ' પ્રાણપતિ ! મ્હારા એ બ્હેન બીજા કોઇ નહિ પણ આપના પટરાણી ઉદયમતિ છે અને તે આજથી બે વર્ષ ઉપર મ્હારા કારણને લઇ આપના કરેલ અનાદરની આપની પાસે ક્ષમા માગવા આવેલા છે "

"કોણ ઉદયમતિ !" ભીમદેવ આશ્ચર્યથી પૂછ્યું

ઉદયમતિએ પોતાના સ્વાભાવિક વસ્ત્રો ઉપર દાસીનું વસ્ત્ર પહેર્યું હતું તે દૂર કરતા અને ભીમદેવની પાસે જઇ તેના ચરણમાં પડતા કહ્યું "પ્રિયતમ પ્રભુ ! હા હું આપની પત્નિ ત્યક્તા તેજ ઉદયમતિ છું, કે જેણે રોષથી આપનો-મ્હારા આરાધ્ય દેવનો અનાદર કરી મહાન્ અપરાધ કર્યો છે મ્હારા એ ઉદ્ધત વર્તનનો મને પશ્ચાત્તાપ થયેલો છે, તેથી આપની પાસે મ્હેન અપરાધની ક્ષમા માગવા અત્રે આવેલી છું નાથ, શું મને-આપની આ પત્નિ ત્યક્તા રાણીને ક્ષમા નહિ કરો !"

પોતાની એક સમયની અતિ પ્રિય રાણી ઉદયમતિનો ગર્વ ગળી ગયેલો જાણી તથા તેને આર્જવતાથી પોતાની ક્ષમા માગતી જોઇને ભીમદેવનો તેના ઉપરનો ક્રોધ પલાયન થઇ ગયો તેણે ઉદયમતિને પોતાના ચરણમાંથી ઉપાડતા કહ્યું "પ્રાણપ્રિયા, ઉભી થા ત્હારા અપરાધની હું ક્ષમા આપું છું "

ઉદયમતિ પતિની આજ્ઞાને માન આપી ઉભી થઇ અને ભીમદેવના મુખ સામે અનિમિષ નયનોએ જોતી પોતાની આંખોમાંથી અવિરત અશ્રુઓ વહેવરાવવા લાગી બે વર્ષના લાંબા વિયોગથી કૃશાંગી બનેલી ઉદયમતિનો દયામણો દેખાવ જોઇને ભીમદેવને પોતાના અકારણ ક્રોધને માટે દીલગીરી થઇ તેણે ઉદયમતિને દૃઢાલિંગન કરતા અને તેના ફીક્કા પડી ગયેલા ગાલને ચુંબન લેતા કહ્યું "દેવી, હવે શા માટે દીલગીર થાય છે ? ત્હારા અપરાધની મે તને ત્યારનીએ ક્ષમા આપી છે પ્રિયા ?"

ઉદયમતિ પોતાના પ્રિયના પ્રશ્નનો કાંઇ પણ ઉત્તર નહિ આપતા તેના આલિંગનમાં રહીને અપૂર્વ સુખ અનુભવવા લાગી, ભીમદેવે થોડી વાર પછી ઉદયમતિને આલિંગનમાંથી મુક્ત કરતા અને પોતાની બન્ને પ્રિયાઓ સહિત

એક મોટા આસન ઉપર બેસીને ઉદયમતિ પ્રતિ હસતાં હસતાં કહ્યું. "હવે તો તું ત્હારી બ્હેન બનેલી ચિન્તામણીનો દ્વેષ નહિ કરે ને ?"

"પ્રાણપતિ, મ્હારી ભૂલનું સ્મરણ કરાવીને મને દુઃખી ન કરશો. એમ સ્ત્રી જાતિના સ્વભાવાનુસાર મ્હારાથી જે દોષ થયું હતું. તે માટે મ્હારી બ્હેનની પણ મેં ક્ષમા મેળવી લીધી છે." ઉદયમતિએ ઉત્તર આપ્યો.

ત્યારપછી ભીમદેવે ચિન્તામણીને કહ્યું. "ચિન્તામણી, ત્હારા ઉપર મ્હારો જો કે સંપૂર્ણ પ્રેમ છે; પરન્તુ તેથી તું સહેજ પણ અભિમાનને વશ થઈશ નહિ. ઉદયમતિને તું ત્હારી વડીલ ભગિની તરીકે ગણજે અને તેની આજ્ઞાને અનુવર્તિની થઈને રહેજે, એ મ્હારો તને ખાસ આગ્રહ છે."

ચિન્તામણીએ કહ્યું, "આપની આજ્ઞાને મસ્તકે ચડાવું છું અને વિનંતિ કરું છું કે આપ મને ગમે તેવા ઓછા પ્રેમથી ચાહશો તો પણ હું દીલગીર થઈશ નહીં; પરંતુ મ્હારાં વડિલ ભગિનીને તો આપ પ્રથમના જેવાજ સંપૂર્ણ પ્રેમથી ચાહજો."

ચિન્તામણીના હૃદયની વિશાળતા જોઈને ભીમદેવે તેના સુંદર ગુલાબી ગાલ ઉપર પોતાનો હાથ ફેરવતાં કહ્યું. "પ્રિય ચિન્તામણી, ત્હારે કે પ્રિયા ઉદયમતિએ એ સંબંધે જરા પણ દીલગીર થવું નહિ; કારણકે હું તમને બન્નેને અખંડ અને એકસરખા પ્રેમથી ચાહીશ અને તમને બન્નેને હળી મળીને સંપથી રહેતાં જોઈને ખુશી થઈશ."

"નાથ, તે માટે આપ સહેજ પણ ચિન્તા કરશો નહિ, મ્હારી બ્હેન ચિન્તામણીને હું મ્હારા આવાસેજ રાખીશ અને અમે બન્ને એકત્ર રહીને જ આપની સેવાનો અમૂલ્ય લાભ મેળવીશું." ઉદયમતિએ કહ્યું.

"અને હું પણ પટરાણીજીના આવાસે તેમની સાથે રહેવાને આતુર છું." ચિન્તામણીએ ઉલ્લાસથી અનુમતિ આપી.

ઉપર પ્રમાણે તેમની વચ્ચે આનંદની વાતો ચાલતી હતી. અને એ વાતો ક્યાં સુધી ચાલત એ અમે યથાર્થતાથી કહી શકતા નથી; પરંતુ એક દાસી જમવાનું તૈયાર છે, એમ કહેવાને આવી ત્યારેજ તેઓ ઉઠયાં અને સાથે જ ભોજનગૃહમાં ગયાં. વાંચક મહાશયો! આપણે પણ તે દરમ્યાન થોડી વિશ્રાંતિ મેળવી લઈએ.



"મ્હારી યુક્તિ એ છે કે આગળ વિમળના પૂર્વજો શરૂઆતથી પાટણની ગાદીની સેવા કરતા આવ્યા છે. અને તેઓમાં કોઇ મંત્રી, તો કોઇ દંડનાયક હતા. તેમાંના તેના એકાદ પૂર્વજના સમયથી લેણું નીકળે છે, એવો હીસાબ કરીને છપન ક્રોડ ટંકા* લેણા બતાવીને તેટલી રકમ રજુ કરવાનું વિમલને કહેવું અને જો રજુ ન કરે તો તેને ઉચિત દંડ કરવો. એ યુક્તિએ કરીને ધન અને અધિકાર ખેંચી લઇએ, પછી ધન વગરનો અહીં રહીને શું કરશે ? ધન ન હોય તો માણસનું અભિમાન રહે નહિ અને ધન કે અધિકાર વગર મોટાઇ પણ રહે નહિ. ધન વગર કોઇ કહ્યું માનશે નહિ અને ધન જશે એટલે ગરીબ જેવો થઇ જશે. ધન લીધું એ પ્રાણ લીધા જેવું જ છે. ધન વગરનો માણસ તે પાણી વગરના નવાણ જેવો છે." ભીમદેવે પોતાની યુક્તિ કહી દર્શાવી.

દામોદરે ખુશી થતાં કહ્યું. "મહારાજ, આપની એ યુક્તિ અત્યંત સારી છે; પરંતુ તે સાથે મ્હારી યુક્તિ પણ આપને દર્શાવું છું અને તે પસંદ પડે તો તેનો પણ ઉપયોગ કરશું."

"તમારી તે યુક્તિ શું છે ?" ભીમદેવે પૂછ્યું.

"મહારાજ, ચંદ્રાવતીનો આપણો ખંડિયો રાજા ધંધુક ભોજના પક્ષમાં ભળી ગયો હતો, તે હકીકત તો આપ જાણો છો; પરંતુ તે પહેલાં ધંધુક આપણી ગુપ્ત વાર્ત્તા જાણવાને પાટણમાં આવ્યો હતો અને માનસિંહ નામ ધારણ કરીને ધર્મસિંહ મહેતાની હવેલીએ એકાદ બે માસ રહ્યો હતો. એક પ્રસંગ બનતાં વિમલ મહેતાએ તેને ઓળખ્યો હતો; પરંતુ તે ગુપ્ત વેશે આવેલો અને તેનું વર્તન શંકાયુક્ત હોવા છતાં તેને નહિ પકડતાં જવા દીધો હતો. મને ખાત્રી છે કે વિમલે આ હકીકત આપથી છુપાવી છે; માટે એ હકીકત આગળ ધરી ગુપ્ત વેષે આપણી ગુપ્ત હકીકત જાણી લેવાના ઇરાદાથી આવેલા ધંધુકને ઓળખ્યા છતાં તેને કેદ નહિ પકડતાં આપનાથી હજુ સુધી એ વાત છુપાવી રાખવા માટે તેને શું અપરાધી નહિ ઠરાવી શકીએ ? વિમલનો આ અપરાધ મહાન્ છે અને તેને માટે તેને કારાગૃહમાં પૂરી રાખવાની શિક્ષા આપ કરી શકશો. એક વખત તેને કારાગૃહમાં પૂરવામાં આવ્યો કે પછી તેનો સદંતર

* ટંકા એ એ વખતનું મુખ્ય ચલણી નાણું હતું. હજી આપણે "ટકાનું વ્યાજ," "ટકે શેર ભાજી ટકે શેર ખાજા," વિગેરે શબ્દોમાં 'ટકા' શબ્દ વાપરીએ છીએ, તે તે કાળના 'ટંકા' શબ્દ ઉપરથી ચાલતો આવેલો છે. વિમળ પ્રબંધમાં તેના વિદ્વાન સંશોધકે ફુટનોટથી આટલો ખુલાસો કરેલો છે, પરંતુ 'ટંકા'ની હાલના ચલણી નાણામાં શું કિમ્મત ગણાય, તે સમજાતું નથી. લેખક.

નાશ કરવો હશે, તો પણ સરલતાથી થઇ શકશે" દામોદર મહેતાએ પોતાની યુક્તિ આનંદથી કહી બતાવી

"શું ધંધુક પાટણમાં ગુપ્ત વેષે આવીને રહ્યો હતો અને વિમળે તેને ઓળખ્યાં છતાં તથા તેનું વર્તન શંકાવાળું હોવા છતાં તેને પકડ્યો નહિ? ઠીક છે, તમારી યુક્તિ પણ ઘણી સારી છે અને તેથી વિમળને આપણે નરમ પાડી શકશું વિમળના પૂર્વજોના સમયના લેણા બાબત તથા તેના થયેલ અપરાધ વિષે આવતી કાલની સભામાં નિર્ણય કરી તેને કારાગૃહની શિક્ષા કરવા મ્હારો વિચાર છે" ભીમદેવે કહ્યું

"કોને કારાગૃહની શિક્ષા કરવાનો વિચાર છે, મહારાજ!" સેનાપતિ સંગ્રામસિંહે પોતાના હમેશના રૂવાબથી ખંડમાં દાખલ થઇને પૂછ્યું

ભીમદેવે તેનો કાંઇ ઉત્તર આપ્યો નહિ, તેણે દામોદર સામે જોયું એટલે દામોદરે કહ્યું "સેનાપતિ, મહારાજના ખાનગી વિચારો જાણવાનું તમારે શું પ્રયોજન છે,?"

દામોદરનો અપમાનયુક્ત પ્રશ્ન સાંભળી સંગ્રામસિંહ રોષપૂર્વક બોલી ઉઠ્યો. "મહેતા, મ્હારે એ વાત જાણવી છે અને તે સંબંધમાં મહારાજને યોગ્ય સલાહ પણ આપવી છે, સમજ્યા?"

"પણ મહારાજ તમારી સલાહ લેવાને તૈયાર હોય એ હું માનતો નથી" દામોદરે ભીમદેવ સામે જોઇને કહ્યું

"મહારાજ મ્હારી સલાહ લેવા તૈયાર હોય કે ન હોય તો પણ મ્હારે એ વાત જાણી યોગ્ય સલાહ આપવીજ જોઇએ અને તેમાં હું મ્હારો ધર્મ સમજુ છું" સંગ્રામસિંહે જુસ્સાથી કહ્યું

દામોદરે કહ્યું 'મહારાજ તમને પોતાની ગુપ્ત વાત કહેવાને ખુશી નથી, તેનું કેમ?"

સંગ્રામસિંહે ક્રોધથી કહ્યું 'મહારાજ એ વાત મને કહેવાને ખુશી ન હોય તો ભલે, પરંતુ એ વાતને હું સારી રીતે સમજુ છું દામોદર મહેતા, તમે ધર્મના બંધભાવને લઇ વિમલ જેવા એક ખરા વીર પુરૂષનો નાશ કરવાને તૈયાર થયા છો અને મહારાજને તે સંબંધે આડુંઅવળું સમજાવો છો તે મ્હારા ધ્યાન બહાર નથી ગુજરાતના ગૌરવ સમાન અને રાજ્યના એક ખરા હિતેચ્છુ વીર પુરૂષનો નાશ હું કદાપિ થવા દઇશ નહિ એ યાદ રાખજો, અને વિશેષમાં એ પણ ધ્યાનમાં રાખજો કે વિમલ મંત્રીના એક વાળને પણ ઇજા થશે અથવા તેને કેદ કરવામાં આવશે તો વિમલને શિક્ષા કરનારનો પ્રથમ હું જ નાશ કરીશ"

" વિમલ મહેતાને શિક્ષા કરવા મહારાજ પોતેજ ઇચ્છે છે. શું મહારાજનો તમે નાશ કરશો ? " દામોદરે પૂછ્યું.

" ખોટી વાત છે. " સંગ્રામસિંહે કહ્યું " મહારાજ એવા પાપી હૃદયના નથી, કિંતુ તમારા જેવા ઇર્ષાળુ મંત્રીઓ જ તેનો નાશ કરવા તૈયાર થયા છે; પરંતુ તેમ કરતાં પહેલાં સંગ્રામસિંહે નિર્મળ રાગે તલવાર પકડેલી નથી, એનો ખાસ કરીને વિચાર કરી લેજો."

ભીમદેવે સેનાપતિ સંગ્રામસિંહને-પોતાના મામાને તપી ગયેલો જોઇને શાંતિથી કહ્યું. " ખરી હકીકત શું છે, તે જાણ્યા પહેલાં દામોદર મહેતાનો દોષ કહાડવા તમે તૈયાર થયા છો, એ બાજગી નથી. વિમલ મહેતાએ એક મહાન્ અપરાધ કરેલો છે, તેની તપાસ આવતી કાલે સભામાં થવાની છે અને અપરાધ સાબિત થાય તોજ તેને ઉચિત દંડ દેવા મ્હારો વિચાર છે.

" પણ હું નથી ધારતો કે વિમલ મહેતાએ કાંઇ અપરાધ કર્યો હોય; તેમ છતાં તેણે ખરેખર અપરાધ કર્યોજ હોય, તો તેના જેવા રાજ્યના પરમ હિતસ્વી મંત્રીનો અપરાધ શું માફ થઇ ન શકે ? " સંગ્રામસિંહે પૂછ્યું.

" વિમલ મહેતાએ ખરેખર અપરાધ કર્યો છે અને તેનો નિર્ણય આવતી કાલે રાજસભામાં થશે. અત્યારે તે કહેવા જેટલો મને સમય નથી; કેમકે રાત્રી ઘણી વ્યતિત થઇ ગઇ છે અને વિશેષમાં મ્હારી તબીયત બરાબર નથી એટલે મને આરામની જરૂરીઆત છે. " ભીમદેવ વાતને ટુંકામાં પતાવવા અને સંગ્રામસિંહ સાથે વધુ વાદવિવાદ નહિ કરવાના હેતુથી એટલો ઉત્તર આપીને ઉઠયો અને ઉદયમતિના મહેલે ચાલ્યો ગયો. દામોદર મહેતા અને સંગ્રામસિંહ પણ તુરતજ સ્વસ્થાનકે ગયા.

રાત્રી વ્યતિત થઈ ગઇ અને પ્રાતઃકાલ થયો. આજની રાજસભામાં ભીમદેવ મધ્યાન્હ સમયના બરાબર એક વાગે આવવાનો હતો; તેથી મંત્રીઓ અને રાજ્યના બીજા સર્વ અધિકારીઓ સાડાબારથી રાજસભામાં હાજર થઇ ગયા હતા. વિદ્વાનો અને પ્રતિષ્ઠિત ગૃહસ્થો પણ હાજર હતા. આજે રાજસભાનો રંગ કાંઇક જૂદાજ પ્રકારનો જણાતો હતો. ભીમદેવના અંગરક્ષક સૈન્યમાંથી ચુનંદા પચાસ સૈનિકો હથિયારબંધ થઇને રાજસભામાં ગોઠવાઇ ગયા હતા અને બીજા સૈનિકો રાજસભાના દ્વાર આગળ તૈયાર થઇને ઉભા હતા. સભાજનો આજની સભાનો રંગ જોઇને કેવળ અજાયબ થઇ ગયા હતા અને સર્વે જણ ચૂપ થઇને અનેક પ્રકારના વિચારો મનમાં ને મનમાં કરતાં અવનવી કલ્પનાઓ બાંધતા હતા. રાજમહાલયની ઘડિયાળમાં એકનો ટકોરો થયો કે તુરતજ ભીમદેવ સામન્તની સાથે બીજા પચાસ અંગરક્ષકોને લઇને સભામાં

આવી પહોંચ્યો મહાજનોએ ઉભા થઇને તેને માન આપ્યું અને તે સિંહાસને બેઠો એટલે તેઓ સર્વે પણ આજ્ઞા થતાં બેસી ગયા ભીમદેવની સાથે આવેલા અંગરક્ષકો તેના સિંહાસનની પછવાડે ગોઠવાઇ ગયા સભાના હમેશના રીવાજ મુજબ પ્રથમ તાલ ટપ્પા ગાનતાન અને આશિર્વચનોનું કાર્ય ખલાસ થતાં ધીરગંભીર શાંતિ પથરાઈ ગઇ ભીમદેવનો કરડો ચહેરો અને વિશેષમાં રાજ-સભામાં સૈનિકોની હાજરી જોઈ શ્રાવક મંત્રીઓ આશ્ચર્ય પામી ગયા હતા અને આજની સભાનું શું પરિણામ આવશે, એ વિષે તેઓ અનેક પ્રકારના તરંગો બાંધતા હતા થોડો સમય શાંતિમાં પસાર થતાં છેવટે ભીમદેવે સત્તાવાહક અવાજે કહ્યું “ દામોદર મહેતા ! ”

“ આજ્ઞા, મહારાજ ” દામોદરે કહ્યું

“ આજે પ્રથમ શું કાર્ય કરવાનું છે ? ભીમદેવે પૂછ્યું

“ મહારાજ, રાજ્યગુરૂ રવિશર્માએ વિમલ મહેતા વિરૂદ્ધ પોતાનું અને પોતાના ધર્મનું અપમાન કરવા બાબત જે અરજ કરેલી છે, તે સબંધે તપાસ ચલાવવાનો આપનો વિચાર હોય તો રવિશર્મા તરફના સાક્ષીઓ હાજર છે દામોદરે ઉત્તર આપ્યો

“ ઠીક છે એ વાત ઉપર પાછળથી ધ્યાન આપવામાં આવશે પરંતુ મેં તમને તપાસ કરવાનો હુકમ કર્યો હતો, તે પ્રમાણે તમે અમલ કર્યો છે ? ” ભીમદેવે રૂવાબથી પૂછ્યું

“ હા મહારાજ, આપના હુકમ મુજબ અમલ કરી તેની એક નોંધ કરી રાખી છે ” દામોદર એમ કહીને એ નોંધ કહાડી.

‘ કેટલી રકમ લેણી નીકળે છે ? ” ભીમદેવે ફરીને પૂછ્યું

‘ છપ્પન ક્રોડી ( કોડી ) ટકા લેણા નીકળે છે અને તેનું વ્યાજ થાય તે તો જૂદું ” દામોદરે ઉત્તર આપ્યો

ભીમદેવે વિમલના સામે જોઇને કહ્યું “ વિમલ મહેતા રાજનું જૂનું લેણું કોની કોની પાસે બાકી રહી ગયું છે તે તપાસવાને મેં દામોદર મહેતાને હુકમ કર્યો હતો તેમણે જૂના ચોપડા જોઇને તમારા પૂર્વજ પાસે છપ્પન કોટી ટકા લેણા હોવાનું જાહેર કર્યું છે માટે તે સબંધમાં તમારે કાંઇ કહેવાનું હોય તો કહો, અને નહિ તો તેટલી રકમ વ્યાજ સાથે તાકીદે રજુ કરો ”

ભીમદેવનું વિચિત્ર પ્રકારનું કથન સાંભળી વિમલ કેવળ અજાયબ થઇ ગયો, તેણે કહ્યું ‘ મહારાજ, મ્હારા પૂર્વજ પાસે રાજ્યનું કોઇ પણ પ્રકારનું લેણું હોય એમ મ્હારા જાણવામાં નથી, તેમ છતાં આપ છપ્પન કોટી ટકા વ્યાજ સાથે લેણા દર્શાવો છો તે આશ્ચર્યની વાત છે

"મ્હેંડાની વાત સાંભળવાને હું ઇચ્છતો નથી. તમારી પાસે રાજ્યનું લેણું નહિ હોવાની સાબિતી હોય તો બતાવો, અને નહિ તો લેણી રકમ રજુ કરો." ભીમદેવે આજ્ઞા કરી.

વિમલે શાંતિથી કહ્યું. "મહારાજને મ્હારી પાસેથી તેટલી રકમ લેવી હશે, તો તે આપવાને હું તૈયાર છું; પરંતુ મ્હારા ઉપર આપનો અન્યાય થાય છે."

"અન્યાય કરવાનો મ્હારા ઉપર અસત્ય આક્ષેપ કરતાં પહેલાં પરિણામનો વિચાર તમે કર્યો જણાતો નથી." ભીમદેવે કહ્યું.

"મહારાજ! હું આ જે કાંઇ કહું છું, તેનો પ્રથમ સંપૂર્ણ વિચાર કર્યા પછીજ કહું છું, એ આપ ખાત્રીથી માની લેજો." વિમલે ઉત્તર આપ્યો.

"ઠીક છે, તમે મ્હારા ઉપર કરેલ આક્ષેપનો હવે પછી નિર્ણય કરવામાં આવશે: પરંતુ તમે, ચંદ્રાવતીના પરમાર રાજા ધંધુકને તે ગુપ્ત વેષે જ્યારે પાટણમાં આવ્યો હતો, ત્યારે તેને ઓળખ્યા છતાં અને તેનું શંકાયુક્ત વર્તન જાણ્યા છતાં કેદ નહિ કરતાં જવા દીધો, એ સંબંધે તમારો શો ખુલાસો છે?" ભીમદેવે જુસ્સાથી પૂછ્યું.

વિમલ, ભીમદેવની આજની રીતભાત જોઇને અજાયબ થતો હતો. તેણે દ્રઢતાથી કહ્યું "મહારાજ, હું ખુલાસો કરવાને તૈયાર છું. પણ સભાસમક્ષ તો નહિજ."

"પરંતુ મ્હારે તમારી પાસેથી એ ખુલાસો અત્યારેજ મેળવવો છે." ભીમદેવે કહ્યું.

"હું એ ખુલાસો અત્યારે કરવાને કોઇપણ રીતે તૈયાર નથી. ખાનગીમાં આપને હું સર્વ હકીકત કહીશ, અને તેમ છતાં આપને મ્હારી હકીકત ઉપર વિશ્વાસ ન આવે તો સંગ્રામસિંહજીને પૂછીને ખાત્રી કરશો." વિમલે નિશ્ચયાત્મકભાવથી કહ્યું.

"વિમળ મહેતા," ભીમદેવે ક્રોધથી કહ્યું "શું તમે મ્હારા હુકમનું અપમાન કરો છો?"

"આપના હુકમનું અપમાન કરવાને હું ખુશી નથી: પરંતુ એ હકીકત સર્વ સભા સમક્ષ મ્હારાથી કહી શકાય તેમ નથી." વિમલે શાંતિથી ઉત્તર આપ્યો.

"તમારે સર્વ હકીકત સભા સમક્ષજ કહેવી પડશે અને જો નહિ કહો તો હું તમને કેદ કરવાનો હુકમ કરીશ." ભીમદેવે કહ્યું.

"આપની ઇચ્છામાં આવે તે પ્રમાણે હુકમ કરો, મને તેની દરકાર નથી. હું જોઉં તો ખરો કે મને કેદ પકડવાની કોનામાં તાકાત છે?" વિમલે ક્રોધથી કહ્યું.

'તમારા અભિમાનને હમણાંજ હું તોડી પાડું છું." એમ કહી ભીમદેવે મોટેથી હાક મારી "સામન્તસિંહ !"

ભીમદેવની હાકથી સભાના સર્વ માણસો ધ્રુજી ઉઠયા. સામન્ત ભીમદેવની પછવાડે બેઠો હતો, તે એકદમ સન્મુખ આવીને બોલી ઉઠ્યો "મહારાજ હાજર છું"

"વિમળ મહેતાને કેદ કરી એકદમ કારાગૃહમાં લઈ જાવ" ભીમદેવે ભયંકર અવાજે કહ્યું

ધર્મસિંહ ભીમદેવના અન્યાયી વર્તનથી એકદમ જુસ્સામાં આવી બોલી ઉઠ્યો "વિમળ મહેતાને કેદ પકડનાર કોણ છે ?"

વિમલે ધર્મસિંહ મહેતાને શાંત રહેવાની સૂચના કરી અને કહ્યું 'સામન્તસિંહ, જ્યાં ઉભા છો ત્યાંજ ઉભા રહેજો. જો એકપણ પગલું આગળ ભર્યો તો તેજ વખતે આ તલવારથી તમારૂં માથું ધડથી જુદું પડશે."

ભીમદેવ વિમળના અભિમાનયુક્ત વચનો સાંભળી આવેશપૂર્વક બોલી ઉઠ્યો. "સામન્ત, શું વિચાર કરે છે ? મ્હારી આજ્ઞાનો એકદમ અમલ કર-સૈનિકોની સહાયથી વિમળને એકદમ કેદ કર" એમ કહી ભીમદેવે સૈનિકો પ્રત્યે જોયું એટલે તેઓ પોતપોતાની તલવારને મ્યાનમાંથી ખેંચી કાઢતા વિમળને પકડવા તૈયાર થયા. સેનાપતિ નગરામસિંહ જે અત્યારસુધી ચૂપ બેઠો હતો અને શું થાય છે, તે શાંતિથી જોયા કરતો હતો તે એકદમ પોતાની જગ્યાએથી ઉઠી સભાની વચ્ચે આવ્યો. સૈનિકો તરફ જોઈને ક્રોધયુક્ત સ્વરથી તેણે કહ્યું "હું તમારો સર્વનો અધિકારી-સેનાપતિ તમને આજ્ઞા કરૂં છું કે તમે તમારી તલવારો મ્યાન કરો."

'પણ હું તમને તમારા મહારાજા તરીકે આજ્ઞા કરૂં છું કે તલવાર ના મ્યાન કરો વિમળને એકદમ કેદ પકડો" ભીમદેવે પોતાની આંખોમાંથી અંગાર વર્ષાવતાં કહ્યું.

દામોદર મહેશ્વર વિગેરે આ કટોકટીનો સમય આવતો જાણી નીચું મ્હોડું કરીને ચૂપચાપ બેસી રહ્યા હતા. સભામાં આવેલા શ્રાવકો વિમળની પાસે જઈને તેના પક્ષમાં ઉભા રહ્યા. નગરામસિંહે ભીમદેવના સિંહાસન પાસે જઈને કહ્યું ' મહારાજ! ખૂબ વિચાર કરીને જે કાંઈ આજ્ઞા કરો તે કરજો નહિતો તેનું પરિણામ સારૂં નહિ આવે. એ યોગ્ય માની લેજો. હું તમારો સામો થનારો નથી. હિતસ્વી છું. પણ મ્હારા જાણેજના હાથથી અન્યાય

થતો જોઇને હું ન્યાયના પક્ષમાં ઉભો રહીશ. પાટણનું સમગ્ર સૈન્ય મ્હારા અધિકારમાં છે, ને તમે કેમ ભૂલી જાઓ છો ?"

ભીમદેવને વિચારમાં પડી ગયેલો જોઇને વિમલે કહ્યું. "મહારાજા ! સંગ્રામસિંહજી એક શુદ્ધ ક્ષત્રિય છે અને તે જે કહે છે તે સત્ય કહે છે. આપ કોઇના ભરમાવ્યાથી મારા ઉપર નિષ્કારણ રોષ દર્શાવો છો. તે તદ્દન આપનો અન્યાય છે. આપને મોટી મોટી જીતો મેળવી આપીને પાટણની રાજસત્તાનો વિજયી ડંકો દેશ પરદેશમાં વગડાવી આપ્યા છતાં આપ મ્હારા ઉપર અવિશ્વાસ કરો છો અને મને વિના કારણે કેદ પકડવાને તૈયાર થયા છો એ જોઇ મને દીલગીરી થાય છે, મને સ્પષ્ટ કહેવા દો કે બ્રાહ્મણ મંત્રીઓ અમારી-શ્રાવકોની ચડતી કળા જોઇને ખટપટ કર્યા કરે છે અને તેમણેજ આપને આડું અવળું સમજાવી મને કેદ કરવાનો વિચાર રાખ્યો છે. મહારાજ, આપ યાદ રાખજો કે હું શ્રાવક છું, જીવદયાનો હિમાયતી છું: પરંતુ મ્હારા હાથ અતિ બળવાન છે. મ્હારી સમશેર અતિ તેજ છે અને તેથી મને કેદ પકડતાં પહેલાં અનેક નિર્દોષ મનુષ્યના પ્રાણની હાનિ થશે, એટલું જ નહિ પણ પાટણની પાયમાલી થશે મહારાજ ! સિંધનો હમીર, માળવાનો ભોજ અને ચેદિનો કર્ણ આદિ શત્રુ રાજાઓ સારા હતા. પરંતુ વિમલને આપે એક વખત શત્રુ બનાવ્યો તો પાટણની અતિ બળવાન શ્રાવક પ્રજા ખળભળી ઉઠશે તથા પાટણની રાજગાદી કેટલી જોખમમાં આવી પડશે, તેનો પ્રથમથીજ સંપૂર્ણ વિચાર કરી લેજો."

ભીમદેવ વિમલનાં ગર્વયુક્ત વચનો સાંભળી જોરથી બોલી ઉઠયો. "બસ કરો-તમારી જીભાનને એકદમ બંધ કરો, નહિ તો મ્હારે મ્હારી શમશેરનો ઉપયોગ કરવો પડશે. રાજસભામાંથી એકદમ ચાલ્યા જાઓ. તમારા જેવા મિથ્યાભિમાની અને ઉદ્ધત માણસો સાથે વાત કરવાને પણ હું ખુશી નથી: માટે એકદમ અહીંથી ચાલ્યા જાઓ અને આવતી કાલે સવારમા જ જો તમે પાટણ છોડીને ચાલ્યા નહિ જાઓ, તો તમારી હવેલી જમીનદોસ્ત થશે, તમારૂં ધન તથા તમારી સર્વ સંપત્તિ રાજભંડારમાં જશે અને તમને તમારા કુટુંબ સહિત કેદ કરવામાં આવશે."

વિમલ જુસ્સાથી કંઇક બોલવા જતો હતો, પણ સંગ્રામસિંહે તેને સમજાવીને શાંત પાડયો વિમલ તુરતજ ગુસ્સાથી સભા છોડીને ચાલ્યો ગયો, એટલે ધર્મસિંહ વિગેરે શ્રાવકો પણ તેની પછવાડે ગયા. થોડા સમય પછી ભીમદેવ પણ રાજસભામાંથી ઉઠીને પોતાના મહેલે ગયો અને સભાજનો બની ગયેલી ઘટના વિષે વિચાર ચલાવતા ધીમે ધીમે ત્યાંથી ચાલ્યા ગયા

# પ્રકરણ ૩૩ મું.

---

## ચંદ્રાવતીમાં.

વિમલ ગુસ્સાથી રાજસભા છોડીને સારેમાર્ગ પોતાની હવેલીએ આવ્યો. તેણે પોતાની પૂજ્ય માતા અને પોતાની પ્રિય પત્નીને રાજસભામાં બનેલી સર્વ હકીકત કહી સંભળાવી અને પોતાનો વિચાર ચંદ્રાવતીમાં જઈને રહેવાનો છે, એમ પણ તેમને કહી દીધું. વિચારવંત માતા અને ચતુર પત્નીએ પણ તેના વિચારને અનુમોદન આપ્યું. એટલે વિમલે સર્વ પ્રકારની તૈયારી રાત્રીએજ કરી લઈ પ્રાતઃકાળ થતાં જ ચંદ્રાવતી તરફ જવાનો નિશ્ચય કર્યો. પોતાની તમામ સંપત્તિ તેણે સાથે લીધી અને પોતાના સૈન્યને પોતાની સાથે આવવાની આજ્ઞા કરી દીધી. તૈયારી કરતાં રાત્રીનો ઘણો સમય વ્યતિત થઈ ગયો હતો. એટલે વિમલ ભગવાન પાર્શ્વનાથના પવિત્ર નામની માળા જપતો અને પોતાની કુળદેવી શ્રી અંબાજીનું સ્મરણ કરતો શયન કરવાની તૈયારી કરતો હતો, તે વખતે શ્રીદત્તશેઠ, ધર્મસિંહ મહેતા, સેનાપતિ સંગ્રામસિંહ અને અન્ય શ્રીમંત શ્રાવકો આવી પહોંચ્યા. વિમલે તેમને આવકાર આપી માન સહિત બેસાર્યા. વિમલ પાટણ છોડીને પોતાના સૈન્ય સહિત પ્રભાતે ચાલ્યો જવાનો છે એવા ખબર સાંભળતાં તેઓ સર્વે તેને સમજાવીને પાટણમાં રાખવાના વિચારથી આવ્યા હતા. શ્રીદત્તશેઠે થોડીવાર શાંત બેસી વાતની શરૂઆત કરતાં પૂછ્યું "વિમલ મહેતા, અમે સાંભળ્યું છે કે તમે પ્રભાતે પાટણ છોડીને ચંદ્રાવતી જવાના છો, એ વાત શું સત્ય છે ?"

"હા, તમે જે સાંભળ્યું છે તે સત્ય છે" વિમલે ઉત્તર આપ્યો.

"પણ અમે તમને જવા દેવાના નથી" ધર્મસિંહે કહ્યું.

"મહારાજે કોઈના ભરમાવ્યાથી ભોળવાઈ જઈને મ્હારૂં ગેરવ્યાજબી અપમાન કર્યું છે, તેથી હવે હું એક દિવસ પણ પાટણમાં રહેવાને ખુશી નથી." વિમલે આગ્રહપૂર્વક કહ્યું.

"વિમલ મહેતા" સંગ્રામસિંહે કહ્યું "એવી રીતે ઉતાવળા થવાની અગત્ય નથી. મહારાજને હું સમજાવીશ અને તેમણે તમને પાટણમાંથી ચાલ્યા જવાની કરેલ આજ્ઞાને પાછી ખેંચાવી લઈશ."

"સંગ્રામસિંહજી! દામોદર વિગેરે મંત્રીઓની ખટપટથી હું કેવળ નારાજ થઈ ગયો છું અને તેથી હવે એક ઘડી પણ પાટણમાં રહેવાનો મ્હારો

વિચાર નથી. તમારી સર્વની મ્હારા પ્રત્યેની લાગણી માટે હું તમારો સર્વનો ઉપકૃત છું." વિમલે કહ્યું.

"મહારાજે તમને જે અન્યાય આપ્યો છે અને વિના કારણ તમારૂં અપમાન કર્યું છે, તેને અમે અમારૂં-આખી શ્રાવક પ્રજાનું અપમાન માનીએ છીએ અને તેથી તે વિષે વિચાર ચલાવવા અમે આવતી કાલે સમસ્ત સંઘને એકત્ર કરવાનો નિશ્ચય કર્યો છે. દામોદર વિગેરે બ્રાહ્મણ મંત્રીઓ મહારાજને ગમે તેમ સમજાવી ખટપટો ઉભી કરે છે, તે માટે અમે મહારાજને સ્પષ્ટ શબ્દોમાં કહીશું અને મહારાજ એવા ખટપટી મંત્રીઓને શિક્ષા નહિ કરે તો અમે સર્વે તમારી સાથે પાટણ છોડીને આવવા તૈયાર થઇશું.' શ્રીદત્તશેઠે જુસ્સાથી કહ્યું.

" શ્રીદત્તશેઠ, એટલી બધી ધમાલ કરવાનું કાંઇ પ્રયોજન નથી. આગળ ઉપર સમયનો વિચાર કરી જેમ કરવું ઘટે તેમ કરજો પણ હાલ તો મને જવા દો એજ ઉત્તમ છે." વિમલે કહ્યું.

" વિમલ મહેતા જે કહે છે, તે બરાબર છે. જે કારણસર મહારાજે તેમને પાટણમાંથી ચાલ્યા જવાની આજ્ઞા કરેલી છે, તે કારણનો નીવેડો લાવવાને તે ઉતાવળ કરે છે, એમ હું તેમની વાતચીત ઉપરથી સમજી શકું છું: માટે હાલ તો તેમને ચંદ્રાવતી જવા દેવા. એ યોગ્યજ છે." એક વૃદ્ધ અને અનુભવી શ્રાવકે કહ્યું.

" મોતીચંદ શેઠ મ્હારો આશય બરાબર સમજી ગયા છે; તેથી તેમના કહેવાના ભાવાર્થને વિચારી મને ચંદ્રાવતી જવાની આપ સર્વ રજા આપશો, એમ હું આશા રાખું છુ." વિમલે કહ્યુ.

' ઠીક, તમારો ખાસ વિચાર છે, તો પછી અમે તમને વિશેષ આગ્રહ કરતા નથી. ભલે ખુશીથી જાઓ, ભગવાન પાર્શ્વનાથ તમારૂં કલ્યાણ કરશે; પરંતુ દામોદર મંત્રીના પ્રપંચ માટે અમે રાજસભામાં ખુલાસો માગશું અને તેને ઉચિત શિક્ષા કરાવશું ત્યારેજ શાંત થશુ." શ્રીદત્તે કહ્યું.

" શ્રી સંઘને જેમ યોગ્ય લાગે તેમ કરજો " વિમલે કહ્યું.

કેટલોક સમય બીજી વાતો કરી તેઓ સર્વે ઉઠ્યા અને વિમલને ઘટિત સૂચના અને યોગ્ય સલાહ આપી ચાલ્યા ગયા. જતાં જતાં શ્રીદત્તશેઠ પોતાની વ્હાલી પુત્રી શ્રીદેવીને મળ્યા અને તેને યોગ્ય શીખામણ આપી. શ્રીદેવી પોતાના પિતા, માતા, ભાઇ અને ભાભીનો વિયોગ થવાનો હોવાથી દુઃખી થઇ અને તેના કમળ સમાન નયનોમાંથી અશ્રુબિન્દુઓ ટપકવા લાગ્યાં; પરંતુ શ્રીદત્તે

તેને હિમ્મત આપી અને કહ્યુ કે હુ ચદ્રાવતીમા કોઇ સમયે આવીને તને મળી જઇશ. એટલે શ્રીશ્રીની દીલગીરી ઓછી થઈ ગઈ શ્રીદત્ત ત્યારપછી પોતાના આવાસે ચાલ્યો ગયો

પ્રાત કાલ થતાજ વિમલ સર્વ પ્રકારની તૈયારી કરી પોતાના સૈન્ય સાથે પાટણને નમસ્કાર કરી ચદ્રાવતી તરફ રવાના થઇ ગયો. કેટનાક દિવસો મુસાફરી કર્યા પછી તે ચદ્રાવતીની અત્યત નજીક આવી પહોચ્યો અને ચદ્રાવતીથી એક માઇલ દૂર સૈન્ય સહિત છાવણી નાખીને રહ્યો વિમલે તુરતજ પોતાના એક અધિકારીને ચદ્રાવતીના પરમાર રાજા ધધુક પાસે સદેશો આપીને મોકલી દીધો

અમે જે સમયનો પ્રસ્તુત નવલકથા લખીએ છીએ તે સમયમા ચદ્રાવતીની શોભા અલૌકિક હતી હિન્દુ અને ખાસ કરીને જૈનધર્મના પવિત્ર સ્થાન તરીકે, પરમાર રાજપૂતોની ઉત્પત્તિના સ્થાન તરીકે અને ભારતવર્ષની એક સુન્દર, ભવ્ય અને સમૃદ્ધ નગરી તરીકેની તેની ખ્યાતિ અપૂર્વ હતી ચદ્રાવતીનો મજબુત કોટ, તેનુ વિશાળ ક્ષેત્રફળ, તેમા આવેના અદ્ભુત આવાસો, તેના નદનવન સમાન બાગ-બગીચા, તેની બજારનો ઠાઠ, તેમા વસતા શ્રીમત રાજજનો, તેના પ્રસિદ્ધ અને સ્વર્ગના વિમાન જેવા સુદર જૈનમદિરો, તેની પૌષધશાળાઓ તેના વિશ્રાતિગૃહો અને તેના સરસ્વતીભૂવનોથી આ તે લકાનગરી છે કે દેવોની ઇદ્રપુરી છે, એમ જોનારને શકા ઉદ્ભવતી હતી ચદ્રાવતીનો કોટ અત્યત મજબૂત હતો અને તેના પ્રત્યેક માર્ગની આગળ સુદર સ્વચ્છ જળથી ભરેલી વાવો બાધવામા આવેલી હતી. દરેક વાવને છેડે ચાર ચાર કુવા કરાવેના હતા, જ્યાથી ચદ્રાવતીના ચદ્રમુખી લલનાઓ પાણી ભરી જતી હતી ચદ્રાવતીના શ્રીમત મનુષ્યોના આવાસો આરસ પત્થરથી બાધવામા આવેલા હતા અને તેમાં અદ્ભૂત કારીગરીયુક્ત કોરણી કોતરાવેલી હતી મોઠ પણ મોટા આવાસો તો સાત સાત માળના હતા તથા તેમા મૂકવામા આવેલા સુદર ગોખ અને બારણા જોતા જાણે ઇદ્રભૂવનો ન હોય, એમ જોનારને ભાસ થતો હતો. આવાસોની બાહ્ય શોભા એટલી બધી હતી કે તેના અતર્ભાગમા કેવુ બહુમૂલ્ય રાચરચીલુ હશે, તેની કલ્પના પણ મનને આનદ ઉપજાવતી હતી ચદ્રાવતીને ચોતરફ પોળો અને દરવાજા હતા. તેમા ચોગરદ્દી ચોક હતા ચૌટામા બેસીને દરેક જાતિના મનુષ્યો પોતાનો જાતિગત વ્યાપાર કરતા હતા તેથી ચદ્રાવતીના ચૌટામાથી ઇચ્છામા આવે તેવી વસ્તુઓ મળતી હતી દરેક પ્રકારના વ્યાપારનુ ચદ્રાવતી એક મ્હોટુ મથક હતુ ચદ્રાવતીમા અનેક શ્રીમત મનુષ્યો વસતા હતા અને તેઓ કર્ણ જેવા દાનેશ્વરી ધર્મ પરાયણ અને જીવદયાના ખાસ કરીને હિમાયતી હતા.

તેઓમાં ત્રણુસો સાઠ તો કરોડપતિ શાહુકારો હતા અને તેઓ વારાફરતી રોજે ચુંદડીનાં જમણો કરતા હતા; તેથી ત્યાંના મનુષ્યોને ઘણે ભાગે ચૂલો સળગાવવાની પણ જરૂર પડતી નહોતી. ચંદ્રાવતીના પ્રત્યેક ઘરે ચંદ્રમુખી અને સુલક્ષણી સ્ત્રીઓ હતી, તેમનું અપુર્વ રૂપ અને તેમણે પરિધાન કરેલાં ઉત્તમ આભૂષણોથી તે જાણે સાક્ષાત દેવીઓનો અવતાર ન હોય, એમ જોનારને સ્પષ્ટ ભાન થતું હતું. ચંદ્રાવતીમાં જૈન મંદિરો એટલા મ્હોટા પ્રમાણમાં હતા કે ત્યાં નવસો નવાણું ઝાલરો વાગતી હતી અને રોજ સવાશેર કેસર દેવપૂજામાં વપરાતું હતું. ટુંકામાં કહીએ તો ગુજરાતના પાટનગર પાટણથી સર્વ પ્રકારે ચંદ્રાવતી ચડતી કળામાં હતું; કાળ પ્રભાવે એક સમયની અત્યંત રમણીય, ભવ્ય અને સમૃદ્ધ ચંદ્રાવતી નગરીનું આજે માત્ર ખંડેરો સિવાય કશું નામ નિશાન રહ્યું નથી. જે ભૂમિ પવિત્ર આબુરાજ પર્વતની તલાટીથી સુમારે બાર માઇલ ઉપર, ખરાડીથી દક્ષિણ પૂર્વમાં ત્રણ ચાર માઇલ છેટે અને અંબાભવાની તથા તારિંગાના દેવાલયોથી જરાક વધારે દૂર, જંગલમાં ઘટાટુમ બની ગયેલો પ્રદેશ છે, તેમાં અત્યારે તેના ખંડેરો નહિ જેવી હાલતમાં જોવામાં આવે છે. રેલવેથી મુસાફરી કરનારા મનુષ્યોને તેના આરસપહાણના કોતરકામવાળા ઝળહળતા પત્થરો આકર્ષણ કર્યા વગર રહેતા નથી. જ્યાં ચંદ્રાવતી નગર હતું તે જગ્યા ઉપર ઘાડી વનસ્પતિ ઉગેલી છે, તેના કુવા, સરોવરો, વાવો અને મંદિરોનો નાશ થઇ ગયો છે અને તેના ખંડિયરોમાંથી આરસપહાણ નિત્ય લુંટાય છે, જ્યાં એક વિશાળ મેદાનમાં ચંદ્રાવતીના ભાગ્યાટુટ્યા ખંડિયરોના ભાગો વિખરાઇ પડયા છે અને તે ઉપરથી વિચાર કરતાં તેનો વિસ્તાર ઘણો હશે, એમ કલ્પના થાય છે જ્યારે યુરોપિયનોના જોવામાં એ જગ્યા પ્રથમ આવી, ત્યારે આરસપહાણોની સુંદર ઇમારતોનાં વીસ ખંડેર ખોળી કહાડવામાં આવ્યાં હતાં. તે ઉપરથી તેનો ધન વૈભવ અને તેની રમણીયતાનો ખ્યાલ આવે છે.* કાળના વિષમ પ્રવાહમાં ચંદ્રાવતી જેવાં અસંખ્ય નગરોનુ આજે નામનિશાન રહ્યું નથી, અનેક જોરાવર રાજ્યો જમીનદોસ્ત થઇ ગયાં છે. અનેક જગ્યાએ જળનું સ્થળ અને સ્થળનુ જળ થઇ ગયું છે અને અસંખ્ય દેવાલયો, રાજમહાલયો, આવાસો તથા નિસર્ગની શોભારૂપ બાગબગીચાઓનો સદંતર નાશ થઇ ગયો છે. મુસલમાની રાજ્ય અમલમાં તેમના હાથે ધર્મના મિથ્યાભિમાનથી અનેક નગરો, અનેક કીલ્લાઓ, અનેક દેવાલયો અને અનેક સાહિત્યભંડારોનો નાશ થયાની ઇતિહાસ સાક્ષી પૂરે છે. તેવીજ રીતે ચંદ્રાવતીનો નાશ પણ અલાઉદ્દિનની ક્રુર આજ્ઞાએ કર્યો હતો

* જૂઓ ઓન—એ૦ કે૦ ફાર્બસ કૃત રાસમાળા ભાગ ૧ લો.

હતો. પરંતુ ધારાનગરી પહોંચતાં પહેલાંજ તેને ભોજના અચાનક મૃત્યુ તથા ગુજરાત અને કાશી સાથે ભોજના પુત્રે તેમનું આધિપત્ય સ્વીકારી સંધિ કર્યાના ખબર મળતાં તે માર્ગમાંથીજ પાછો વળ્યો હતો. આ બનાવ બન્યા પછી ભીમદેવે વિમલનું સભામા, ધંધુકને પાટણમાં બોલાવ્યા છતાં કેદ ન કરતાં તેને જવા દેવાના કારણસર અપમાન કર્યું અને તેને પાટણમાથી ચાલ્યા જવાની આજ્ઞા કરી, એ આપણે ગત પ્રકરણમાંજ વાંચી ગયા છીએ.

વિમલે ચંદ્રાવતીના રાજા ધંધુકને પોતાનો અધિકારી મોકલીને કહેવરાવ્યું કે તમે ગુજરાતના રાજાધિરાજની આણ માનતા નથી; માટે તમારે ચંદ્રાવતીનો રાજ્યકારભાર અમને સોંપી દેવો અને અમારી દેખરેખ તથા રક્ષણ નીચે તમારે રહેવું હશે તો તમને ચંદ્રાવતીમાં રહેવા દેવામાં આવશે. એક રાજા તરીકે તમારૂં માન સાચવવામા આવશે; પરંતુ ચંદ્રાવતીની રાજ્યસત્તા તમારે અમને સોંપી દેવી પડશે. ધંધુકરાજ નિર્બળ નહોતો. તે બળવાન, અભિમાની અને ઉદ્ધત હતો, તેના વંશમાં પૂર્વે થઇ ગયેલા અનેક પરાક્રમી રાજાઓનુ તેનામાં અભિમાન હતુ. તેણે વિમળના અધિકારીનો તીરસ્કાર કર્યો અને તેને કહ્યું કે વિમલ જેવા એક શ્રાવક વાણિયાની અને ગુજરાતના રાજાથી તીરસ્કૃત થયેલા તેના જેવા મંત્રીની મને જરાપણ દરકાર નથી. વિમલે ધંધુકનો મિથ્યાભિમાન યુક્ત ઉત્તર સાંભળી ચંદ્રાવતીને ઘેરો નાંખવાની પોતાના સૈનિકોને તુરતજ આજ્ઞા કરી. આ બાજુ ધંધુકે વિમલને અત્યંત નજીક આવેલો જાણીને ચંદ્રાવતીના દરવાજા મજબૂતપણે બંધ કરાવી દીધા અને લડવાની તૈયારી કરીને પોતાના સૈન્યને કોટ ઉપર ગોઠવી દીધુ. વિમલનું વિજયી સૈન્ય કોટની આસપાસ પથરાઇ ગયું અને ઘેરો નાંખીને પડયું. કેટલાક દિવસો સુધી ઘેરો કાયમ રહ્યો એટલે ચંદ્રાવતીના લોકો મુઝાયા. સૈનિકો પણ આવી રીતે લડવાથી કંટાળી ગયા હતા, અને તેથી પ્રમાદી બની ગયા. આ સમય દરમ્યાન વિમલ સાવચેત હતો અને કોટની અંદર પેસવાના અનેક પ્રયત્નો કરતો હતો, એક દિવસ તેણે મજબુત ખીલા ઠોકીને ઉપર ચડી જવાનો નિશ્ચય કરી રાખ્યો. રાત્રી પડી. જગત્ ઉપર ભયંકર અંધકાર પથરાઇ ગયો હતો, કોટ ઉપરનાં ધંધુકના સૈનિકો નિદ્રાધીન થઇ ગયા હતા. માત્ર થોડા પહેરેગિરોજ જાગતા હતા. વિમલે પોતાના પાયદળ સૈન્યને કોટમાં ઠોકેલાં ખીલા ઉપર થઇને કોટ ઉપર ચડાવી દીધું. પહેરેગિરોમાંથી જે સામે થયા તેને ગુપચૂપ ઠાર કરી વિમલના સૈનિકો આગળ વધ્યા અને કોટની નીચે અંદર ઉતર્યા. ગોઠવણ કર્યા મુજબ તેઓએ એકદમ દરવાજા ભણી દોડી જઇ દરવાજા બળપૂર્વક ઉઘાડી નાખ્યા. વિમલ તે વખતે પોતના વિજયી ઘોડેસ્વારો સાથે ત્યાં તૈયાર ઉભો હતો. તે દરવાજાને ઉઘડતાં સાંભળી એકદમ અંદર ધસી આવ્યો ને એકદમ

રાજમહાલય નગર જઈ કેટલાક ઘોડેસ્વારોને રાજમહાલય ફરતા ગોઠવી દીધા ઘોડાની ખરીઓના અવાજથી રાજમહાલયના રક્ષકો જાગી ગયા અને તેઓ બેબાકળા ઉઠીને આમતેમ દોડવા મડી ગયા પાછલી રાતીનુ અજવાળુ ઉગી નીકળ્યુ હતુ તેના પ્રકાશમા તેઓ શત્રુના ઘોડેસ્વારોને રાજમહાલય ફરતા ફરી વળેલા જોઈને આશ્ચર્ય પામ્યા અને એકદમ પોતાના શસ્ત્રો લઈને તેમના સામે થયા વિમલના ઘોડેસ્વારો અને ધધુના રાજમહાલયના રક્ષકો વચ્ચે ત્યા કાપાકાપી ચાલી રહી આ સમય દરમ્યાન વિમલનુ સમગ્ર સૈન્ય નગરમા પેસી ગયુ અને તેના અધિકારીઓ વિમલની આજ્ઞા મુજબ નગરના પ્રત્યેક સ્થળે પોતપોતાના સૈન્ય સાથે ગોઠવાઈ ગયા હતા. આ ઘોંઘાટથી ધધુક અને તેના પુત્રો જાગી ઉઠ્યા અને તપાસ કરતા વિમલનુ સૈન્ય રાજમહાલયને ઘેરીને પડ્યુ છે એમ સાભળતા તેઓ ક્રોધાયમાન થઈ લડવાને ધસી આવ્યા સૂર્યનારાયણનો ઉદય થવાને થોડીજ વાર હતી તેથી ઝાખો પ્રકાશ પૃથ્વી ઉપર છવાઈ ગયો હતો થોડી વારમા લડતા લડતા ધધુક અને વિમલ સામસામા આવી ગયા અને પોતાના અતુલ બળથી લડવા લાગ્યા, પરતુ વીરવિમલે ધધુકનો પરાજય કરી તેને કેદ પકડી લીધો તેના પુત્રો પોતાના પિતાને કેદ પકડાયેલો જોઈ ચદ્રાવતી છોડી નાસી ગયા વિમલે તુરતજ રાજમહાલયનો અને ખજાનો કબજે લીધો અને દરેક સ્થળે પોતાનુ સૈન્ય ગોઠવી દીધુ સૂર્યોદય થતા વિમલે રાજાધિરાજની આણ ચદ્રાવતીમા ફેરવી દીધી અને રાજમહાલય ઉપર પાટણની રાજધ્વજા ચડાવી દીધી રાજા ધધુકને તેણે માન સાથે એક આવાસમા રાખ્યો અને તેની રાણીઓ વિગેરેને તેની સાથે રહેવાની રજા આપી ધધુકે ત્યાર પછી ગુજરાતના રાજાનુ આધિપત્ય કબૂલ કર્યું એટલે તેને પોતાની દેખરેખ નીચે માન સહિત ત્યા રાખ્યો અને ચદ્રાવતીના રાજા તરીકે તેના પ્રત્યે વિમલ તથા તેના અધિકારીઓ વર્તન ચલાવતા હતા ચદ્રાવતીનો રાજકારભાર બનો પોતાના અધિકારમા લઈ સમસ્ત અર્બુદભૂમિ ઉપર ભીમદેવની આણ તેણે વર્તાવી દીધી ચદ્રાવતીના સૈન્યમા, તેની પ્રજામા, તેના જુના અધિકારીઓમા તેણે પોતાની એવી તો ધાક બેસારી દીધી કે કોઈ ઉંચુ માથુ કરી શકે તેમ નહોતુ ચદ્રાવતીનો રાજ્યકારભાર પૂર્વવત શાતિથી ચાલવા લાગ્યો પ્રજાજનો વિમલના ડહાપણ ભરેલા કારભારથી સુખી થયા અને વિમલની અત્યત પ્રશસા કરવા લાગ્યા ધધુક પણ કોઈપણ પ્રકારની ખટપટ કર્યા વિના શાતિથી પોતાના કુટુબ સાથે પોતાને આપવામા આવેલા આવાસમા રહેતો હતો જ્યારે તેના પુત્રો ચદ્રાવતીમાથી નાસીને દૂર નગરમા રહ્યા હતા

# પ્રકરણ ૩૪ મું,

---

## અપૂર્વ ત્યાગ.

વર્ષાઋતુ ચાલતી હતી. આકાશમાં કાળાં વાદળાં દોડાદોડ કરી રહ્યાં હતાં. સવારથી ઝરમર ઝરમર મેઘ વર્ષી રહ્યો હતો ઘણો વર્ષાદ પડવાથી પૃથ્વી કાદવવાળી થઇ ગઇ હતી, નદી અને સરોવર ભરાઇ ગયાં હતાં અને ખેડુતો હર્ષાયમાન થયાં હતાં. વૃક્ષો, છોડવાઓ, વેલાઓ અને પ્રત્યેક જાતિની વનસ્પતી લીલીછમ બની ગઇ હતી. મયુરો અને બપૈયાઓ આનંદથી નાચી રહ્યાં હતાં. થોડા સમય પછી જોસબંધ વર્ષાદ પડવા લાગ્યો. પાટણના વિલાસીજનો ગોખમા બેસી પ્રકૃતિનું સુંદર દ્રશ્ય જોવામાં તલ્લીન થઇ ગયાં હતાં. આ સમયે પાટણના મંત્રી ધર્મસિંહ મહેતાની પુત્રી સુલોચના પોતાના ગૃહ દેવાલયમાં જીનેશ્વરની મધ્યાન્હ પૂજા કરતી હતી. પરમાત્મા પાસે સુગંધી ઘૃતનો દીપક બળી રહ્યો હતો. ખુશબોદાર ધૂપની સુવાસ આખા દેવાલયમાં પ્રસરી ગઇ હતી. સુલોચના પરમાત્મા સામે પોતાનું મુખ રાખીને અપૂર્વ ભક્તિભાવથી તેમનુ અર્ચન કરી રહી હતી. તેણે આ સમયે સાદા અને સ્વચ્છ વસ્ત્રો પરિધાન કર્યા હતાં, ગુલાબીરંગની ઓઢણી તેના ગુલાબી ચહેરાને વિશેષ દીપાયમાન લાગતી, તેના માથાના કાળા વાળ નિતંબ સુધી છુટા લટકતા હતા, તેનું સમસ્ત શરીર પરમાત્માની ભક્તિથી પૂલકિત થયુ હતું અને તેનુ ચંદ્ર સમાન ઉજ્જવલ મુખ આનંદના અતિરેકથી અત્યંત મનોહર લાગતું હતુ. પૂજાનુ કાર્ય સંપુર્ણ થયું એટલે સુલોચનાએ પોતાના મધુર કંઠથી પરમાત્માનું સ્તવન નીચે મુજબ ગાવાનુ શરૂ કર્યું.

* મોહન મન મેલ મીટાવો, જ્યોત મેં જ્યોત મીલાવો. મોહન—
તું સચરાચર સ્વામી મેરો, મેં હું તોરી દાસી;
આસ પુરન અજરામર પદની, થઇ છું પુરન પ્યાસી.
ઉદાસી આપ મીટાવો, જ્યોત મેં જ્યોત મીલાવો. મોહન—
નિર્મળ આતમ રૂપ અરૂપી, મોહ મદે ખરડાયો;
માનવ જ્ઞાન વિજ્ઞાન ભયો, અરૂ આપ સમ પાયો;
છતાં કાં ન સંગી બનાવો, જ્યોત મેં જ્યોત મીલાવો મોહન—
ઓરત ખાવિંદ ખેલ ખલકકા, યોગી મેં સબ એકા,
મલ્લી પ્રભુ સમ પ્રકટ પ્રકાશ્યા, એ અવલંબન મેંકા.
અનેકા અંતર લાવો, જ્યોત મેં જ્યોત મીલાવો. મોહન—

---

* આ પદ કાફીમાં પણ ગવાઇ શકાશે.

જ્યોત મેં જ્યોત મીલાવો ના આલાપમાં સુનોચનાનું હૃદય ઉછ ળવા લાગ્યું અને પોતાના દેહનું ભાન ભૂલી ભક્તિરસમાં લીન થઇ ગઇ જેનો દેહ સુંદર છે, જેનું મન નિર્મળ છે, જેનો આત્મા પવિત્ર છે અને જેના વિચારો શુદ્ધ છે એવી પરમ સુંદરી અને સુનક્ષણી સુનોચનાના મધુર કંઠથી ગવાયેલા આત્મચિંતન સ્તવનના આલાપથી મંદિરના નિર્જીવ પત્થરો બળતા દીવાઓ અને પરમાત્માની મૂર્તિ પણ જાણે સુનોચનાના સુંદર સંગીતથી પ્રસન્ન થયા ન હોય, એમ સ્પષ્ટ થતું હતું, સુનોચના હજી પણ પરમાત્માનું એક ચિત્તે ધ્યાન ધરતી પૂર્વવત્ ઉભી હતી તેનો પિતા ધર્મસિંહ અને તેની માતા પ્રભાવતી મંદિરના બારણે ઉભા ઉભા તેની ચેષ્ટા જોતા હતા ઘણી વાર સુધી તેઓ ત્યાં ઉભા રહ્યા, પરંતુ સુલોચનાને ધ્યાનભંગ થયેલી નહિ જોતા પ્રભાવતીએ કોમળ સ્વરથી હાક મારી " બેટા સુનોચના "

ધ્યાનમગ્ન સુનોચનાએ એ શબ્દો સાંભળ્યા કે નહિ, તે અમે કહી શકતા નથી, પરંતુ તેણે તેનો કાંઇ ઉત્તર આપ્યો નહિ સુનોચનાએ જ્યારે કાંઇ ઉત્તર ન આપ્યો એટલે પ્રભાવતીએ જોરથી બુમ પાડી, " સુલોચના !"

સુનોચનાએ ધ્યાનભંગ થઇને પાછળ જોયું તો પોતાના માતા પિતા ઉભેલા હતા તે હસતી હસતી તેમની પાસે આવીને બોલી, " મને શું કામ બોલાવો છે ? મ્હારૂં કાંઈ કામ છે ?"

"ત્હારૂં કામ તો ઘણું એ છે, પણ તું પ્રભુપૂજામાંથી નવરી થા ત્યારેને !" પ્રભાવતીએ સુનોચનાના વાંસા ઉપર પોતાનો હાથ ફેરવતા ફેરવતા કહ્યું

" આજ જરા મને વાર થઇ, નહિ તો હમેશાં અત્યારે ક્યારનીએ પર-વારી જાઉં છું " સુલોચનાએ માતાની સોડમાં ભરાતા કહ્યું

' ઠીક ચાલો આપણે બધા હવેલીમાંજ જઇને બેસીએ અને વાર્તાલાપ કરીએ ' ધર્મસિંહ એમ કહીને હવેલી તરફ ગયો એટલે પ્રભાવતી અને સુલોચના પણ તેની પછવાડે ગયા

બેઠકના ખંડમાં તેઓ આવી પહોંચ્યા થોડીવાર પછી સુનોચનાએ પૂછ્યું " માતુશ્રી, મ્હારૂં જે કામ હોય તે ફરમાવો "

" ત્હારા પિતાજી એક વિષયમાં ત્હારો અભિપ્રાય લેવા માગે છે, તેથી અમે તને ગૃહમંદિર બોલાવવા આ ા હતા " પ્રભાવતીએ ઉત્તર આપ્યો

સુનોચના ત્હારી માતુશ્રી કહે છે તે બરાબર છે મ્હારે એક વિષયમાં ત્હારો અભિપ્રાય જોઇએ છીએ " ધર્મસિંહે કહ્યું

' એવો તે કયો વિષય છે કે જેમાં મ્હારા અભિપ્રાયની આપને જરૂર

પડી ? પિતાજી, હું હજુ બાળક અને કાચી બુદ્ધિની છું એટલે મ્હારો અભિપ્રાય આપને શું ઉપયોગનો થઇ પડશે ? " સુલોચનાએ ઉત્સુકતાથી પૂછ્યું.

" પુત્રી સુલોચના, " ધર્મસિંહે કહ્યું. " આ વિષય એવો છે કે જેમાં અમારા કરતાં ત્હારો સંબંધ વિશેષ હોવાથી મેં અને ત્હારી માતુશ્રીએ ત્હારો અભિપ્રાય લેવાનુ યોગ્ય વિચાર્યું છે. "

ચતુર સુલોચના વિષયનુ મૂળ સમજી ગઇ; તેથી તેણે કાંઇપણ ઉત્તર આપ્યો નહિં.

" સુલોચના, મ્હારી વાતને તો તું સમજી ગઈ જણાય છે, પરંતુ સ્પષ્ટતાની ખાતર મ્હારે કહેવું પડે છે કે અમે હવે ત્હારૂં લગ્ન એક લાયક પુરૂષ સાથે જેમ બને તેમ તુરતમાં કરવાનો નિશ્ચય કર્યો છે અને તેમાં અમને ત્હારી સહાનુભૂતિની જરૂર છે. " ધર્મસિંહે સ્પષ્ટ વાત કહી દીધી.

સુલોચના પોતાના લગ્નની વાત સાંભળી શરમાઇ ગઇ, તેણે લજ્જાથી પોતાનું મુખ નીચું કરી દીધું.

" બેટા, એમાં શા માટે શરમાય છે ? ત્હારા પિતાજીને યોગ્ય ઉત્તર આપ જોઇએ. " પ્રભાવતીએ પોતાની પુત્રીને પોતાની પાસે બેસારતાં કહ્યું.

" હું હજુ બાળક છું. " સુલોચનાએ માંડમાંડ એટલો ઉત્તર આપ્યો.

" ના, પુત્રી, તું હવે બાળક નથી. લગ્ન કરવા જેવડી ત્હારી ઉમ્મર થઇ ગઇ છે એટલે અમે ત્હારૂં લગ્ન ન્યાયમંત્રી કલ્યાણચંદ્ર સાથે કરવાના નિશ્ચય ઉપર આવ્યા છીએ; કલ્યાણચંદ્રને તો તું ઓળખે છે, તે બહુજ ઉદાર, દયાળુ, ધર્મિષ્ટ અને દરેક પ્રકારે લાયક છે; વળી મહારાજની પણ તેના ઉપર કૃપા છે; માટે એવા એક ઉત્તમ પુરૂષને અમે અમારો જમાઈ બનાવવાનો વિચાર કર્યો છે. સુલોચના, હવે ત્હારો અભિપ્રાય આ વિષયમા કેવો છે, તે અમે જાણવા માગીએ છીએ. " ધર્મસિંહે સર્વ હકીકત ખુલ્લી કહી દઇને તેનો અભિપ્રાય માંગ્યો.

પોતાના પિતાની વાત સુલોચનાએ શાંતિથી સાંભળી. તેની શરમ હવે ધીમે ધીમે નષ્ટ થતી હતી. તેણે કહ્યુ. " પિતાજી, આપે જે વિચાર કર્યો તે આપના મનથી યોગ્ય હશે; પરંતુ જ્યારે આપ મ્હારો તે સબંધમા અભિપ્રાય માગો છો, ત્યારે મ્હારે કહેવું પડે છે કે આપનો નિશ્ચય મને અનુકૂળ નથી. આપ પૂજ્યની સામે શરમ મૂકીને હું વાત કરૂ છુ. તે માટે મને ક્ષમા કરજો. "

પ્રભાવતીએ આશ્ચર્ય પામતાં પૂછ્યુ : " બેટા, શું તું કલ્યાણચદ્ર જેવા સુશીલ પુરૂષ સાથે લગ્ન કરવાની ના પાડે છે ? "

" માતુશ્રી, કલ્યાણચદ્રની સાથે કે અન્ય પુરૂષની સાથે લગ્ન કરવાની મ્હારી ઇચ્છાજ નથી. હું તો તમારા અને મ્હારા પિતાજીના આશ્રયે રહીને

મ્હારૂં જીવન દેવાધિદેવ શ્રી જીનપ્રભુની સેવામાં વ્યતીત કરવા માગું છું ” સુનોચનાએ શાંતિથી ઉત્તર આપ્યો

“ પરંતુ એમ કરવાનું કારણ શું છે ? ” ધર્મસિંહે પૂછ્યું

“ પિતાજી, એનું કારણુ આપ ક્યાં નથી જાણતા ! યુવાનીના આવેશમાં ખરા ખોટાનો વિચાર કર્યા વિના ચંપાવતીના પરમાર રાજા ધધુકને મેં એક વખત મ્હારૂં મન અર્પણ કર્યું હતુ, રાજા ધધુકને મેં મનથી મ્હારો પતિ કરવાનો નિશ્ચય કર્યો હતો, પરંતુ તેની અને તેના ધર્મની ખરી ઓળખાણુ પડતાં મેં તેનો તીરસ્કાર કર્યો હતો અને તેજ વખતથી તેના પ્રત્યેનો મ્હારો પ્રેમભાવ મેં જોકે ખેંચી લીધો છે, તો પણ એક વખત મેં તેનો મ્હારા પતિ તરીકે મનથી સ્વીકાર કરેલો હોવાથી હવે હું અન્ય પુરૂષને મ્હારૂં તન અને મન શી રીતે અર્પણ કરી શકું એનો આપ જ વિચાર કરી લો ” સુનોચનાએ ઉત્તર આપ્યો

સુનોચનાના આ કથનથી ધર્મસિંહ અને પ્રભાવતી વિચારમાં પડી ગયાં તેઓ કેવળ એક બીજાના સામે જોઈ રહ્યા થોડા સમય પછી ધર્મસિંહે કહ્યું “ સુનોચના અજાણપણે થઈ ગયેલી એક ન્હાની શી ભૂલને આગળ ધરી તું લગ્ન કરવાની ના પાડે છે એ યોગ્ય નથી જીવનપર્યંત બ્રહ્મચર્યવ્રત પાળવું, એ અતિ કઠિન કાર્ય છે ”

“ પિતાજી, મ્હારા ઉપરના સ્નેહને લઈ આપ મ્હારૂં લગ્ન કરવા તૈયાર થયા છો, એ વત્સલ પિતા તરીકે આપનું કર્તવ્ય છે, પરંતુ હું આપના વિચારને સંમત નથી ” સુનોચનાએ કહ્યું

“ વ્હાલી સુનોચના, ત્યારે શું તું જન્મપર્યંત કુમારી અવસ્થામાં જીવનને વીતાવીશ ? બેટા મ્હારાથી–ત્હારી માતાથી એ શી રીતે સહન થશે ? ” પ્રભાવતીએ દીનગીરીયુક્ત સ્વરથી પૂછ્યું

‘ પ્રિય માતુશ્રી, આપજ વિચાર કરો કે હું બ્રહ્મચર્યવ્રત ન પાળું તો શું કરૂં ? એક વખતે એક પુરૂષને અર્પણ થયેલું મ્હારૂં મન હું બીજાને શી રીતે અર્પણ કરી શકું ? ’ સુનોચનાએ સામો પ્રશ્ન કર્યો

પુત્રીના એ પ્રશ્નનો ઉત્તર પ્રભાવતી કે ધર્મસિંહ આપી શકે તેમ નહોતું તેઓ અંતરથી સમજતાં હતાં કે સુનોચના જે કહે છે તે સત્ય કહે છે, અને તેણે પોતાનું જીવન બ્રહ્મચર્યવ્રત પાળીને વ્યતિત કરવાનો નિશ્ચય કર્યો છે, તે પણ યોગ્યજ છે પુત્રીના નિશ્ચયથી તેઓ દીલગીર થયાં અને તેમની બન્નેની આંખો અશ્રુથી ભીંજાઈ ગઈ

પોતાના માતપિતાને રડતાં જોઈને સુનોચનાએ ગંભીર વાણીથી

કહ્યું:—" પિતાજી અને માતુશ્રી, તમે શા માટે દિલગીર થાઓ છો ? મ્હારા કર્મમાં આજન્મ કુમારી અવસ્થા ગાળવાનું લખેલું જણાય છે અને એમ કરવાથી હું સ્હેજ પણ દિલગીર થતી નથી. મ્હારા મન અને આત્માને દૃઢ બનાવી હું બ્રહ્મચર્યવ્રતનું પાલન કરવા ખુશી છું. પિતાજી, મ્હારા જીવાત્માએ અનેક જન્મોમાં વિલાસભોગ ભોગવ્યા હશે; તેથી આ એકાદ જન્મ વિલાસભોગનો ત્યાગ કરવો પડે તો શું હરકત છે ? દેવી રાજેમતિનો ભગવાન નેમિનાથે તેમની સાથે લગ્ન કર્યા પહેલાં જ્યારે ત્યાગ કર્યો ત્યારે દેવીને તેમના માતપિતાએ અન્ય પુરૂષની સાથે લગ્ન કરવાને ઘણું સમજાવ્યાં; પરંતુ તેઓએ ભગવાનની પછવાડે દીક્ષા ગ્રહણ કરી ચાલી નીકળવામાં ધર્મ માન્યો હતો, એ અપૂર્વ ઘટનાને આપ ક્યાં નથી જાણતાં ? માતુશ્રી, મનુષ્ય જન્મરૂપી અમૂલ્ય જીવનનું સાર્થક્ય કરી લેવાનો મને આ અવસર મળ્યો છે, તેથી આપ ખુશી થવાને બદલે દિલગીર શામાટે થાઓ છો ? આપના આશ્રયે રહી પરમાત્મની ભક્તિ કરતાં મને અપૂર્વ સુખનું ભાન થાય છે; માટે આપ જરાએ દિલગીરીને ધારણ કરશો નહિ: તેમજ મ્હારી કોઈ પણ પ્રકારની ચિન્તા પણ કરશો નહિ. "

" વ્હાલી પુત્રી," ધર્મસિંહ તથા પ્રભાવતીએ આનંદના અશ્રુ સારતાં કહ્યું. " ત્હારા આવા શુભ વિચારથી અમે ખુશી થયાં છીએ અને તને જેમ અનુકુળ આવે તેમ ત્હારૂં જીવન ધાર્મિક કાર્યોમાં વીતાવજે. બેટા, હવે ત્હારે જવું હોય તો જા, ત્હારૂં કામ નથી. "

સુલોચના માતાપિતાને નમન કરી પોતાના ઓરડામા ચાલી ગઈ. ધર્મસિંહ તથા પ્રભાવતી પણ અશ્રુઓને લ્હોતા લ્હોતા પોતપોતાનાં કામે વળગ્યા.



# પ્રકરણ ૩૫ મું.

## ઉપદેશ અને પાપનું પ્રાયશ્ચિત્ત.

„ દીરઘ આઉ નામ કુલ ઉત્તમ, ગુનસંપત્તિ આનંદ નિવાસ;
ઉન્નત વિભો સુગમ ભવસાગર, તીન ભૂવન મહિમા પરગાસ;
ભૂજ બલવંત અનંતરૂપ છબી, રોગ રહિત નિત ભોગ વિલાસ;
જીનકે ચિત્ત દયા તિનકે રૂપ, સબસુખ હોત બનારસીદાસ. "

વિમલ અર્બુદભૂમિનો—ચંદ્રાવતીનો સર્વ રાજ્યકારભાર પોતાના હસ્તગત કરી ગુજરાતના રાજાધિરાજ શ્રી ભીમદેવના નામથી રાજ્યશાસન ચલાવતો હતો ચંદ્રાવતીના નગરજનો તેના ઉત્તમ અને ન્યાયી શાસનથી અત્યંત પ્રસન્ન થઈ

ગયા હતા અને તેના અનેકવિધ ગુણોની હમેશા પ્રશસા કરતા હતા વિમલ પણ ભાટ ચારણો અને કવિઓ તથા વિદ્વાનોને મો માગ્યુ દાન આપતો હતો. વિમલ જાણે ચન્દ્રાવતીનો રાજા ન હોય, એમ તેને સર્વ લોકો માન આપતા અને તેના ગુણાનુવાદ એક રાજાની જેમજ ગાતા હતા ચન્દ્રાવતીની સ્રીઓમા શ્રીદેવીનુ માન પણ હતુ અને તેને એક રાજરાણી નાડીનેજ સર્વ તેના પ્રત્યે વર્તન ચલાવતા હતા વિમલ અને શ્રીદેવીની કીર્તિ ચોતરફ ફેલાઇ ગઇ હતી તેથી અનેક ભાટ ચારણો એ દાનેશ્વરી દપતી આગળ દાન લેવાને આવતા હતા

એક સમયે પ્રાતઃકાલે ઉઠીને વિમલ દતધાવન અને સ્નાન વિગેરે આવશ્યક ક્રીયાઓ કરી, ઘોડા ઉપર સ્વાર થઇને ચન્દ્રાવતીની રચના જોવા જવાને તૈયાર થઇ રહ્યો હતો, એટલામા તેના એક સેવકે આવી નમન કરીને કહ્યુ "મહેતાજી, આચાર્યશ્રી ઉદ્યોતનસૂરિના શિષ્ય આચાર્યશ્રી વર્ધમાનસૂરિ આબુરાજ ઉપર પધાર્યા છે અને નગરના સર્વ જનો તેમના દર્શન કરવા જાય છે આપની દર્શન કરવાની ઇચ્છા હોય તો આપ પણ પધારો" સેવકની વધામણીના ખબરથી વિમલ આનદ પામ્યો અને પોતાના હાથે પહેરેલ સુવર્ણના કડાનુ દાન આપી તેને ખુશી કર્યો, તથા પોતાની માતા અને પોતાની પત્નીને લઇ આચાર્ય મહારાજના દર્શન કરવા ચાલ્યો.

આચાર્યશ્રી વર્ધમાનસૂરિ વિહાર કરતા કરતા આબુરાજ ઉપર એકાદ દિવસથી પોતાના શિષ્ય પરિવાર સાથે પધાર્યા હતા જે સમયનો અત્ર ઉલ્લેખ કરીએ છીએ, તે સમયે આબુરાજ પર્વત જાણે દેવાને ક્રીડા કરવાનુ સ્થાન હોય નહિ. એવી તેની પ્રાકૃતિક શોભા હતી વિવિધ મહર્ષિઓથી સેવિત એવો એ ગિરિરાજ વેદ અને જીનશાસનમા અતિશય પ્રખ્યાત હતો આબુ પર્વત ઉપર સર્વ કાઇ શોભાસમાન, રમણીય અને સ્વાભાવિક હતુ અર્બુદ પર્વતનો મહિમા અપાર હતો અને એક ઉત્તમ સ્થળ તરીક તેની ગણના થતી હતી *અચળેશ્વર

---

* આ સ્થળે તપસ્વીઓ તપ કરતા હતા ત્યા તેમની એક કામધેનુ ગાય ચરતી હતી ત્યા એક મોટો ખાડો હતો તેમા ગાય ચરતા ચરતા ખસી પડી સધ્યાસમય થયો તોપણ ગાય આવી નહિ એટલે ઋષિઓ તેની શોધ કરવા નીકળી પડ્યા ગાયને ખાડામા પડેલી જોઇને ઋષિ ડાગ દેખાડે, ડચમરા કરે, પણ ન ખાડામા પેસાય કે ન બહાર નીકળાય પછી કામધેનુએ દૂધ ઝારીને ખાડો ભર્યો અને તે દૂધપર તરીને ખાડમાથી બહાર નીકળી ઋષિઓએ એકત્ર મળી વિચાર કર્યો કે ગાય આજ તો સહીસલામત આવી પણ કોઇ દહાડો ભયકર પરિણામ આવે તેથી તેઓ પર્વત શિરોમણી હિમાલયને ફરીયાદ કરવા ગયા. હિમાલયે ઋષિઓ ની વાત સાભળી પોતાના નાના પુત્રને તેમની સહાયાર્થે મોકલ્યો ઋષિઓએ તેમને

આગળના ભાગમાં છે અને આબુ પર્વત પાછળ આવેલો છે. આબુ ઉપર +અર્બુદા દેવીનું સ્થાન હતું. આ પર્વતને પ્રકૃતિએ પોતાના માનવંતા વંશજ વૃક્ષોને વસાવવાનું જાણે સ્થાન બનાવ્યું ન હોય, એવી કલ્પના તે ઉપરની વૃક્ષોની ગાઢ ઘટા જોઇને ઉદ્‌ભવતી હતી, જેના ઉપર બેસીને અનેક પ્રકારનાં પક્ષીઓ મધુર સ્વરથી નિસર્ગ દેવતાનું ગાન ગાતાં હતાં. પાણીનાં નાનાં મોટાં અનેક ઝરણો પર્વત ઉપરથી ખળખળ અવાજ કરતાં વહેતા હતા. આબુરાજ ઉપરની શોભા જેમ અલૌકિક હતી તેમ તે સિવાય નાગોના ભાગ તાર્થો, આશ્રમે, વૃક્ષોની ઘટા અને ઝરણોથી પણ તેટલોજ શોભાયમાન હતો. ગુપ્તિકેશ, કાશીવિશ્વનાથ, જમદગ્નિ આશ્રમ, માર્કંડેશ્વર, ગૌમાગવાની, પારેશ્વર મહાદેવ વિગેરે ઘણાં પ્રખ્યાત સ્થળો ત્યાં અસ્તિત્વ ધરાવતાં હતાં. તે સમયે જૈનધર્મનું એક પણ દેરાસર પર્વત ઉપર નહોતુ. એમ ઘણા ઇતિહાસવેત્તાનું કહેવું છે. પરંતુ પૂર્વે શ્રી આદિનાથ ભગવાનના ઉપદેશથી તેમના પુત્ર શ્રી ભરત મહારાજે એ ગિરિના શિખર ઉપર ચાર દ્વારવાળું સુવર્ણ ચૈત્ય કરાવ્યું હતું એમ જૈન ઇતિહાસથી જણાય છે. આબુ પર્વત એ સમયે ચન્દ્રાવતીના પરમાર રાજાઓના અધિકારમાં હતો અને તેઓએ તેની શોભામાં વારંવાર વૃદ્ધિ કરી હતી. પરમાર રાજવંશીઓના માટે એ સમયે એમ કહેવાતું હતુ કે:—

"આબુ જૂપ પરમાર, પૃથ્વી પરમારાં તણી:
ધરા ઉજ્જેણી ધાર, દુજો અર્બુદ બેસણો."

આવી કહેવત પ્રચલિત કરાવનાર આબુરાજના અધિપતિ પરમાર રાજાઓની પૂર્વની જાહોજલાલી નષ્ટ થવાથી તેનો પ્રાચિન ઇતિહાસ બરાબર મળી આવતો નથી. પરમાર પછી દેવડા ચહુઆણોના અધિકારમા આબુ પર્વત આવ્યો હતો. અને તેમણે પણ તેમની શોભાને સાચવી રાખવાનો પ્રયત્ન કર્યો હતો. ટુંકામાં એટલુંજ કહેવુ બસ છે કે જે સમયની આ વાત થાય છે, તે સમયે ગિરિરાજ આબુ અને તેનો આસપાસનો પ્રદેશ અનેક દેવાલયો, સ્થાનો, આશ્રમો, નદીઓ, ઝરણાઓ, સરોવરો, વૃક્ષો અને અનેકવિધ પક્ષીઓથી અત્યંત રમણીય હતો. આજે પણ એ પવિત્ર ગિરિરાજની શોભા, જોકે પૂર્વની જાહોજલાલી સાથે સરખાવતાં અમુક અંશે નષ્ટ થઇ હશે, તો પણ આકર્ષક અને મનોહારી છે એટલુંજ નહિ, પણ પ્રાચિન સમયના એ પર્વત ઉપર વીર તથા

---

આબુ ઉપર સ્થિર કર્યો, તે ખાડો પુરીને ત્યાંજ રહ્યો, તેનાથી અચળેશ્વર તીર્થ કહેવાયું. ત્યાં પાર્વતિપતિનુ સ્થાપન કરીને મહિમા બહુ વધાર્યો છે.

+ તેના સંબધમા પણ એક દંતકથા પ્રચલિત છે; પરંતુ તે સાથે આપણને અત્રે સબધ ન હોઇ તેનો ઉલ્લેખ કરવામા આવ્યો નથી.

સ્થિતિ ખરેખર દયા ઉપજાવે તેવી હોય છે, કર્મભારથી દબાયેલા આત્માનું તેજ નષ્ટ થયેલું હોય છે, તેની શક્તિનો લોપ થયો હોય છે અને તેનું અનંતવીર્ય છુપાઇ ગયેલું હોય છે: એ અનંત વીર્યને સ્ફુરાવવાને તેમજ અનંત શક્તિનું સામ્રાજ્ય હસ્તગત કરવાને મનુષ્યે સૌ પ્રથમ અહિંસક અથવા બળવાન બનવું જોઇએ. જેઓ અહિંસક હોય છે તેઓજ યથાર્થ બળવાન બની શકે છે. એ તમારે ખાસ સ્મરણમાં રાખવું જોઇએ. વિવિધ પ્રકારના દુઃખોમાંથી મુક્તિ મેળવવાનો અને પરમ સુખને વરવાનો પ્રત્યેક પ્રાણીએ અવશ્ય પ્રયત્ન કરવો જોઇએ. શરીરે આરોગ્ય, ભાગ્યનો અભ્યુદય, સ્વજનોમાં પ્રભુત્વ, ભુવનમાં મહત્વ, ચિત્તમાં વિવેક અને ઘરમાં વિત્ત એટલે ધન, એ મનુષ્યને પુણ્યના પ્રભાવથી પ્રાપ્ત થાય છે. સમસ્ત સંસારમાં પ્રાણીમાત્રનો સહાયક, કલ્પવૃક્ષ સમાન અને ચિન્તામણી રત્નતુલ્ય એક ધર્મજ જયવંતો વર્તે છે. ધર્મનો મહિમા અપાર છે. અનેક તીર્થંકરોએ, અનેક ગણધરોએ, અનેક આચાર્યોએ અને અનેક મુનિઓએ તેની વ્યાખ્યા વારંવાર કરેલી છે, તેમ છતાં જ્યારે જ્યારે તે વિષે ઉપદેશ આપવાનો પ્રસંગ ઉપસ્થિત થાય છે, ત્યારે ત્યારે તેના સંબંધમાં અનેક નવીન વિગતો કહેવાની અને જાણવાની મળી આવે છે. ધર્મ, બંધુરહિત મનુષ્યને બંધુસમાન છે, મિત્રરહિતને મિત્રસમાન છે, વ્યાધિથી બેહાલ થયેલા પ્રાણીઓને ઉત્તમ ઔષધ સમાન છે, રાતદિવસ દારિદ્રથી જેમનું મન પીડિત છે એવા મનુષ્યોને તે ધનસમાન છે, અનાથનો નાથ છે અને ગુણહીન જનોને ગુણના નિધાન રૂપ છે ધર્મના અનેક ભેદો છે, અનેક માર્ગો છે અને અનેક પ્રણાલિકાઓ છે. પરંતુ અત્રે હું તો તમને સામાન્ય ધર્મ કે જેને છએ દર્શનકારોએ માન્ય ગણી ઉપદેશેલો છે અને જેને પરમ ધર્મ કહેવામાં આવે છે, એવા પ્રાણીમાત્રને પરમોપકારી અહિંસા ધર્મનો પ્રતિબોધ કરીશ દરેક શાસ્ત્રકારોએ અહિંસા ધર્મને મુખ્ય ગણેલ છે; કેમકે એ એકજ ધર્મ સિદ્ધાંતને આચારમાં મૂકવાથી મનુષ્યમાત્ર કર્મના ગાઢ દળોને દૂર કરી અક્ષય સુખને વરવા ભાગ્યશાળી થઇ શકે છે. અહિંસા ધર્મના સેવનથી મનુષ્યમાં અનેક સદ્‌ગુણોનો વાસ થાય છે અને તેનુ જીવન સુખપૂર્ણ થાય છે. શાંત સ્વભાવ, સદા લોકપ્રિયતા, પ્રેમભાવ, કરૂણા–દયા અને સૌમ્યતા આદિ સદ્‌ગુણો અહિંસા ધર્મના સેવનથી મનુષ્યને પ્રાપ્ત થાય છે. સુજ્ઞ જનોએ સર્વ પ્રાણીઓ ઉપર ઉપકાર કરવો, એ પરમ કર્તવ્ય છે. દુઃખથી આર્ત થયેલાં મનુષ્યો પણ ધર્મ તો કરે છે, પણ પ્રાણીમાત્ર ઉપર દયા કરનારા અને તેમના ઉપર ઉપકાર કરનારા તો મહાજનોજ હોય છે. દીન, દરિદ્ર, નિરાધાર અને દુઃખિત તથા ક્ષુધા–તૃષાથી પીડિત એવાં પ્રાણીઓ ઉપર દયા લાવી તેમના દુઃખોને દૂર કરવાં એ અહિંસા ધર્મનું જ સ્વરૂપ છે. પ્રાણીમાત્ર ઉપર દયા, પ્રેમ, સ્નેહ અને કરૂણા રાખવી, તેમનાં

દુખો જોઇને તેમની દયા ખાવી અને તેમના દુખોને દૂર કરવા પ્રયાસ કરવો તથા કોઇ પણ જીવની હિંસા ન કરવી, એ મહાન્ ધર્મ છે એ ધર્મથીજ એ અહિંસા ધર્મથી મનુષ્ય પોતાનુ–પોતાના આત્માનુ પરમ કલ્યાણ સાધી શકે છે અહિંસા ધર્મ એ એક એવો સર્વમાન્ય ધર્મ છે કે જેથી સસારમા શાન્તિનુ સામ્રાજ્ય સ્થાપન કરી શકાય છે હિંસાના સેવનથી સસાર દુખી થાય છે અને ચોતરફ અશાતિ પ્રસરે છે તમારામાથી કોઇ શકા કરશે કે અહિંસા ધર્મના સેવનથી અમે નિર્બળ અને નિર્માલ્ય તો નહિ થઇએ ને ? ભવ્ય આત્માઓ ! તમારી એ શકા અસત્ય છે પણ અહિંસા ધર્મથી કોઇપણ માણસ નિર્બળ કે નિર્માલ્ય થતોજ નથી અહિંસા ધર્મના સેવનથી માણસ બળવાન અને અનેક પ્રકારના સુખોનો ભોક્તા થાય છે દુર્બળ માણસ કદિપણ અહિંસાવ્રતનુ સપૂર્ણપણે પાલન કરી શકતો નથી. અહિંસાજ તમને સબળ બનવાનુ પ્રબોધે છે કહ્યુ છે કે ક્ષમા એ વીર મનુષ્યોનુ ભૂષણ છે, નબળા રોગીપેગી, વિલાસી, વ્યભિચારી અને ગુલામો ક્ષમા આપી શકતા નથી કારણ કે તેઓ સ્વાર્થ અને વાસના સિવાય બીજી કોઇ વસ્તુનો–આત્મા જેવી વસ્તુનો વિચાર કરવાનુ સામર્થ્ય પણ ધરાવતા નથી વીર મનુષ્યોજ ક્ષમા ગુણવાળા હોય છે અને તેઓજ પોતાના જીવ ઉપર ઉદાર થઇને પણ અન્ય મનુષ્યોનુ કલ્યાણ કરવા તત્પર થાય છે વીર મનુષ્યોના જ હૃદયમા અહિંસા ધર્મ વાસ કરી રહેલો હોય છે અને તેઓનાજ હૃદયો પ્રેમથી–દયાથી–કરૂણાથી ભરપૂર હોય છે એટલાજ માટે હુ પુન પુન કહુ છુ કે તમારા વીરત્વને ગુમાવશો નહી, તેની સાથે તમારા અહિંસક ભાવને પણ ગોપવશો નહીં અહિંસા ધર્મનુ શી રીતે પરિપાલન કરવુ એ હુ તમને કોઇ સમયે સમજાવીશ, પરતુ હાલ હુ જે અહિંસા ધર્મનો મહિમા દર્શાવુ છુ તે ઉપરથી વિચાર કરી તમે સર્વ તેનુ પાલન કરવા તૈયાર થજો, હિંસાનો ત્યાગ અને અહિંસા ધર્મનો સ્વીકાર એ મનુષ્ય તરીકે તમારૂ કર્તવ્ય છે, માટે ધર્મના મર્મનો ભેદ સમજી તે પ્રમાણે વર્તવાને કટીબદ્ધ થાઓ કેટલાક મનુષ્યો ધર્મના નામથી યજ્ઞાદિ કાર્યોમા નિર્દોષ પશુઓની હિંસા કરે છે અને તેને એક ધાર્મિક કાર્ય તરીકે માને છે, તથા અજ્ઞાન મનુષ્યોને તેવા કર્તવ્યથી ભ્રમમા નાખવાનો પ્રયાસ કરે છે, એ પરમ દીલગીરીનો વિષય છે હિંસા કરવાથી–નિરાધાર પશુઓનો નાશ કરવાથી જો ધર્મ થતો હોય અને મોક્ષના સુખ મળતા હોય તો પછી કસાઇ મોક્ષના રાજા થવા જોઇએ ભવી જીવો ! અન્ય મનુષ્યો મોહની જાળમા ફસાઇને ગમે તેવુ વિપરીત કાર્ય કરતા હોય તો તેમનાથી ભોળવાઇ જશો નહિ, નિરાધાર પશુઓની હત્યાથી કદિ પણ ધર્મ સાધન થતુ જ નથી. માટે તમે અહિંસાધર્મના સૂત્રને હૃદયમા ધારણ કરી જગત ઉપરથી હિંસાનો નાશ કરવા તૈયાર થજો અને એ રીતે તમારા મનુષ્ય જન્મનુ સાર્થક્ય કરી લજો."

સૂરીશ્વરે પોતાનો અમૃતમય ઉપદેશ બંધ કર્યો એટલે આખો સમાજ જાણે નિદ્રામાંથી જાગૃત થયો હોય તેમ આશ્ચર્યચકિત થઇ ગયો. કર્ણને પવિત્ર કરનારી ઉપદેશમયી વાણી સાંભળી સર્વ શ્રોતાઓ હૃદયથી અત્યંત પ્રસન્ન થયાં અને તેમની આંખોમાં આંસુ ઉભરાતાં જણાયાં. વિમલ સદ્‌ગુરૂનો ઉપદેશ સાંભળીને તેમને વંદન કરી કહેવા લાગ્યો. પ્રભુ, મેં અનેક જીવોની હિંસા કરી છે અને યુદ્ધક્ષેત્રમાં લોહીની નદીઓ વહેવરાવી છે. શું તેનું પ્રાયશ્ચિત ન થઇ શકે?"

સૂરીશ્વરે સ્મિત હાસ્ય કરીને કહ્યું. "મંત્રીશ્વર ! તમે અપાર કર્મ કર્યાં છે, હજારો અને લાખો જીવોની તમે હિંસા કરી છે, દેશ ઉજ્જડ કર્યા છે, નગરો લુંટ્યાં છે, બાળક અને તેની માતાને વિખુટા કરી મૂક્યાં છે, તલવારના બળે પારકું ધન હરણ કર્યું છે, મ્હોટા મ્હોટા રાજાઓને દંડ્યા છે અને એવી રીતે પાપકર્મની કોટીમાં મૂકાય તેવાં કર્મો કર્યાં છે; પરંતુ તમે જે કાંઇ કર્યું છે તે તમારી ફરજને અંગે કરેલું છે, આત્માને નિરાળો રાખીને કરેલું છે, માતૃભૂમિના હિતાર્થે કરેલું છે. હૃદયમાં દયાભાવને ધારણ કરીને કર્યું છે, અને પ્રસંગે પ્રસંગે શત્રુઓ ઉપર ઉદારતા બતાવીને કર્યું છે. તેથી તેનું પ્રાયશ્ચિત્ત કરવાનું અશક્ય નથી."

વિમલે વિનયપૂર્વક કહ્યું. "ગુરૂદેવ, મેં કરેલ પાપનું પ્રાયશ્ચિત કરવું જ્યારે અશક્ય નથી તો પછી મ્હારા ઉપર કૃપા કરીને મને આલોયણ (પ્રાયશ્ચિત્ત) આપો, આપ જેમ કહો તેમ કરવાને હું તૈયાર છું."

આચાર્યે વિમલની ખરા હૃદયની લાગણી જોઇને કહ્યું:—"મંત્રીશ્વર ! પ્રાયશ્ચિત્ત અનેક પ્રકારનાં હોય છે. તમારે માટે સૌથી વધારે ઉત્તમ અને બંધબેસતું પ્રાયશ્ચિત્ત માત્ર એકજ છે અને તે એજ કે તમે અત્યારસુધીમાં રાજ્યના-માતૃભૂમિના અને ન્યાય-નીતિના રક્ષણાર્થે શત્રુઓને દાબી દેવાનો જે ભગીરથ પ્રયત્ન કર્યો છે તેવો જ પ્રયત્ન શાસનની ઉન્નતિ અને પ્રભાવના અર્થે કરો ! આબૂ જેવા રમણીય ગિરિરાજ ઉપર સુંદર અને કળા-કુશળતા યુક્ત ચૈત્ય-મંદિરોની સ્થાપના કરો ! તે માટે સંકોચરહિતપણે-યથાશક્તિ ધન અને સત્તાનો ઉપયોગ કરો ! જીર્ણ મંદિરોનો ઉદ્ધાર કરો ! મુમુક્ષુઓ અને જીજ્ઞાસુઓને તીર્થયાત્રાના પ્રસંગો આપો ! ટૂંકામાં બની શકે તે રીતે શાસનની સેવા કરો. વિશેષ શું કહું ? તમારૂં હૃદય નિર્મળ છે. તમારા ભાવો ઉજ્જવળ છે. હવે તમારા જીવનને ધર્મપરાયણ બનાવો એજ તમારે માટે ઉચિત અને સલાહકારક છે."

વિમળે પ્રસન્ન થઇને કહ્યું: "પ્રભુ, આપની આજ્ઞાનુસાર આબુ પર્વત ઉપર જીનમંદિર કરાવીશ અને તે ઉપરાંત શ્રી સિદ્ધાચળનો સંઘ કાઢી ત્યાં પણ

જૈન ચૈત્ય બંધાવીશ તથા અન્ય તીર્થસ્થળાની સેવા માટે મારાથી બનતુ કરી પાપનુ પ્રાયશ્ચિત્ત કરીશ ”

ચંદ્રાવતીના નગરજનો વિમળની શાસનસેવા તથા ગુરૂ મહારાજની ઉપદેશવાણી વિષે મનન કરતા સ્વસ્થાનકે ગયા. વિમલ પણ આચાર્ય મહારાજની આજ્ઞા લઇ તથા તેમને પરિવાર સમેત ચંદ્રાવતીમા પધારવાની વિનંતિ કરી સ્વસ્થાનકે ગયો.

# પ્રકરણ ૩૬ મું.

## રાજસત્તા પ્રબળ કે પ્રજામત ?

વિમલ જેવા એક વીરશિરોમણી અને મુસદ્દી મંત્રી પાટણમાંથી ચાલ્યો ગયો, તેથી દામોદર વિગેરે બ્રાહ્મણ મંત્રીઓ પ્રથમ તો અંતરથી બહુજ રાજી થયા હતા. પાટણની રાજ્યસત્તા પોતાના હાથમાંજ આવશે અને તે કાયમ રહેશે, એ વિચારથી તેઓ મગરૂર થયા હતા. દામોદરે હવે મહેશ્વરને પાટણનો દંડનાયક બનાવવા અને તેના ન્હાના ભાઇ સોમેશ્વરને સેનાપતિ બનાવવા માટે ખટપટ કરવા માંડી. તેનો વિચાર એવો હતો કે પાટણના મુખ્ય હોદ્દાઓ પોતાના પક્ષના માણસોના અધિકારમાં આવે તો શ્રાવકોના પ્રાબલ્યને એકદમ તોડી શકાશે, પરંતુ તેની આ કલ્પનાઓ પ્રમાણે મનધાર્યુ કાર્ય, થશે કે કેમ, એવી તેને શંકા થતી હતી. વિમલ ચંદ્રાવતી ચાલ્યો ગયો, તે પછી પાટણની શ્રાવક પ્રજામાં મોટો ખળભળાટ થઇ ગયો હતો. શ્રીદત્તશેઠ, ધર્મસિંહ મહેતા અને કલ્યાણ નંદે સમસ્ત શ્રાવક સંઘ 'મહારાજ ભીમદેવે વિમલ મહેતાનુ અપમાન કરી તેને પાટણ છોડીને ચાલ્યા જવાની કરેલી આજ્ઞા વિષે વિચાર ચલાવવા અને ભવિષ્યમાં તે માટે શું પગલાં લેવા, તે સંબંધે નિશ્ચય કરવાને' એકત્ર કર્યો હતો. ઘણા યુવાન અને અભિમાની શ્રાવકોએ મહારાજના અન્યાયી હુકમને વખોડી કાઢ્યો, તેમજ દામોદર વિગેરે ખટપટી અને સ્વાર્થી મંત્રીઓનો તીરસ્કાર કરી તેમને ઉચિત દંડ દેવાનો વિચાર કર્યો, તેમજ વિશેષમાં એવો પણ નિશ્ચય કર્યો કે જો મહારાજ પોતાની મેળે સમજી પોતાના અન્યાયી હુકમને પાછો ખેંચી લઇ વિમલ મહેતાને પાછા બોલાવી તેમને સન્માનપૂર્વક મંત્રીની જગ્યા નહિ આપે અને દામોદરાદિ ખટપટી મંત્રીઓને યોગ્ય શિક્ષા નહિ કરે તો રાજસભામાં જઇ મહારાજના અન્યાયી કાર્ય માટે સખત વિરોધ જાહેર કરવો અને તેમ છતાં જો મહારાજ પોતાની ભૂલ નહિ જૂએ તો આખા

જીર્ન ચૈત્ય બંધાવીશ તથા અન્ય તીર્થસ્થળોની સેવા માટે મારાથી બનતું કરી પાપનું પ્રાયશ્ચિત્ત કરીશ '

ચંદ્રાવતીના નગરજનો વિમળની શાસનસેવા તથા ગુરૂ મહારાજની ઉપદેશવાણી વિષે મનન કરતા સ્વસ્થાનકે ગયા. વિમલ પણ આચાર્ય મહારાજની આજ્ઞા લઇ તથા તેમને પરિવાર સમેત ચંદ્રાવતીમાં પધારવાની વિનંતિ કરી સ્વસ્થાનકે ગયો.



# પ્રકરણ ૩૬ મું.



## રાજસત્તા પ્રબળ કે પ્રજામત ?

વિમળ જેવો એક વીરશિરોમણી અને મુત્સદ્દી મંત્રી પાટણમાંથી ચાલ્યો ગયો તેથી દામોદર વિગેરે બ્રાહ્મણ મંત્રીઓ પ્રથમ તો અંતરથી બહુજ રાજી થયા હતા. પાટણની રાજ્યસત્તા પોતાના હાથમાંજ આવશે અને તે કાયમ રહેશે, એ વિચારથી તેઓ મગરૂર થયા હતા. દામોદરે હવે મહેશ્વરને પાટણનો દંડનાયક બનાવવા અને તેના ન્હાના ભાઇ સોમેશ્વરને સેનાપતિ બનાવવા માટે ખટપટ કરવા માંડી. તેનો વિચાર એવો હતો કે પાટણના મુખ્ય હોદ્દાઓ પોતાના પક્ષના માણસોના અધિકારમાં આવે તો શ્રાવકોના પ્રાબલ્યને એકદમ તોડી શકાશે, પરંતુ તેની આ કલ્પનાઓ પ્રમાણે મનધાર્યું કાર્ય થશે કે કેમ, એવી તેને શંકા થતી હતી. વિમલ ચંદ્રાવતી ચાલ્યો ગયો. તે પછી પાટણની શ્રાવક પ્રજામાં મ્હોટો ખળભળાટ થઇ રહ્યો હતો. શ્રીદત્તશેઠ, ધર્મસિંહ મહેતા અને કલ્યાણચંદ્રે સમસ્ત શ્રાવકસંઘ 'મહારાજ ભીમદેવે વિમલ મહેતાનું અપમાન કરી તેને પાટણ છોડીને ચાલ્યા જવાની કરેલી આજ્ઞા વિષે વિચાર ચલાવવા અને ભવિષ્યમાં તે માટે શું પગલાં લેવા, તે સંબંધે નિશ્ચય કરવાને' એકત્ર કર્યો હતો. ઘણા યુવાન અને અભિમાની શ્રાવકોએ મહારાજના અન્યાયી હુકમને વખોડી કહાડ્યો, તેમજ દામોદર વિગેરે ખટપટી અને સ્વાર્થી મંત્રીઓનો તીરસ્કાર કરી તેમને ઉચિત દંડ દેવાનો વિચાર કર્યો, તેમજ વિશેષમાં એવો પણ નિશ્ચય કર્યો કે જો મહારાજ પોતાની મેળે સમજી પોતાના અન્યાયી હુકમને પાછો ખેંચી લઈ વિમલ મહેતાને પાછા બોલાવી તેમને સન્માનપૂર્વક મંત્રીની જગ્યા નહિ આપે અને દામોદરાદિ ખટપટી મંત્રીઓને યોગ્ય શિક્ષા નહિ કરે તો રાજસભામાં જઇ મહારાજના અન્યાયી કાર્ય માટે સખત વિરોધ જાહેર કરવો, અને તેમ છતાં જો મહારાજ પોતાની ભૂલ નહિ જૂએ તો આખા

શ્રાવક સમુદાયે પાટણનો ત્યાગ કરી ચંદ્રાવતી ચાલ્યા જવું. યુવાન શ્રાવકોના ઉપર્યુક્ત વિચારને ઘણો ભાગ મળતો થઇ ગયો અને ઝટપટ તડ ને ફડ કરી દેવાને તૈયાર થઇ ગયો; પરંતુ મોતીચંદ શેઠ જેવા અનુભવી અને ઠરેલ શ્રાવકોએ બધાને શાંત પાડ્યા અને બળ કરતાં કળથી કાર્યસિદ્ધિ કરવાને માટે સમજાવ્યા. આ પ્રમાણે ચાર પાંચ વાર સંઘ એકત્ર થયો એથી પાટણની પ્રજામાં પણ ખળભળાટ થયો હતો. પાટણની તટસ્થ પ્રજા વિમલ જેવા ન્યાયી, દાનેશ્વરી અને સર્વગુણસંપન્ન અધિકારી ઉપર ગુજરેલા અન્યાયથી દીલગીર થઇ હતી અને પાટણનું સૈન્ય વિમલ જેવા વીરશિરોમણી અને ગુણગ્રાહક સરદારના ચાલ્યા જવાથી બેદરકાર બન્યું હતું. ભીમદેવે જ્યારે આ વાત સાંભળી અને પ્રજાજનોનો ખળભળાટ તેના જાણવામાં આવ્યો, ત્યારે તેને થએલી ભૂલનું ભાન થયુ. વિમલ જેવા રાજ્યના એક ખરા હિતસ્વી મંત્રીનુ અપમાન કરવા માટે અને તેને પાટણ છોડીને ચાલ્યા જવાની કરેલ અન્યાયી આજ્ઞા માટે તેને હવે કંઇક અંશે પશ્ચાત્તાપ થવા લાગ્યો. પાટણની શ્રાવક પ્રજાના જોરને તે જાણતો હતો અને દામોદર આદિ મંત્રીઓની સ્વાર્થી સલાહથી ભોળવાઇને તેનો નાશ કરવાના ઉતાવળા વિચારથી પોતે વિમલનું અપમાન કર્યું હતું, એ પણ હવે તેના ધ્યાનમાં આવ્યું હતું. એટલુંજ નહિ પણ પાટણની પ્રજાનો મ્હોટો ભાગ નારાજ થયો હતો તે વાત પણ તેના જાણવામાં આવી અને તે સંબંધે તેણે ઉંડો વિચાર કર્યો ત્યારે તેને સમજાયું કે વિમલનું અપમાન કરવામાં પોતે એક ગંભીર ભુલ કરી હતી. હમીર જેવા મહાન્ રાજાનો પરાજય કરનાર અને માળવા જેવા દેશ ઉપર જીત મેળવનાર વિમલ, રાજ્યનો એક સ્થંભ હતો, એમ તેને વિચાર આવવા લાગ્યો. વિમલે ચંદ્રાવતીના રાજા ધંધુકને હરાવી ચંદ્રાવતીની રાજ્યસત્તા પોતાના હસ્તગત કરી લીધાના ખબર જ્યારે ભીમદેવે સાંભળ્યા, ત્યારે તેને આશ્ચર્ય થયું અને વિશેષમાં વિમલ પોતાના નામથી ચંદ્રાવતીનો કારભાર ચલાવે છે, એ હકીકત તેના જાણવામાં આવી, ત્યારે તેની ન્યાયપરાયણતા અને રાજ્યભક્તિ માટે મહારાજા ભીમદેવે પણ ઉચ્ચ અભિપ્રાય બાંધ્યો તથા એવા એકનિષ્ઠ રાજભક્ત વિમલનું અપમાન કરવા માટે પોતાને અતિ શોક થયો.

મધ્યાન્હનો સમય હતો. ઉનાળાનો સખ્ત તાપ પડતો હતો, પ્રસ્વેદથી પ્રત્યેક અંગ રેબઝેબ થઇ જતું હતું. ગુજરાતનો રાજાધિરાજ ભીમદેવ આ સમયે પોતાની બેઠકના ખંડમાં વિરામાસન ઉપર બેઠો હતો. તેનો એક સેવક પંખાવતી તેને પવન નાંખતો હતો. કુદરતી તાપથી ભીમદેવનું શરીર બળતું હતું અને અંતઃકરણના સંતાપથી તેનું મન વ્યગ્ર રહ્યા કરતું હતું. પાટણનો પતિ ભીમદેવ અનેક પ્રકારના વિચારોમાં

ગયા ખાતો હતો તેનું ભવ્ય મુખ કાંઈક ઉતરી ગયા જેવું જણાતું હતું અને તેનો ક્રોધી સ્વભાવ કાંઈક શાંત થયો હોય એમ તેના બાહ્ય દેખાવ પરથી જણાતું હતું કેટલોક સમય વિચારનિદ્રામાં પસાર કર્યા પછી ભીમદેવે પોતાની આંખો ઉઘાડી જોયું તો સામે તેનો માનીતો અને વિશ્વાસુ સેવક સામન્ત ઉભો હતો, ભીમદેવે તેને જોતાંજ કહ્યું 'સામન્ત !"

"જી આજ્ઞા છે, મહારાજ ?' સામન્તે પૂછ્યું

"દામોદર મહેતા તેની પુત્રી મેનાનું લગ્ન મ્હારી જોડે કરવાના હતા, એ વાત શું સત્ય છે ?" ભીમદેવે પૂછ્યું

"ના મહારાજ, એ તો મેનાને આપની રાણી બનાવવાની ખટપટમાં હતા, તેથીજ મને મેનાની સાથે છૂટથી વાતચિત કરવા દેતા." સામન્તે ઉત્તર આપ્યો

"દામોદર મહેતાને અત્યાર સુધી હું સરલ માણસ ધારતો હતો પરંતુ એ તો મ્હોટો ખટપટી નીકળી પડ્યો છે ને શું ? ઠીક એ સંબંધી આગળ ઉપર વાત, હાલ કાંઈ કરવાની અગત્ય નથી તું જા અને સંગ્રામસિંહજીને મ્હારી પાસે એકદમ મોકલ" ભીમદેવે કહ્યું

સામન્ત ભીમદેવને પ્રણામ કરી ચાલ્યો ગયો થોડીજવારમાં સંગ્રામસિંહ આવી પહોંચ્યો સંગ્રામસિંહને સામેના આસન ઉપર બેસવાનું કહીને ભીમદેવે ટટ્ટાર થઇને કહ્યું 'પાટણની પ્રજા અને તેમાં ખાસ કરીને જૈન પ્રજાના શા ખબર છે ? કાંઇ નવીન વાત બની છે ?"

'ખાસ જાણવા જેવી નવીન વાત તો કાંઇ નથી પણ પાટણની પ્રજામાં અસંતોષની લાગણી દિવસે દિવસે વૃદ્ધિ પામતી જાય છે અને તેમાંએ શ્રાવક સંઘ તો આપે કરેલ વિમલના અપમાનથી કેવલ નારાજ થઇ ગયો છે" સંગ્રામસિંહે ઉત્તર આપ્યો

"હં" ભીમદેવે વાત સાંભળવાની ઈચ્છામાંથી કહ્યું

"પાટણનો જૈન સમુદાય ચાર પાંચ વખત વિમલના કરેલ અપમાન સંબંધી વિચાર કરવા મળ્યો હતો, એ હકીકત તો આપ પણ જાણતા હશો તે પછી ખાસ ધ્યાન આપવા લાયક બનાવો બનતા જાય છે અને તે એ કે જૈન સમુદાયના પક્ષમાં તટસ્થ પ્રજાજનનો ઘણો ભાગ ભળતો જાય છે વિશેષમાં આપણા સૈનિકોમાં પણ અસંતોષની લાગણી ફેલાતી જાય છે અને તેઓ વિમલના ગયા પછી બેદરકાર બનવા લાગ્યા છે" સંગ્રામસિંહે કહ્યું

મે સાંભળ્યું છે કે જાવો, વિમલના કરેલ અપમાન માટે આપણી

રાજસભામાં આવીને ખુલાસો માગવાના છે; અને જો ખુલાસો કરવામાં ન આવે તો તેઓ સર્વે પાટણ છોડીને ચાલ્યા જવાના છે, એ વાત શું સત્ય છે?" ભીમદેવે પૂછ્યું.

"યુવાન શ્રાવક વર્ગ તો તડ ને ફડ કરી દેવાને તૈયાર થઇ રહ્યો છે; પરંતુ તેમને શ્રીદત્ત શેઠ, મોતીચંદ શેઠ અને ધર્મસિંહ મહેતા જેવા અનુભવી અને ડરેલ માણસો શાંત પાડે છે અને કોઇ પણ પ્રકારનું 'અયોગ્ય પગલું ભરવાની તેઓ ચોખ્ખી ના પાડે છે, તેમ છતાં થોડા સમયમાં રાજસભામાં તેઓ અવશ્ય આવીને અવાજ તો ઉઠાવશે જ, એમ મ્હારી ખાત્રી છે." સંગ્રામસિંહે ઉત્તર આપ્યો.

"વાત તો વધી ગયેલી જણાય છે ને શું?" ભીમદેવે આશ્ચર્યથી પૂછ્યું.

"હા મહારાજ, વાત વધી ગઇ છે, એટલુંજ નહિ પણ જો પ્રજાને—જૈન સંઘને શાંત પાડવાનો પ્રયાસ કરવામાં નહિ આવે તો તેનું પરિણામ સારૂં આવશે નહિ." સંગ્રામસિંહે કહ્યું.

"ત્યારે શું મ્હારે—ગુજરાતના રાજાધિરાજને પ્રજાથી ડરીને ચાલવું?" ભીમદેવે સહેજ ક્રોધના આવેશથી પૂછ્યું.

"વ્યાજબી બાબતમાં પ્રજાના અવાજને માન આપવું, એમાં આપની સત્તા ઓછી થશે નહિ; પરંતુ એમ કરવાથી દિનપ્રતિદિન સત્તા વધતી જશે." સંગ્રામસિંહે ઉત્તર આપ્યો.

"પણ મ્હારે શું વિમલ મહેતા પાસે ક્ષમા માગવી, એમ તમે કહો છો?" ભીમદેવે પૂછ્યું.

"મહારાજ! મ્હારૂં કથન એવું નથી કે આપે આપના ગૌરવને બાજુએ મૂકીને કામ કરવું. મ્હારૂં કહેવું એમ છે કે વિમલને પાછો અહિં તેડાવવાની આપની ઇચ્છા નહોય તો ભલે—આપને અનુકુળ પડે તેમ કરવું. પરંતુ પાટણની પ્રજાને રાજી રાખવા માટે અને તેમની વ્યાજબી માગણીનું માન સાચવવાની ખાતર વિમલનો જો કાંઇ અપરાધ હોય તો તે માફ કરી તેને ચંદ્રાવતીનો દંડનાયક બનાવવો અને તેને રાજાનો ઇલ્કાબ આપવો. અહીં પાટણમાં વીર મંત્રીના દિક્ષા ગ્રહણ પછી દંડનાયકની જગ્યા ખાલી છે, તે જગ્યાએ શ્રીદત્ત શેઠને દંડનાયક નીમવા અને મોતીચંદ શેઠ જેવા અનુભવી પુરૂષને નગરશેઠ અને સંઘપતિની પદવી આપવી. મ્હારો વિચાર આ પ્રમાણે ગોઠવણ કરવાનો છે અને એમ કરવાથી પ્રજાજનોમાં શાંતિ ફેલાઇ જશે, તથા આપ વગર માગી આવી ઉદારતા બતાવશો તો જે પ્રજા આપના આ કાર્યથી નારાજ થઇ છે, તેજ પાછી આપના ગુણાનુવાદ ગાવા મંડી પડશે." સંગ્રામસિંહે કહ્યું.

ભીમદેવે પ્રસન્ન થઈને કહ્યું "તમે એક પાકા મુત્સદ્દી પુરુષ છો, તમારી બુદ્ધિને માટે મને ઘણુ માન છે તમારા વિચારને હુ મળતો થાઉં છું અને તે પ્રમાણે વ્યવસ્થા કરવાનુ તમનેજ સોંપુ છું થોડા દિવસ પછી મ્હારા રાજ્યાભિષેકનો દિવસ આવે છે અને તે દિવસે રીવાજ મુજબ દરબાર ભરાય છે તેજ વખતે તમે મ્હારી વતી આપણે નક્કી કરેલ વ્યવસ્થા વિષે ભાષણ આપી જાહેર કરજો. વિમલ મહેતાને રાજાનો ઈલ્કાબ અને પોષાક આપવા તથા ચંદ્રાવતીના દંડનાયકનો લેખીત હુકમ આપવા કલ્યાણચંદ્ર અને મહેશ્વર દરબારને બીજે દિવસે ચંદ્રાવતી જાય, એ સંબંધમાં પણ સર્વ વ્યવસ્થા તમેજ કરી રાખજો."

"મહારાજ, આપની આજ્ઞા મુજબ દરબારમાં સર્વ વ્યવસ્થા હુ કરી રાખીશ એ સંબંધમાં આપને હવે ચિંતા કરવાનુ પ્રયોજન નથી બીજુ મ્હારૂં કહેવુ એમ છે કે આપણા સૈન્યમાંથી લાયક અધિકારીઓ અને સૈનિકોને ઇનામ આપવાની ગોઠવણ પણ તેજ દિવસે થાય, તો સૈનિકોમાંથી પણ અસંતોષ દૂર થઈ જશે" સઆમસિંહે કહ્યું

"ઠીક છે, તેમ કરવાને પણ હુ ખુશી છું, તમે લાયક અધિકારી અને સૈનિકોનું એક લીસ્ટ કરી રાખજો એટલે તેમને પણ દરબાર વખતે ઇનામ આપવાની વ્યવસ્થા કરી રાખવાનુ ધર્મસિંહ મહેતાને કહી દઈશ"

"આપની આજ્ઞા પ્રમાણે લીસ્ટ તુરતમાં તૈયાર કરી કોને કેટલુ ઇનામ આપવુ, તે વિષે આપનો અભિપ્રાય પૂછીને નક્કી કરી લઈશ" સઆમસિંહે કહ્યું

"ઠીક ત્યારે આવતી કાલેજ એ લીસ્ટ તૈયાર કરી મ્હારી પાસે લાવજો. એમ કહીને ભીમદેવ ઉઠયો સઆમસિંહ પણ ઉઠયો અને મહારાજની રજા લઈ સ્વસ્થાનકે ગયો. ભીમદેવ પોતાના મામા સઆમસિંહની બુદ્ધિની પ્રશંસા કરતો કરતો ચિન્તામણીના મહેલે ગયો. ઉદયમતિ અને ચિન્તામણી બાળકુમાર મૂળરાજને રમાડતા હતા અને એ રીતે ઉમદા આનંદનો ઉપભોગ કરતા હતા. *ભીમદેવે આવીને બાળકુમાર મૂળરાજને તેડી લીધો અને સ્નેહથી તેના ન્હાના

---

* ભીમદેવને ત્રણ પુત્રો થયા હતા પ્રથમ મૂળરાજ પછી ક્ષેમરાજ અને પછી કર્ણ મૂળરાજની માનુ નામ મળી આવતુ નથી ક્ષેમરાજ ચિતામણીનો પુત્ર હતો અને કર્ણ ઉદયમતિનો પુત્ર હતો કુંવર મૂળરાજ યુવાવસ્થામાંજ મરણ પામ્યો હતો ભીમદેવ જ્યારે વૃદ્ધ થયો ત્યારે તેણે પોતાના પાટવી કુમાર

ગુલાબી ગાલો ઉપર ચુંબન કર્યું, ને જોઇને ઉદયમતિએ ચિંતામણી સામે જોયું એટલે તે હસી પડી. ભીમદેવ તેના ભાવાર્થ સમજી હસવા લાગ્યો અને પોતાના પિતાને હસતો જોઇ મૂળરાજ પણ મૃદુ મૃદુ હાસ્ય કરવા લાગ્યો.

"નાથ!" ઉદયમતિએ કુંવરને હસતો જોઇને કહ્યું. "જુઓ તો મૂળરાજ કેવો ચાલાક છે! ચિંતામણી અને આપ મર્મથી હસ્યા એટલે તે પણ જાણે બધું સમજતો હોય, એમ હસવા લાગ્યો છે."

"દેવી, ત્હારા જેવી ચતુર અને ચિંતામણી જેવી ચંચળ જેની માતાઓ છે; તેનો કુંવર ચાલાક હોય, એમાં શું આશ્ચર્ય ?" ભીમદેવે કહ્યું.

"ખરૂં છે નાથ, આપના જેવા ચાલાક અને દક્ષ પિતાનો પુત્ર પણ તેમના જેવો થાય, એમાં કાંઇ આશ્ચર્ય નથી" એમ કહીને ચિંતામણી હસી, એટલે તેની ચતુરાઇ ઉપર ઉદયમતિ અને ભીમદેવ પણ હસી પડયાં.

---

# પ્રકરણ ૩૭ મું.

## અદ્ભૂત ચમત્કાર અને પૂર્ણાહુતિ.

વિમલ અને શ્રીદેવીના દાનેશ્વરીપણાની કીર્તિ ચોતરફ પ્રસરી ગઇ હતી. અનેક ભાટ ચારણો અને પંડિતો તેમની પાસે યાચના કરવાને આવતા હતા. ઉદાર અને પરદુઃખભંજન વિમલ સર્વને મ્હોં માગ્યું દાન આપીને સંતોષ પમાડતો હતો. એકવાર પાંચસોને અગિયાર ભાટ વિમલની પાસે યાચના કરવા આવી ચડ્યા. વિમલના સુંદર આવાસની રચના જોઇને તેઓ આશ્ચર્ય ચકિત થઇ ગયા અને વિમલની અપાર ઋદ્ધિ સિદ્ધિના વખાણ કરવા લાગ્યા. વિમલ આ વખતે રાજસભામાં ગયો હતો, એટલે દાસીએ શ્રીદેવીને ભાટના આગમનના

---

ક્ષેમરાજને રાજ્ય સોંપીને તપશ્ચર્યા કરવા જવાનો નીશ્ચય કર્યો, પરંતુ ક્ષેમરાજે રાજ્ય લેવાની ના પાડી અને તેની સાથે જવાને તૈયાર થયો એટલે ન્હાના કુંવર કર્ણને ગાદી આપવામાં આવી હતી. તે પછી તુરતજ ભીમદેવ સ્વર્ગવાસી થયો. ક્ષેમરાજને પોતાના પિતાનો વિયોગ થયો તેથી દુઃખ પામીને સરસ્વતીના કિનારે મુડકેશ્વર નામે પવિત્ર સ્થળ છે ત્યાં જઇને રહ્યો; આ સ્થળ દધિસ્થલી અથવા દેથલી ગામથી બહુ આઘે નથી; આ ગામ ક્ષેમરાજના કુંવર દેવપ્રસાદને કર્ણરાજાએ આપ્યું હતું. દેવપ્રસાદનોપુત્ર ત્રિભુવનપાળ થયો અને તેને કાસ્મીરાદેવીથી કુમારપાળાદિ ત્રણ પુત્રો અને બે પુત્રીઓ થઇ હતી—(જુઓ રાસમાળા ભાગ ૧ લો.

—લેખક.

ખબર આપી. શ્રીદેવી તુરતજ બહાર આવી અને તેણે તેમનો સત્કાર કર્યો. શ્રીદેવીના અપૂર્વ રૂપ-ગુણ જોઇને ભાટો મંત્રમુગ્ધ થઇ ગયા અને આ તે સાક્ષાત્ લક્ષ્મી હશે કે રંભા હશે એમ કલ્પના કરવા લાગ્યા. ભાટો કવિત કહીને પાછા વળવા લાગ્યા અને બોલ્યા કે, માતા ! મંત્રીશ્વર રાજસભામાંથી આવશે એટલે અમે ફરીથી આવશું. શ્રીદેવીએ તેઓને જણાવ્યું કે મંત્રીશ્વર બહાર ગયા છે, પણ ઘર તો અહીં મૂકી ગયા છે માટે જમીને પછી જજો એમ કહીને ભાટોને સારી રીતે જમાડયા અને તેમને સંતુષ્ટ કર્યા. વિમલ ઘેર આવ્યો એટલે ભાટોને તેણે સુવર્ણદાન આપ્યું, ભાટોએ તેજ વખતે પ્રસન્ન થઇને કહ્યું કે—

" રવિ ગઉનિ સુર સદા, દેવી અબાવિ પ્રમાણ,
પોરૂઆડ પરગ્રહમન મગણિ ન નઇ માણ "

ભાટો ઉપરનું કવિત કહીને ચાલ્યા ગયા, આ વાત વિમળે જાણતાં પોતાની પત્ની શ્રીદેવીના અતિથિ સત્કારના કર્તવ્ય માટે પ્રશંસા કરી. શ્રીદેવી પોતાના પ્રિયતમના પોતાના માટેના પ્રશંસાત્મક વચનો સાંભળી સ્મિત હાસ્ય પૂર્વક બોલી કે—" નાથ ! એ આડી અવળી વાતને બાજુએ મૂકી જમવા પધારો, વખત થઇ ગયો છે " એમ કહેતી કહેતી શ્રીદેવી પોતાના પ્રાણપતિનો સુંદર હાથ પ્રેમપૂર્વક પકડીને તેને ભોજનગૃહમાં લઇ ગઇ અને અનેક પ્રકારની સ્વાદિષ્ટ વાનીઓથી તેને જમાડીને સંતોષ આપ્યો. સુલક્ષણી અને સદ્‌ગુણવતી સ્ત્રીઓના ગુણોનું વર્ણન ખરેખર અલૌકિક જ છે. સુલક્ષણી સ્ત્રી ઘરનો શણગાર છે. પુરૂષની સુખ દુ:ખની સાથી સ્ત્રીજ છે અને પુરૂષ પાછળ પ્રાણ અર્પણ કરનારી પણ સ્ત્રીજ છે. ઘરમાં સુંદર અને સુઘડ સ્ત્રી હોય તોજ ઘરની શોભા વધે છે, વખતસર ખાવાનું, વખતસર સુખ ભોગ અને વખતસર જોઇતી સર્વ વસ્તુઓ સ્ત્રી હોય તોજ મળે છે. લક્ષ્મી, પદ્માવતી, ચક્રેશ્વરી, સરસ્વતી, સીતા, સુભદ્રા રાજેમતિ, સુષમા, ચેલણા, મયણાસુંદરી, ચંદનબાળા, મૃગાવતી, દમયંતી, દ્રૌપદી અને રાજસ્થાનની વીર રમણીઓ એ સર્વ સ્ત્રીઓજ હતી, કે જેમણે પોતાના ઉત્તમ ચારિત્રથી જગત્‌ને ઉજ્જવળ બનાવ્યું છે. મ્હોટા આનંદ, ઉત્સવ અને ધાર્મિક કાર્યો પણ સ્ત્રી વિના શોભતાં નથી. અમે જાણીએ છીએ કે શાસ્ત્રકારોએ પ્રમાદી સ્ત્રીઓની નિંદા કરેલી છે, પણ તેમણે ઉત્તમ ચારિત્રયુક્ત સુલક્ષણી નારીઓની તો પ્રશંસાજ કરેલી છે. એ પણ ભૂલી જવું જોઇતું નથી. અપ્રમત્ત સ્ત્રી એ સંસારનું બંધન છે અને કેવળ આત્મહિતાર્થી પુરૂષોને તેમાં જકડાઇ રહેવાનું યોગ્ય નથી. પરંતુ જે પુરૂષો સંસારમાં રહ્યા છતાં શક્તિ અનુસાર ધર્મ કાર્ય કરનારા છે, તેમને તો ઉત્તમ ચારિત્રવાળી સ્ત્રીની સહાયની ઘણીજ આવશ્યકતા રહેલી છે. સદા પતિવ્રત ધર્મ પાળે, મીઠી મધુર વાણી બોલે, પતિની સેવા કરે, અખંડ પાસે રહે અને ચંદનથી શીતળતાનો ગુણ ધારણ કરે એવી

સ્ત્રીઓ જગતમાં અવશ્ય વંદનીય બને તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી. અસ્તુ !

સાયંકાળ પછી વિમલ અને શ્રીદેવી હવેલીની મેડી ઉપર ગયાં. મેડીઉપર પુષ્કળ દીપકો ઝગમગી રહ્યા હતા. સુગંધી ધૂપની સુવાસ આખા ખંડમાં પ્રસરી ગઈ હતી અને તેથી અવર્ણનીય આનંદ થતો હતો: વિમલ એક ગાદી ઉપર બેઠો. દેવીસ્વરૂપા શ્રીદેવી તેની સ્હોડમાં અડોઅડ થઈને બેઠેલી હતી. વિમલ રાજ્ય સબંધી અનેક પ્રકારની વાતો કરી રહ્યો હતો અને શ્રીદેવી એકચિત્તે તેની વાત સાંભળતી હતી.

વિમલે કહ્યું: " દેવી, મહારાજ ભીમદેવે રાજસભામાં મ્હારૂં જે અપમાન કર્યું હતું તે વિષે તેમને પશ્ચાત્તાપ થયેલો જણાય છે; કારણ કે તેમણે મને ' રાજા ' નો ઇલ્કાબ આપીને ચંદ્રાવતીના દંડનાયકનો અધિકાર સુપ્રત કરવા મંત્રી કલ્યાણચંદ્ર અને મહેશ્વરને મોકલ્યા છે અને તેઓ બન્ને આજે ચંદ્રાવતીમાં આવી પણ ગયા છે. બીજી એક ખુશી થવા જેવી વાત એ છે કે ત્હારા પિતા શ્રીદત્ત શેઠને પાટણના દંડનાયકનો અધિકાર મહારાજે આપ્યો છે, એવા ખબર પણ કલ્યાણચંદ્રે મને આપ્યા છે."

શ્રીદેવી હસીને બોલી: " ત્યારે આપણે હવે પાટણમાં જશું ને ? મહારાજે, કરેલી આજ્ઞા હવે પાછી ખેંચી લીધી છે ને ?"

" મધુરી, મહારાજે મને પાટણ છોડીને ચાલ્યા જવાની આજ્ઞા તો પાછી ખેંચી લીધી છે: પરંતુ હાલમાં પાટણ જવાનો મ્હારો વિચાર નથી. ગુરૂમહારાજના ઉપદેશથી આબુપર્વત ઉપર જીનમંદિરો કરાવવાં છે અને તેથી હાલમાં મ્હારે અહીં રહેવાની આવશ્યકતા છે. ત્હારો વિચાર પાટણ જવાનો અને એ રીતે ત્હારા પિતા વિગેરેને માળવાનો હોય, તો કલ્યાણચંદ્ર અઠવાડીયુ રોકાઈને જવાના છે. તેની સાથે જજે " વિમલે કહ્યું.

" ના નાથ, જ્યાં આપ ત્યાજ હું રહેવાની. આપનાથી વિખુટા પડીને જવાનો મ્હારો વિચાર છેજ નહિ, પરંતુ આપ જો મ્હારાથી કંટાળી ગયા હો, તો ભલે મ્હને મોકલી દો ?" શ્રીદેવીએ હસતાં હસતાં કહ્યું.

વિમલે પોતાની અનુપમા પ્રિયા શ્રીદેવીનાં મશ્કરીનાં વચનો સાંભળી તેને પોતાના બાહુપાસમાં લઈ તેના અધરામૃતનું પાન કર્યું. અને શ્રીદેવીએ તેનો વળતો જવાબ પ્રિયના અધરોષ્ઠનું ચુંબન કરીને દીધો. આ પ્રમાણે પતિ પત્ની ઉચીત સુખાનુભવ કરતાં હતાં એટલામા મૃદુ મૃદુ હાસ્યનો ધ્વનિ તેમના સાંભળવામાં આવ્યો. પ્રથમ તો તેમણે એ તરફ ધ્યાન આપ્યું નહિ, પણ જ્યારે હાસ્યનો ધ્વનિ વારંવાર સંભળાવા લાગ્યો, ત્યારે વિમળ અને શ્રી-

દેવીએ ચમકીને આમતેમ જોયુ તો ખડના દ્વારની વચ્ચે એક અનુપમ લાવણ્યમયી યુવતી તેમની ચેષ્ટા જોઇને ઉભી ઉભી હાસ્ય કરી રહી હતી શ્રીદેવીએ પોતાની એકાદ સખી આવીને પોતાની મશ્કરી કરતી હશે, એમ પ્રથમ માની લીધુ, પરતુ જ્યારે તેણે બરાબર ધ્યાનપૂર્વક જોયુ, ત્યારે તેની એ કલ્પના ચાલી ગઇ અને આ તો કોઇ નવીન યુવતી છે, એમ વિચારી આશ્ચર્ય મુગ્ધ બની ગઇ વિમલે તેને જોતા વેતજ ઓળખી લીધી અને તેને આવી રીતે અચાનક આવેલી જોઇને આશ્ચર્ય પામ્યો તે યુવતી ધીમે ધીમે તેઓ જ્યા બેઠા હતા ત્યા નજીક આવી પહોચી અને તેમના સામે જોઇ હસવુ શરૂ રાખ્યુ વિમલે આ યુવતીને બે ત્રણ વાર જોઇ હતી, પણ તે સમયના જોવામા અને અત્યારના જોવામા ઘણુ જ અતર હતુ આ સમયે એ યુવતીનુ સ્વાભાવિક સૌંદર્ય અને તેના મ્હોંડાનુ તેજ એટલુ તો અલૌકિક હતુ કે તેને જોઇને વિમળ કેવળ મત્રમુગ્ધ થઇ ગયો. ત્રિભુવનનુ રૂપ, તેજ અને લાવણ્ય તેનામાજ આવીને જાણે વસ્યા કેમ ન હોય એમ વિમળનો ભાસ થયો શ્રી દેવી પણ તેનુ અનુપમ સૌંદર્ય જોઇને અજાયબ થઈ ગઇ હતી શુ ઇદ્ર કે શુ ચદ્ર શુ નાગેન્દ્ર કે શુ મનુષ્ય, શુ યોગી કે શુ ભોગી—સર્વ કોઇ તેના અપ્રતીમ લાવણ્યને જોઇ મોહ પામે એવુ એનુ રૂપ-અગાધ રૂપ હતુ તે યુવતીના કાને સુદર આભૂષણો શોભી રહ્યા છે, તેની ધીમી ચાલ મદમાતી હાથણીની ચાલને પણ લજ્જાયમાન કરે તેવી હતી, તેનુ સુદર મુખકમળ અપૂર્વ તેજથી પ્રકાશી રહ્યુ હતુ અને તેના હાસ્યમા કોઇથી ન વર્ણવી શકાય તેવુ જાદુ ભરેલુ હતુ

તે યુવતીએ સ્મિત હાસ્યપૂર્વક પૂછ્યુ, 'વિમલકુમાર ! આપ મને ઓળખો છો કે વીસરી ગયા છો ? આપ મને ભૂલી ગયા હો તો ભલે પણ હુ તો આપને ભૂલી ગઇ નથી "

"ના, ના હુ પણ તમને ભૂલી ગયો નથી, અબિકા ! પણ તમે અત્યારે રાત્રીના સમયે અહીં ક્યાથી આવ્યા ? શુ તમને કોઇએ—મ્હારા પહેરેગીરોએ અટકાવ્યા નહિ ?" વિમલે સામો પ્રશ્ન કર્યો

" આપના પહેરેગીરો મને અટકાવી શક્યા નથી—અટકાવી શકે તેવી સ્થિતિમા પણ નથી, પરતુ એ આડી વાતને પડતી મૂકી મૂળ અને મુદ્દાના વિષય ઉપર આવીએ મ્હારા માટે તમારો શુ વિચાર છે ? આપના અનુપમ શરીર સમાગમનો લાભ આપવા હવે તૈયાર છો કે નહિ " અબિકાએ પૂછ્યુ

'અબિકા ! ફરી ફરી પ્રશ્ન પૂછીને મને શા માટે દુખ ઉત્પન્ન કરો છો ? મે તમને એક વખત સ્પષ્ટ ઉત્તર આપી દીધો છે કે પ્રાણાન્તે પણ હુ મ્હારા વ્રતને ત્યજીશ નહિ અને જરા પણ ચલાયમાન થઇશ નહિ, તેમ છતા તમે

શા માટે મ્હારી નકામી આશા કરી રહ્યાં છો ? શા માટે જીવનને બરબાદ કરવા તૈયાર થયાં છો ? તમે પરણેલાં હો તો તમારા પતિની સેવા કરીને અને ન પરણેલાં હો તો યોગ્ય પુરૂષ સાથે લગ્ન કરીને તેનેજ તમારૂં જીવન સમર્પિત કરી સુખ થવાને બદલે વિષય-વાસનાની તૃપ્તિ અર્થે શામાટે તમારા આત્માને દુર્ગતિમાં નાખવા તૈયાર થયા છો ? " વિમલે ઉપદેશના રૂપે કહ્યું.

" વિમલકુમાર ! મ્હારે આપનો ઉપદેશ સાંભળવો નથી, તેમ મ્હારે મ્હારા આત્માનું કલ્યાણ પણ કરવું નથી. મ્હારે તો આપનો પ્રેમ સંપાદન કરવો છે. આપ આ શ્રીદેવીના રૂપમાં મોહી પડ્યા છો, પણ જરા ધ્યાનપૂર્વક જૂઓ કે કોણ વિશેષ સૌંદર્યસંપન્ન છે ? અંબીકા કે શ્રી દેવી ? શું આપને સૌંદર્યની પણ કિંમત નથી ? " અંબિકાએ આવેશયુક્ત સ્વરે પૂછ્યું.

" અંબિકા ! હું બાહ્ય રૂપનો પૂજારી નથી. હું તો અંતરના સદ્‌ગુણોનો ઉપાસક છું. શ્રીદેવી ગમે તેવી કુરૂપા હોય, તોપણ મ્હારે મન એ અત્યંત રૂપવતી છે, મેં તેને મ્હારો પ્રેમ અર્પણ કર્યો છે અને તેના સિવાય અન્ય સર્વ સ્ત્રીઓ-ચાહે તો દેવેન્દ્રની પત્ની હોય કે રાજાની રાણી હોય, નાગકન્યા હોય કે વિદ્યાધર કન્યા હોય અને ગમે તેવી અને ગમે તેટલી સ્વરૂપસંપન્ન હોય તોપણ-મ્હારે મન તે સર્વે માતા અને બ્હેન સમાન છે." વિમલે પણ દ્રઢતાથી ઉત્તર આપ્યો.

વિમલ અને અંબિકાની વાતચીત સાંભળીને શ્રીદેવી દિગ્મૂઢ થઇ ગઇ હતી. અંબિકા કોણ અને તે શું કારણથી પોતાના પ્રિયતમ ઉપર અનુરાગિની થઇ છે તે વિષે તે કશું પણ જાણુતી નહોતી.

વિમલકુમાર ! તમે મ્હારો તીરસ્કાર કરો છો, પણ યાદ રાખજો કે પાછળથી તમારે પસ્તાવું પડશે. હું વાસ્તવિક રીતે કોણ છું એ તમે જાણતા નથી, ત્યાં સુધીજ તમે મ્હારી ઇચ્છાને સ્વીકારતા નથી; માટે મ્હારે હવે મ્હારૂં ખરૂં સ્વરૂપ પ્રગટ કરવું પડશે. " અંબિકાએ કહ્યું.

"અંબિકા, હું તમારો તિરસ્કાર કરતો નથી, પણ તમારી અયોગ્ય ઇચ્છાને જ હું તીરસ્કારૂં છું. તમને તો મ્હારી સગી બ્હેન તરીકે ચાહવાને હું હજુ પણ તૈયાર છું. તમે ગમે તે હો-તમારૂં વાસ્તવિક સ્વરૂપ ગમે તેવું હોય, મને તેની દરકાર નથી. મ્હારા વૃત્તથી હું કદિ પણ પૃથ્વી રસાતળ જાય, ચંદ્ર અને સૂર્યનું ભ્રમણ બંધ થાય, મેરૂ ચલાયમાન થાય, ઉદધિ અમર્યાદિત થાય અને મ્હારા આ ક્ષુદ્ર શરીરનો નાશ થાય-તોપણ ચલાયમાન થઇશ નહિ, એ તમે નિશ્ચયથી માની લેજો. " વિમલે શાંતિથી અને નિશ્ચયાત્મક ભાવથી કહ્યું.

અંબિકાએ પોતાના મનથી વિચાર કર્યો કે હવે કસોટી સંપૂર્ણ થઇ ગઇ છે એટલે તેણે અટ્ટહાસ્ય કર્યું. તેના અટ્ટહાસ્યથી આખો ખંડ ગાજી રહ્યો.

ખડમાં એક અપૂર્વ પ્રકારનું તેજ વ્યાપી રહેલું વિમલ અને શ્રીદેવીના જોવામાં આવ્યું એ તેજ એટલું બધું સખ્ત હતું કે ચારિણી અંબિકાને તેઓ બરાબર જોઈ શક્યા નહિ. એ વ્યાપી રહેલા તેજમાંથી મધુર આનંદકારી અવાજ થયો

"મંત્રીશ્વર ! તમારું આ ઉત્તમ ચારિત્ર ત્રિભુવનમાં પ્રશંસાપાત્ર થાય તેવું છે અને દેવોને પણ દુર્લભ થઈ પડે તેમ છે તમે જેમ તમારા બાહ્ય શત્રુઓ ઉપર વિજય મેળવ્યો છે, તેમ આન્તરશત્રુઓ ઉપર પણ તમે સંપૂર્ણ વિજયને પ્રાપ્ત કર્યો છે વિમલકુમાર ! તમે મનુષ્ય નહિ પણ દેવ છો અને વિશ્વને વંદનીય છો. મ્હારા અંતરાત્મા તમારું ઉત્તમ ચારિત્ર જોઈને એટલો બાધે પ્રસન્ન થયો છે કે જેનું વર્ણન મ્હારી વાણી દ્વારા થઈ શકે તેમ નથી. તમારો દૃઢ નિશ્ચય જોઈને મ્હારી દુર્બુદ્ધિનો નાશ થયો છે અને મ્હારી તીવ્ર વાસના પણ પલાયન થઈ ગઈ છે વિમલકુમાર ! બંધુ ! હું ચારણ જાતિની સ્ત્રી છું એ તો તમે જાણો છો, પરંતુ મ્હારામાં જગદંબા શ્રી અંબાજીનો અંશ છે એ તમે નહિ જાણતા હો. હું તમને મ્હારા ખરા અંતઃકરણથી આશીર્વાદ આપું છું કે તમારી દિનપ્રતિદિન ચડતી કળા થશે અને તમારી સર્વ મનોકામના પરિપૂર્ણ થશે."

આ વાક્યો અંબિકા બોલતી હતી કે કોઈ બીજું તે ખડમાં પ્રસરી રહેલા તીવ્ર તેજથી વિમલ જોઈ શક્યો નહિ તેજમાંથી ફરીને અવાજ સંભળાયો "અને દેવીસ્વરૂપા બ્હેન શ્રીદેવી ! તું વિમલકુમાર જેવા સર્વગુણસંપન્ન પતિને પામીને સંપૂર્ણ ભાગ્યશાલી થઈ છો ત્હારા જેવી સ્ત્રી ખરેખર આ સંસારમાં પરમ સૌભાગ્યવતી છે જગજ્જનની શ્રી અંબાજી ત્હારું સૌભાગ્ય અખંડ રાખે એવી અંતઃકરણની તને મ્હારી આશીષ છે"

વિમલ અને શ્રીદેવી બન્ને અંબિકાનું અપૂર્વ રૂપ, તેની આસપાસ વ્યાપી રહેલું તીવ્ર તેજ અને તેના આશીર્વચનો સાંભળી આશ્ચર્યચકિત થઈ ગયા હતા અને અનેક પ્રકારના વિચારમાં મશગુલ બની ગયા હતા અચાનક ખડમાં વ્યાપી રહેલું તેજ એકદમ વિલીન થઈ ગયું અને ચારણી અંબિકા પણ અદૃશ્ય થઈ ગઈ વિમલે વિચારનિદ્રામાંથી જાગીને જોયું તો અંબિકાને નહિ જોતા તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. વિમલ અને શ્રીદેવી ઉભય બનેલા બનાવ વિષે અનેક પ્રકારના વિચારો કરતા નિદ્રાધિન થઈ ગયા નિદ્રાવસ્થામાં વિમલને પોતાની કુળદેવી શ્રી અંબાજીના દર્શન થયા અને જાણે દેવી પોતાના પ્રત્યે સ્નેહભરી અમીદૃષ્ટિ વરસાવી રહ્યા હોય એમ તેને ભાન થયું સ્વપ્નાવસ્થામાં શ્રી અંબાજીએ તેને આબુ પર્વત ઉપર જીનમંદિરો બંધાવવાની આજ્ઞા કરી હોય એમ તેને લાગ્યું પ્રાતઃકાળે ઉઠીને ગુરૂ પાસે જઈ તેણે ગત રાત્રીની ઘટના

અને સ્વપ્નની વાત તેમને કહી સંભળાવી. ગુરૂદેવે પણ પ્રસન્ન થઇને જીનમંદિર બંધાવવાની શરૂઆત કરવા માટે તે અનુકૂળ પ્રસંગ હોવાનું જણાવ્યું.

વિમલે થોડાજ સમયમાં આબુ ઉપર જિનમંદિર બંધાવવાની શરૂઆત કરી દીધી. આ જોઇને શૈવમતાનુયાયીઓ વિગેરે વિમલને અનેક પ્રકારની હરકત કરવા લાગ્યા અને અહીં જીનમંદિર અમે કોઇ પણ રીતે કરવા દેશું નહિ એમ બોલવા લાગ્યા; પરંતુ વિમલે તેમને મીઠા વચનોથી તથા દ્રવ્યાદિ આપીને સંતુષ્ટ કર્યા અને કાર્યની શરૂઆત કરી. મંદિરના પાયા વગેરેનું ખોદાણ કામ ચાલતું હતું એટલામાં એક સ્થળેથી જમીનમાંથી ખોદતાં ખોદતાં શ્રી આદિનાથની મૂર્ત્તિ નીકળી આવી. મંદિરનું કાર્ય સંપૂર્ણ થયું એટલે ઇ. સ. ૧૦૩૧ ( સંવત ૧૦૮૮ ) માં વિમળમંત્રીએ મંદિરમાં શ્રી આદિનાથ પ્રભુની કલ્યાણકારી મૂર્ત્તિની આચાર્ય શ્રી વર્ધમાનસૂરિ પાસે પ્રતિષ્ઠા કરાવી. એ પછી વિમલ મંત્રીએ ચંદ્રાવતીમાં અને આબુ પર્વતના આસપાસના દેલવાડા, કુંભારીયા આદિ ગામોમાં અનેક દેવાલયો, ધર્મશાળાઓ અને ઉપાશ્રયો કરાવ્યા. આબુ પર્વત ઉપરના મંદિરની રચના અને તેની કારીગરી બહુજ ઉત્તમ પ્રકારની છે, એ આજે પણ તેને નજરે જોવાથી ખાત્રી થાય છે. વિમલ મંત્રીએ કરાવેલા મંદિરમાં તેની પોતાની ઘોડા ઉપર બેઠેલી પ્રતિમા આજે પણ તેનું ગૌરવ જાળવી રહી છે. આજે તે વીરશિરોમણી વિમલ નથી, આજે તે દેવીસ્વરૂપા સુલક્ષણી શ્રીદેવી નથી, આજે તે ગુજરાતનું ગૌરવ નથી, આજે તે પ્રતાપી ભીમદેવ નથી, આજે તે સમયનું સમૃદ્ધ પાટણ નથી, તેમ અલકાપુરી જેવી ચંદ્રાવતી નથી, આજે તે વીર શ્રાવક મંત્રીઓ નથી અને આજે તે ગુજરાતની પૂર્વની અત્યુત્તમ જાહોજલાલીનું ઉત્તમ દ્રશ્ય નથી; માત્ર છુટા છવાયા અને અસંબદ્ધ ઇતિહાસમાં આળેખેલાં તેમનાં વર્ણનો જ આજે રહેલાં છે અને એ વર્ણનો વાચીનેજ આપણે સંતોષ માનવો પડે છે. કાળની ગતિ વિચિત્ર છે અને એ વિચિત્ર ગતિમાંજ પૂર્વની જાહોજલાલી નષ્ટ થઇ ગઇ છે; પરંતુ હાલમાં થોડા સમયથી ગુજરાતમા એક નવીન પ્રકારના ચૈતન્યે જન્મ લીધો છે અને એ ચૈતન્યનો યોગ્ય ઉપયોગ કરી ગુજરાતની જૈન, હિન્દુ, મુસલમાનાદિ સર્વ પ્રજા એકત્ર થઇને પૂર્વના ગૌરવને પ્રાપ્ત કરવા ભાગ્યશાલી થાય, એ અંતઃકરણના ઉર્મિ સાથે અમે અત્રે વિરમીએ છીએ.

